॥ ૐ હ્રીઁ અર્હંત્ ॥

શ્રીમદ્ વિજય રાજેન્દ્ર-ધનચંદ્ર-ભૂપેન્દ્ર-યતીન્દ્ર
વિદ્યાચંદ્ર-જયંતસેનસૂરીશ્વરેભ્યો નમઃ

# શ્રી યતીન્દ્ર મુહૂર્ત દર્પણ

સંયોજક: જ્યોતિષાચાર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજ



શ્રી ઋષભ જિન પ્રસાદ થીરપુર થરાદ

પ્રકાશક : શ્રી રાજેન્દ્રસૂરિ જૈન જ્ઞાન મંદિર

હાથીખાના રતનપોળ અમદાવાદ

પ્રત -૧૦૦૦ ઇસ્વીસન -૧૯૮૫

સંવત -૨૦૪૧ રાજેન્દ્ર સંવત-૭૮

: પ્રાપ્તિ સ્થાન :

(૧) સોમચંદ ડી. શાહ, જીવન નિવાસ સામે
પાલીતાણા

(૨) સરસ્વતી પુસ્તક ભંડાર હાથીખાના
અમદાવાદ

(૩) શ્રી પાર્શ્વનાથ જૈન પુસ્તક ભંડાર
શંખેશ્વર, (વાયા હારીજ)

(૪) રાજેન્દ્રસૂરિ જૈન જ્ઞાન મંદિર
રતનપોળ, હાથીખાના અમદાવાદ

(૫) પૂનમચંદ નાગરદાસ દોશી, સદર બજાર
ડીસા (બ. કા)

કિંમત રૂા. ૫૧

આવશ્યક સુધારો :

પેજ નં. ૧ થી ૨૬૪ પેજ નીચે શ્રી યતીન્દ્ર મુહૂર્ત પ્રભાકર છપાયેલ છે તેના બદલે શ્રી યતીન્દ્ર મુહૂર્ત દર્પણ વાંચવુ.





# મંગલ વચન

જ્યોતિષ માનવ જીવનમાં ડગલે ને પગલે દરેકને કોઇ પણ રીતે સહાયક બને છે. કારણ જ્યોતિષનુ એક કિરણ બની વિસમ સ્થિતિના માનસને ઘડીભર વિશ્રામ આપે છે.

ગણિત અને ફલિત, બે વિભાગમાં વિવિધ પ્રકારી સમજણ આપતુ આ જ્યોતિષ પોતાનામાં ખૂબજ મહત્વપૂર્ણ છે.

તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણના સંયોગ વિયોગથી થતા અનેક શુભાશુભ યોગો માનવીને સફળતા અને વિફળતાનો સંકેત પણ કરી શકે છે એટલું જ નહિ ઘણીવાર સચોટ પરિણામોનો નિર્દેશ, સૂચન પણ કરે છે.

નવગ્રહોની જુદી જુદી પ્રકૃતિ અને સ્થાનભેદ, દૃષ્ટિભેદ, શત્રુમિત્રાદિના ભાવોને જાણીને ભૂત ભવિષ્યનું દર્શન પણ એથી થઈ શકે છે.

કર્મ રેખા ક્યારેય ટળતી નથી આ વાત સંપૂર્ણ સાચી હોવા છતાં પણ ફલિત પ્રકરણ સર્વથા અનુપયોગી નથી. પ્રત્યુત ઉપયોગી છે

એ સિવાય સામુહિક, શિલ્પ શાસ્ત્ર પણ પોતાનું આગવું સ્થાન ધરાવે છે વિશ્વના પ્રાગણમાં.

આમ ભારતીય વિવિધ વિદ્યાઓ નિરૂત્સાહી માનવને ઉત્સાહની અનુપમ ભેટ પણ આપી શકે છે. જે પરંપરાથી મળતાં અનેક દૃષ્ટાન્તોથી સમજી શકાય છે.

પ્રસ્તુત શ્રી યતીન્દ્ર મુહુર્ત દર્પણનું સંકલન જ્યોતિર્વિદ પ્ર મુનિરાજ શ્રી [illegible]વિજયજી મહારાજે કરીને સુંદર કામ કર્યું છે, જેમાં ગણિત, ફલિત, જ્યોતિષ [illegible] અને શિલ્પ શાસ્ત્રને આવરી લઇને એક સ્થાન પર બધુંય ભેગુ કર્યું છે, તે પ્રશંસનીય છે,

જુદા જુદા પુસ્તકો અને ગ્રન્થોમાંથી આમાં જુદા જુદા વિષયો લેવામાં આવ્યા છે. જે પુસ્તક દેખતાં સહેજે દેખાઈ આવે છે.

પ્રકાશનની વેળામાં ક્યાંક ક્યાંક થયેલ પુનરૂક્ત દોષને ટાળવાનો પ્રયત્ન પ્રશંસનીય ગણી શકાત.

મુનિશ્રીના પ્રયત્નનો સહુ કોઇ લાભ ઉઠાવે અને આમા પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે સહયોગી બનનારનો પ્રયત્ન સફળ બનાવે એજ અભ્યર્થના

નેનાવા — જયન્તસેનસૂરિ

અષાઢ સુ. ૧૪ ૨૦૪૧



प्रातः स्मरणीय

# गुरुदेव श्रीमद्विजयराजेन्द्रसूरीश्वरजी म. सा.



श्री नेवावा जैन संघ तरफ थी दर्शनार्थे भेट

# પ્રાક્-કથન

પ્રાચીન કાલસે ભારતવર્ષ ગણિત વિદ્યાકા ગુરૂ રહા હૈ। વેદાંગમે ઇસકી ગણના હૈ। જ્યોતિષ શાસ્ત્ર ઇનકા ચક્ષુ કહા ગયા હૈ। ચક્ષુકે વિના જૈસે કુછ નહીં દીખતા વૈસે હી જ્યોતિષ અંધકારકો મીટાકર ભવિષ્યદૃષ્ટા પથપ્રદર્શક હૈ! જૈન ગ્રંથાગમ ઇસ વિદ્યામે પરિપૂર્ણ હૈં! સૂર્યપ્રજ્ઞપ્તિ, ચન્દ્ર પ્રજ્ઞપ્તિ, મહાવીર ગણિતસાર સંગ્રહ, ભદ્રબાહુ સંહિતા, કેવળજ્ઞાન પ્રશ્નચૂડામણી નારચન્દ્ર જ્યોતિષ હીરકલશ, આરંભસિદ્ધિ વાસ્તુસાર, બૃહત્સંહિતા વરાહમિહિરાચાર્ય કૃત, ભુવન દીપક, હસ્તસંજીવની ઉત્કૃષ્ટ રચના ઉપલબ્ધ હોતી હૈ। ભારતીય જ્યોતિષ બેડાજાતક, ગર્ભપાશાકેતલી ઉપલબ્ધ હૈં। હોરા જાતક, તાજક પ્રશ્ન, રમલ, છાયા શુકન હસ્તરેખા, કૃષ્ટ વિજ્ઞાન વાસ્તુ વિજ્ઞાન, શુકન વિજ્ઞાન, સ્વપ્નશાસ્ત્ર તેજીમંદી, લગ્નાનયન, કેરલ જ્યોતિષ, આસામ જ્યોતિષ મહારાષ્ટ્ર જ્યોતિષ, જૈન જ્યોતિષ, યત્ર તત્ર પ્રકીર્ણ વિખરી હુઇ સામગ્રી તાડપત્રોં. ભોજપત્રોં, પાંડુલિપિયો ભંડારોમેં યતિઓમેં સાધુ સંન્યાસીઓમેં જૈન મુનિવરોના ઉપાશ્રયોમેં જિનમંદિર જ્ઞાન ભંડાર ગૃહોમે પ્રચુરમાત્રા મે સંગ્રહિત યત્ર તત્ર વિખરીહુઓ સામગ્રી પ્રાપ્ત હોતી હૈ! જૈન સાધુ મુનિવર યત્ર તત્ર પદયાત્રા ચાતુર્માસ તીર્થયાત્રા કરતે વિહરતે રહતે હૈ! સબસે સંપર્ક બનાયે રહતે હૈ! અનુભવ સિદ્ધ યોગિ યતિયો સાધુ સન્યાસીયોં, સદ્‌ગૃહસ્થોં શ્રાવક સાધ્વિયોં બ્રાહ્મણ વિદ્વત્‌જનો સે સંપર્ક રખકર અનેક કષ્ટ ઉઠાકર ભી ઇસ વિદ્યા થાતી કે સંજોયે હુએ હૈ! ઇન્હીકે પ્રબલ પરિશ્રમ, અતૂટ લગન સાહિત્ય સેવા સાધના, સરસ્વતી કી પ્રબલ આરાધના ઉત્કટ અભિરૂચી કે હી પરિણામ સ્વરૂપવર્ષોંસેકે સાધ્ય પરિણામ ફલ સ્વરૂપ યહ ગ્રંથરત્ન પ્રકાશમેં આયા ! મુનિરાજ પૂણ્યવિજયજી મહારાજ જ્યોતિષચાર્ય, યત્ર તત્ર મગ્ન કે ઉત્કૃષ્ટ જ્ઞાની, જીવનભરમાં ભારતી કી આરાધના કરનેવાલે, ઔર વિદ્વતજનોકી સમ્માન બઢાને વાલે, સદા સર્વદા આશ્રય દેનેવાલે જ્યોતિષ શાસ્ત્ર કે તપોપૂત, ઉજ્જવલ રત્ન હૈ! ઉન્હીકે પ્રયાસ સે યહ ગ્રંથ પૂણ્ય રૂપ પ્રકાશિત કિયા જા રહા

હૈ। સંસ્કૃત ભાષામેં હોરાચક્રમ્, શીઘ્રબોધ, મુહુર્ત ચિંતામણી, મુહુર્ત પ્રકાશ. મુહુર્તગણપતિ, મુહુર્ત સંગ્રહ દર્પણ, મુહુર્ત માર્તણ્ડ. મુહુર્ત પારિજાત જ્યોતિષસર્વ સંગ્રહ, વિવિધ મુહુર્તવિધાયક ગ્રંથ, પ્રકાશિત ઉપલબ્ધ હૈં। પરંતુ ફિર ભી ઇસ ગ્રંથ મેં જો સામગ્રી પ્રકાશિત કી જા રહી હૈ. વહ સામગ્રી ઈન ગ્રંથોમેં ઉપલબ્ધ નહિ હૈ। અતઃ ઈસ ગ્રથકો પ્રકાશિત કરનેકી મહતી આવશ્યકતા પ્રતીત હુઇ। દુર્લભ પાંડુલિપિ-યોંસે મુનિસે રાજસ્થાન, ગુજરાત, મહારાષ્ટ્રમે યત્ર તત્ર પ્રકીર્ણ જ્યોતિષ વિદ્યાકા પ્રચુર માત્રામેં ઈસકા એકત્ર સંગ્રહ કિયા ગયા હૈ।

અતઃ મુનિરાજ પુણ્યવિજયજી મહારાજ જ્યોતિષાચાર્યકા યહ પ્રયત્ન સર્વથા પ્રશંસનીય, શ્લાઘનીય, સ્તુત્ય હૈં। આશા હૈ ઇસી પ્રકાર દુર્લભ જ્યોતિષ વિદ્યા કી પ્રકાશન મુદ્રણ હોતા રહે તો ભારતીય વિદ્યા કા પુનરૂદ્ધાર પ્રચાર પ્રસાર હોતા રહેગા.। ઈસસે ભારતીય સાહિત્ય સંસ્કૃતિ, જ્યોતિષ વિજ્ઞાન કી બલવૃદ્ધિ હોગી।

તપોપૂત્ર મુનિરાજ પૂણ્યવિજયજી મહારાજને વિ સં. ૨૦૩૮ મે આકોલી જિ० જાલોર (રાજસ્થાન) મેં ચાતુર્માસ કાર્તિક માસમાં પૂર્ણ કિયા। ઇસ અવધિકાલમેં પૂણ્ય પ્રભાકર, વિશાય કાયગ્રંથ, હિન્દી, સંસ્કૃત, રાજસ્થાની સાહિત્ય મેં ઉત્કૃષ્ટ કાવ્યગ્રંથ સૃજન કિયા ગયા।

મુહુર્ત દર્પણ(જ્યોતિષ ગ્રંથ) સૃજિત્ કિયા ગયા। જીવનભર સ્વાધ્યાય કરકે સ્થાન સ્થાનમે ભ્રમણ કરતે હુએ જો જ્યોતિષશાસ્ત્ર વિદ્યાકી ઉપલબ્ધિ હુઇ। ઉન સબકો ચુન ચુન કર ઇસ ગ્રંથરત્ન મ ચમન કિયા ગયા હૈ। જો કે પ્રાપ્ત પ્રકાશિત ગ્રથો મેં યહ સામગ્રી હૈ હી નહીં। અનેકોં વિવિધ વિઘ્ન ભારકો વહન કરતે હુએ યહ સામગ્રી એકત્રિત કી ગઈ ઔર સમય મિલને પર પ્રકાશ-નાર્થ યહ પાંડુલિપિ તૈયાર કી ગઇ। ઇસમે જ્યોતિ વિજ્ઞાન કી અલભ્ય પ્રાપ્ત જ્ઞાન ભ ડાર ઉપલબ્ધ હૈ। અત ઇસ દુષ્કર પરિશ્રમ

સાધ્ય કાર્ય કે લિયે દૈવજ્ઞ જ્યોતિર્વિદ જ્યોતિષાચાર્ય મુનિરાજ પુજ્ય પુણ્યાત્મા શુદ્ધાત્મા શ્રી પુણ્યવિજયજી મહારાજ સર્વથી બધાઈ કે પાત્ર હૈં।

ઇન્દ્રોંને વેદ વ્યાસકે તરહ પ્રવક્તા કા રૂપ ધારણ કિયા। મુઝે ગણેશ કી તરહ લેખન કાર્ય કા ભાર સોંપા ગયા। ઈનકી વાણી રૂકી નહી મેરી લેખની ભી રૂકી નહીં। અલ્પ સમય મે હી બૃહત્ કાર્ય પૂર્ણ રૂપેણ સંપાદિત કિયા ગયા હૈ। ઇસકી કે પરિણામ સ્વરૂપ યહ જ્યોતિ વિજ્ઞાન આપકે સમક્ષ 'મુહુર્ત દર્પણ કે રૂપમેં પ્રસ્તુત હૈ ઔર આપ સબ સજ્જન ઉસે આદ્યોપાન્ત પઢિ ઔર સમઝિએ ઔર ઉપયોગ મે લાઈએ યહી મનોકામના મુનિવર પૂજ્ય વિજયજી મહારાજ માંહગ કો હૈ। ધર્મલાભ કે સાથ જ્ઞાનલાભ, ભી પ્રાપ્ત કરના ચાહિએ। તભી ઈહલોક ઔર પરલોક કા માર્ગ પ્રશસ્ત હો શકતા હૈ।

विद्वत् जन.हि जानाति, विद्वज्जन परिश्रमम् ।
नहि वध्या विज्जानाति, गुर्वी प्रसन वेदनाम् ॥

વિદ્વાન માણુસોજ વિદ્વાન જનતા પરિશ્રમ કો જાનતે હૈં। મૂઢ મડલ નહી જાન શકતી, જિસ પ્રકાર પ્રગન પીડા પુત્રવતી માતા હી જાનતી હૈ। વધ્યા સ્ત્રી કયા જાને પ્રસવકી પીડાકો।

अल्पमति विस्तरेण बुद्धिमद् वर्येषु ।
विदुपाव गवद
दैवज्ञ देवकरण शास्त्री सारस्वता ज्योतिषाचार्य
मेड़ जि० नागौर (राजस्थान)

નોંધ-પાંડુલિપિની મૂળ નોંધ પરની ગુજરાતી લિપિમાં આ લખવામાં આવી છે ભાષા હિન્દી-રાજસ્થાની મૂળ રૂપે જ રાખી છે જેથી ગુજરાત રાજસ્થાન બધા સમજી વાંચી શકે.

વિભાગ પહેલો પાંડુલિપિમાં લખેલ નોધ પરથી ગુજરાતીમા અનુવાદ કરી છપાવામાં આવ્યો છે.

# જ્યોતિષાચાર્ય જ્યોતિષ માર્તંડ મુનિરાજ શ્રી પૂણ્યવિ. મ.નું સંક્ષિપ્ત જીવન

(અસલ હિન્દી પરથી ગુજરાતી અનુવાદ)

પ્રાતઃ સ્મરણીય સદા સર્વદા વંદનીય, મુનિરાજ શ્રી પૂણ્ય વિજયજી મહારાજની જન્મ ભૂમિ થરાદ (થીરપુર) જીલ્લો (બનાસકાંઠા) ઉત્તર ગુજરાત છે. તેમની માતાનું શુભ નામ મેનાબહેન એમના પિતાજીનું નામ શ્રી ભાઇચંદભાઈ એમની અટક ધ્રુવ અપભ્રંશ ધરૂ નામે ઓળખાય. ધરૂ કુટુંબ મૂળ સંવત ૧૦૧ની સાલમાં ભીનમાલથી આવેલ અને તેમના વડવા એવા થીરપાળ ધરૂના હાથે થીરપુરની સ્થાપના થયેલી. આજ વીશ સદીથી પૃથ્વી પડલ પર અનેક ચડતી પડતીના પવનને ઝીલતુ અણનમ આજે ખડુ રહેલ છે. તેજ ગામમાં આપણા જ્યોતિષાર્યશ્રીનો શુભ જન્મ થયો છે.

બચપણમાં ગામડી શાળામા થોડોક ગુજરાતી અભ્યાસ કર્યો હતો અને પોતાના બાપના ગામડાઓમાં ધીર ધારના ધંધામાં તેઓ પણ જોડાયા હતા. થરાદ પાસેના પીપરાળ ગામમાં તેમના ધંધા માટે તેમના વડવાઓનુ રહેઠાણ હતું ત્યાં તેઓશ્રી ઉછરીને મોટા થયા.

તેમના નજીકના કુટુંબી સ્વરૂપચંદભાઈના સુપુત્ર પુનમચંદભાઇએ પૂજ્યઆચાર્ય દેવશ્રી યતીન્દ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ પાસે બાળકવયમાં જ સંવત ૨૦૧૦ માં શિયાણા મુકામે દીક્ષા લીધી હતી. ત્યારથી તેમને પણ આ સંસારની સ્થિતિ આળપંપાળ જેવી જણાવા લાગી. પૂજ્ય આચાર્યશ્રીના સદુપદેશનો ઘાઢો પ્રભાવ તેમના પર પણ ઢળી પડયો અને એમના આશીર્વાદથી બીજા જ વરસે સંવત ૨૦૧૧ ની સાલમાં માગશર માસની કૃષ્ણા અગ્યારસના દિવસે મંગળવાર હસ્ત નક્ષત્રમાં ગુરૂવરના ચરણકમલમાં પોતાનું શિશ,

સમર્પણ કરી દીધું ભાગવતી પ્રવ્રજ્યા ધારણ કરી લીધી અને તેઓ માધવલાલ ધરૂમાંથી પૂણ્યવિજયજી બની ગયા.

પછી તો આખાય જીવનનું પરિવર્તન થઈ ગયું. પંચ-મહાવ્રતોનું પાલન કરવું નમસ્કાર મંત્રનો અખંડ જાપ કરવો. વ્રત તપ કરવા સામાયિક, પ્રતિક્રમણ, દેવવંદન, ગુરૂવંદન વિદ્યાભ્યાસ યોગ જપ તપ સંયમ શીલ સાધન, સ્વાધ્યાય, જિનમંદિરમાં પ્રભુ દર્શન, તીર્થોની યાત્રા માટેના વિહાર કરવા વગેરે જીવનમાં વણાઈ ગયું. શ્રદ્ધાળુ શ્રાવક શ્રાવિકા ગણને ધર્મોપદેશ આપીને ધર્માભિમુખ બનાવીને ધર્મમા દૃઢ બનાવવાની ફરજ નિત્યની થઈ ગઈ. કષ્ટમય સાધુ જીવનમાં સમ્યગ્‌જ્ઞાન, સમ્યગ્‌દર્શન સમ્યગ્‌ચારિત્રને તપથી પુષ્ટ કરતા પૂર્ણપણે પવિત્ર બની જઈ મોક્ષ માર્ગના યાત્રિ બની ગયા.

પોતાના જીવનમાં જે જ્ઞાન પ્રાપ્ત કર્યું એનું સદા સર્વદા વિતરણ કરતા રહ્યા ઇશ્વર–પ્રભુ ભક્તિમાં એમની અતૂટ શ્રદ્ધા છે. શ્રાવકજનોના એ સાચા વિશ્વાસપાત્ર સાધુ–સાચા ગુરૂ છે અત્યંત નિરાભિમાની ! સ્પષ્ટવકતા, વિદ્યા, વિનય વિવેકની તપોમૂર્તિ, સાક્ષાત્‌ પ્રભુભક્ત છે. સદાસર્વદા નિષ્કપટી, મધુર મૃદુ ને પ્રિયભાષી સ્વાધ્યાય સાહિત્ય પ્રેમી, આશુકવિ, હિન્દી ગુજરાતી સંસ્કૃતને જ્યેતિષ પર પ્રભુત્વ રાખનાર પ્રબલ પ્રચારક છે.

એમનું ધર્મ પ્રચાર ક્ષેત્ર એટલે મારવાડ રાજસ્થાન જાલોર જિલ્લો. ગુજરાત અમદાવાદ, આણંદ, પાલીતાણા, સિદ્ધપુર મધ્ય ભારત રતલામ મોહનખેડા-મેવાડ ચિતોડ ઉદયપુર સિરોહી જીલ્લો વગેરે છે. પ્રધાનતઃ હિન્દી ગુજરાતી મિશ્રીત ભાષામાં પ્રભાવોત્પાદક પ્રવચન તેઓ આપે છે એમનું વ્યક્તિત્વ ચારિત્ર ઘણા ઊંચા પ્રકારનું છે જે એકવાર એમના સંપર્કમાં આવનારો જીવનભર એમને છોડી જવાનું ઈચ્છતો નથી. એમની વાણીમાં ઓજ–તેજસ્‌ સ્વરની અસર છે. એમની ભાષા પણ ઘણી જ ભાવોઉત્પાદક છે મધ્ય પ્રદેશમાં ઉજ્જન, ઈન્દોર, બનાસકાંઠા (ગુજરાત) માં એઓ વિશેષ રૂપે પ્રચાર કાર્ય કરી રહેલા છે. ઇ.સ. ૧૯૮૨.

લી. વિનિત : પંડિત રામપ્રસાદ રામનિવાસ સવઓકા બી. એ. સાહિત્યચાર્ય આયુર્વેદરત્ન, વિદ્યાવાચસ્પતિ, વિદ્યારત્ન, સાહિત્યરત્ન પો. નોખામંડી જીલ્લો બિકાનેર (રાજસ્થાન)

નોંધ : સં.૨૦૧૦માં શ્રી પૂનમચંદભાઈએ દીક્ષા લીધી હતી તેવર્તમાન આચાર્ય શ્રી જયંતસેનસૂરીશ્વરજી 'મધુકર'ના નામે જાણીતા છે.

# દિવ્ય ચેતના

## પૃથ્વીના પાટલે પરમાત્માના સાકાર પ્રતિનિધિઓ !

આ પૃથ્વી ઉપર પરમાત્માના પ્રતિનિધિ તરીકે સાક્ષાત્ દર્શન આપી રહેલા ભગવાન સૂર્યનારાયણ છે. તેમ આ દેહની અંદર પરમાત્માના પ્રતિનિધિ તરીકે આત્મા છે.

સંસારમાં પરમાત્માના પ્રતિનિધિ તરીકે માતા પિતા છે. સાધના માટે પરમાત્માના પ્રતિનિધિ તરીકે સદ્ગુરૂ (સિદ્ધાત્મા) છે. વૈદિક સંસ્કૃતિની પરંપરામાં ગુરૂવાદનું ઘણું મહત્વ માનેલું છે. પશ્ચિમી લોકશાહીમાં બહુમતી કહે તે ખરૂં મનાય છે જ્યારે વૈદિક પરંપરામાં સિદ્ધગુરૂ કહે તે ખરૂં એ માન્યતા છે કેમકે સિદ્ધ થયેલો ગુરૂ એ પરમાત્માનો પ્રતિનિધિ છે.

કોઈ પણ ઘર સમાજ કે દેશમાં શાણાઓની સંખ્યા જુજ હોય છે મૂર્ખાઓની પ્રચંડ બહુમતી હોય છે. ઘરમાં અર્ધો ડઝન સભ્યો હોય અને દરેકનો મત લઈ બહુમતીના આધારે નિર્ણયો લેવાય તો ઘરનો વહીવટ 'ઠપ' થઈ જાય. એના બદલે અનુભવી વડિલ કે સુયોગ્ય એક વ્યકિતના હાથમાં વહીવટ હોય તો ઘરનો વહીવટ બરાબર ચાલે.

જે ઘરોમા પશ્ચિમી લોકશાહી ઘૂસી ગઈ છે ત્યાં વિખવાદ કુસંપ અને અશાંતિ નજરે પડે છે. લોકશાહી એટલે ટોળાશાહી જેનાથી કદી શ્રેય ન જ થાય. ભારતીય સંયુકત કુટુંબની પ્રથા હજી ગામડાઓમાં યથાવત્ છે કેમકે આર્ય સંસ્કાર પ્રમાણે માતા–પિતઃ અથવા વડિલને પરમાત્માના પ્રતિનિધિ ગણીને તેમની આજ્ઞા શિરોમાન્ય ગણાવામાં આવે છે.

ભારત દેશ ૮૦ ટકા ગામડાઓનો બનેલ છે. અને તેવા ગામડાઓમાં બબે ડઝન સભ્યો ધરાવતા એક જ રસોડે પ્રેમથી ભોજન લેતાં હોય એવાં કુટુંબો છે. સ્નેહ અને શાંતિની દૃષ્ટિએ એ સંયુક્ત કુટુંબની પ્રથા જેટલી ઉત્તમ પરિવાર થઇ છે, એટલીજ આર્થિક દૃષ્ટિએ પણ લાભકારક નીવડી છે.

વેદોના ત્રિકાલજ્ઞાની ઋષિઓએ પ્રબોધેલી સંયુક્ત કુટુંબની પ્રથા ત્રણે કાળ માટે સરખી ઉપકારક છે. જે કુટુંબને લાગુ પડે છે એજ સનાતન સત્યો સમાજ તથા રાષ્ટ્રને પણ લાગુ પડે છે. વેદોનો આદેશ છે કે સમાજે સત્ય પુરૂષો અને સતીઓએ ચીધેલા માર્ગે ચાલવુ જોઇએ.

દેશના શાસન માટે વેદોમાં વિધાન છે કે 'एक चालक अनुवर्तते' એકજ સુયોગ્ય ચાલકના હાથમાંજ સત્તાનાં સૂત્રો હોવાં જોઇએ. આ ચાલક બધાનું સાંભળે પણ તે પોતાને યોગ્ય લાગે તે નિર્ણય લઇ શાસન કરે.

'સુયોગ્ય ચાલક' કોને કહેવો ? આ બાબતમાં પણ વેદો સ્પષ્ટ છે, જેનામાં વીર અને યોગીનો સમન્વય થયો હોય ત્યા સુયોગ્ય ચાલક અથવા શાસન બને જ્યાં આવો સમન્વય ન હોય ત્યાં યોગી હોય તે ગુરૂ બને અને વીર હોય તે શાસક બને. યોગીની આજ્ઞામાં વીર રહે.

ઉપર્યુક્ત પરંપરાના જ્વલંત ઉદાહરણો આપણા ઇતિહાસમાં જ મોજુદ છે. શ્રી કૃષ્ણ અને અર્જુન મહર્ષિ યાજ્ઞ વલ્કય અને રાજર્ષિ વિશ્વામિત્ર થયા છે. જનકગુરુ ચાણક્ય અને સમ્રાટ ચન્દ્રગુપ્ત મૌર્ય, સમર્થ સ્વામી રામદાસ અને વીર છત્રપતિ શિવાજી વગેરે થઇ ગયા છે.

શીખ ગુરુ ગોવિદસિંહમાં યોગી અને વીરના ગુણોનો સમ-

ન્વય હતો. તે ગુરુ હતા અને શાસક પણ હતા. એમનો વહીવટ નમુનેદાર ગણાતો હતો.

ઈ. સ. ૧૯૧૧માં મહાયોગી અરવિંદે કહેલ છે કે-'ભારત સ્વતંત્ર થશે ત્યારે બ્રિટીશરોનું અનુકરણ કરીને આપણે પશ્ચિમી લોકશાહી ભારતમા લાદીશું. તે દેખાવમાં સુંદર હશે, પરંતુ વાસ્તવમાં તે ભારતને અનુકુળ નહિ જ પડે. અનુભવે પ્રજાને ખાતરી થશે કે પશ્ચિમી લોકશાહીથી ભારતમાં કદી રામરાજ્ય નહી આવે.

યુગાચાર્ય સ્વામી પ્રણવાનંદજીએ ઈ. સ. ૧૯૧૫માં કહ્યું છે કે-'પશ્ચિમી લોકશાહીની બડી બડી વાતો નિરર્થક પુરવાર થશે. આ દેશની આધ્યાત્મિક આબોહવાને વેદોક્ત શાસન પદ્ધતિજ અનુકુળ છે અને એજ પદ્ધતિ વહેલી મોડી આવ્યા વિના રહેવાની નથી. ભાવિમાં વીર અને યોગી સત્તાનાં સૂત્રો ગ્રહણ કરશે અને પુનઃ રામરાજ્યની સ્થાપના થશે તેની મને સંપૂર્ણ ખાત્રી છે!

—સંગ્રહિત

સંગ્રાહક-'જ્યોતિષાચાર્ય'

શ્રી પુણ્યવિજયજી મહારાજ.





# જ્યોતિષ દીવો છે

માણસો-પ્રાણી માત્ર કર્માનુસાર સુખ દુઃખનો ભોક્તા થાય છે એમ જૈન ધર્મની ફિલસૂફી કહે છે. છતાં ય એ ભાવિ ગર્ભમાં છુપાએલાં સુખ દુઃખ પ્રાપ્ત કરવા માટેના ઉપાય પહેલેથી જાણી શકાય તો પાણી પહેલા પાળ બાંધવા રૂપ બુદ્ધિમાન માનવ તેને હળવાં ભારે બનાવીને પોતાના જીવનને તેના સહારે દોરી સરળ માર્ગે ઓછામાં ઓછું દુઃખ ને વધુ સુખ પ્રાપ્ત કરવાની સદા ઝંખના સેવે છે. એવો સરળ માર્ગ દર્શાવનારા જ્યોતિષ ગ્રંથો છે. તેના અભ્યાસીઓ મારફત અથવા તેનો સ્વાનુભવે અભ્યાસ કરીને માનવ જીવન ધન્ય બનાવી શકે છે.

વ્યવહારમાં ડગલે ને પગલે કરવાનો કાર્યોમાં ભાવિ કાળના સંકેતો સમાએલા હોય છે. એ પ્રત્યક્ષ થતા નથી. કેવળજ્ઞાની પરમાત્મા તે પ્રત્યક્ષ જોઈ શકે છે. કહી શકે છે. પણ એ જ્ઞાનનો તો આજે ભારતક્ષેત્રમાંથી વિચ્છેદ થયો છે. એટલે એવી અપેક્ષા જ અસ્થાને છે જ્યારે કર્મ ઉદ્યોતમાં આવી પ્રત્યક્ષ ફળ આપે ત્યારે શુભાશુભ અનુભવોમાંથી અમુક નિયમો કાર્યકારણાનુસારે મહાપુરુષોએ નક્કી કરી લીધા છે. અને તે ફરીથી તેવા કાળ સમયની સ્થિતિના પ્રસંગો આવે ત્યારે તે નિયમો મુજબ ચાલીને શાંતિ મેળવી શકે છે.

જ્યોતિષ સમય સમયના શુભાશુભ પળ નક્ષત્ર વાર દિવસ તે વરસની સાચી માહિતિથી સભર છે. તેનો અભ્યાસ મનનીય ને ઉપયોગી છે જે હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવનાર દીપક સમાન છે. એટલે જ્યોતિષ દીવો છે એ કથન વ્યાજબી ઠરે છે.

જ્યોતિર્વિદાચાર્ય "પરમ" પૂજ્ય સાધુ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ સાહેબે પોતાના લગભગ ૨૮ વર્ષના દીક્ષાપર્યાયમાં મોક્ષ સાધક આત્મ [illegible] હિતાર્થે જ્યોતિષ ગ્રંથોનું સારૂં વાચન મનન ને ધ્યાન કરીને જુદા જુદા જ્યોતિષ ગ્રંથોમાંથી તત્વરૂપ નવ જાત શોધી શોધીને એકત્ર કરેલું છે જે આજે લોક કલ્યાણની ભાવનાએ 'શ્રી યતિન્દ્રમુહૂર્ત દર્પણ' નામે આપની સમક્ષ રજુ કરવામાં આવેલ છે. આ પ્રયત્ન સુયોગ્ય ને સફળ છે. માનવ માત્રને આ ગ્રંથના વાચનથી અનેક ગૂંચનો ઉકેલ આપમેળે મળી આવશે. છતાંય આ ગ્રંથમાં આપેલ શુભાશુભ ફળાદેશનો ઉપયોગ કરતાં પહેલા તેના જાણકારનો પરિચય મેળવીને પછી જ પોતાના ઉપયોગમાં લે તો તે વધુ શ્રેય કરનાર બનશે એમાં એમાં શંકા નથી,

માનવ માત્ર પોતાના જીવનની સાચી દશા પ્રાપ્ત કરીને સરળ માર્ગે જીવન વહન કરી શકશે.

સુકૃત કર્મો કરીને સુકૃત કરનારની અનુમોદના કરીને કર્મના વિપાકો હળવા પાડી માનવ પોતાના આત્માનું હિત સાધી શકશે.
લી. સમાજનો જ એક માનવ

પૂનમચંદ નાગરલાલ દોશી (થરાદવાળા) (શશિપૂનમ)

ભૂતપૂર્વ મુખ્ય અધ્યાપક ગુજરાતી તાલુકા શાળા ડીસા

(ડીસા તા. ૨૫-૪-૧૯૮૩ મહાવીર જયંતી)

# હૃદયોદ્‌ગાર (૧)

मुहर्तं दर्शन. प्रणेतारः मुनिराज पुण्यविजयजी महा भागा ज्योतिचार्यं स्य उत्कृष्ट सुष्ठु रचना वर्तते। ज्योति विज्ञान स्य प्रवारस्य प्रकाशन स्य महती आवश्यकता वतते। मम शुभ कामना मगलमय भावना सदा सह वर्तते। गुरु कृपया चिरजीवी, वर्चस्वी तेजस्वी भूयात्। मम साधूवाद अस्मिन् सह सदावर्तते। प्रचारकार्यम् प्रशेसनीयोऽस्ति।

देवकाण शास्त्री दैवज्ञ विनीतं सारस्वत विद्यावाचस्पति जैनसिद्धाताचार्य, राजस्थानी साहित्यविशारद, आयुर्वेद वाचस्पति ज्योतिषरत्न कविरत्न, वैद्यप्रभारी

श्री राजकिय आयुर्वेदिक चिकित्सालय
सियाणा जिल्ला जालौर (राजस्थान)

दोहा- डेहग्राम नागौर जिला, प्रान्त राजस्थान।
देवकरण शास्त्री सुधी, सारस्वत संतान॥

(२)

આજે જ્યારે સમગ્ર દેશમાં અધ શ્રદ્ધાઓ પ્રસરેલી છે. અને લોકો જુદી જુદી બાધાઓ જુદા જુદા સાધુ-ભુવાઓની ખોટી દોરવણીથી છેતરાય છે, ત્યારે જ્યોતિષ શાસ્ત્રની સંપૂર્ણ અને સચોટ માહિતિ સરળ ભાષામાં પુરૂં પાડતું આ પુસ્તક પ્રસિદ્ધ થઇ રહ્યું છે, તે એક ખૂબજ મહત્વની ઘટના છે તે પ્રસેશનીય છે

આ પુસ્તક તૈયાર કરવા માટે પ. પૂ. શ્રી પૂણ્યવિજયજી મહારાજ સાહેબે જે મહેનત અને સમય આપ્યો તે ખરેખર અદ્દભૂત છે.

અમારા આ પ. પૂ. શ્રી પૂણ્યવિજયજી મહારાજ સાહેબને કોટિ કોટિ વંદન!

વિજય જે. શાહ
મેનેજર
ડીસા નાગરિક બેંક–ડીસા

તા. ૧–૩–૮૩ નેમનાથ નગર
સોસાયટી ડીસા–બનાસકાંઠા

(૩)

This book will assist the person who is surrounding by problems is the life, such as stick assit the person.

In my view, this book becomesa best astrology on all the points of human problems.

S. V. Shah.
Civil Judge &
Judicial Magistrate F. C. Palanpur

D. 1-8-83

# સમર્પણ

પરમ ગુરૂદેવશ્રી–

વ્યાખ્યાન વાચસ્પતિ, જ્ઞાન વારિધિ

પરમોપકારી ગુરુ આચાર્યદેવેશશ્રી

શ્રીમદ્ વિજય

**યતીન્દ્ર સૂરીશ્વરજી**

મહારાજા સાહેબના

શુભ કર કમલે

## —સમર્પણ—

લી. આપનો ચરણ જ શિષ્યાણુ

મુનિ પૂણ્યવિજયજી (જ્યોતિષાચાર્ય)

ની મસ્તક ઝૂકાવી

કોટિ કોટિ વંદના



परम पूज्य व्याख्यान वाचस्पति आचार्य

## गुरुदेव श्रीमद् विजययतीन्द्रसूरीश्वरजी म. सा.



कोठारी डाह्यालाल दलपतभाई–अहमदावाद तरफ थी दर्शनार्थे भेट

## સત્કાર્ય-અનુમોદના-સન્માન પત્ર

આ ગ્રંથ છપાવવા માટે નીચેના ભાઈબહેનો તરફથી જે આર્થિક સહકાર પ્રાપ્ત થયો છે. તે સ્વીકારીને તેમના સત્કાર્યની અનુમોદના કરતાં તેમની શુભ નામાવલી આ નીચે પ્રગટ કરતાં હર્ષ અનુભવીએ છીએ.

પ્રકાશક

| | |
|---|---|
| શ્રી વાસણા જૈન સંઘ | વાસણા |
| મોરખીઆ મફતલાલ રીખવચંદ | વાસણા |
| મોરખીઆ ઓતમચંદ લવજીભાઈ | વાસણા |
| ધરૂ ચંદુલાલ કાલીદાસ | વાસણા |
| દોશી મફતલાલ નાગરદાસ | વાસણા-ડીસા |
| દોશી દેવચંદ ચુનીલાલ | જેતડા |
| મોરખીયા ગગલદાસ ગમાનચંદ | લાખણી |
| મોરખીયા હરીલાલ ત્રીભોવનદાસ | લાખણી |
| મોરખીયા ભોગીલાલ ત્રીભોવનદાસ | લાખણી |
| મોરખીયા મફતલાલ રામચંદ | લેવાણા |
| મોરખીયા વાડીલાલ મણીલાલ | લેવાણા |
| મોરખીયા વાઘજીભાઈ રીખવચંદ મલુકચંદ | લેવાણા |
| મોરખીયા છોટાલાલ ભોગીલાલ | વાતમ |
| — અમૃતલાલ કકલદાસ | ભિંદરાણા |

| | |
|---|---|
| દોશી બાબુલાલ મફતલાલ દેવચંદ | ,, |
| વોરા ગગલદાસ ભુદરમલ | દુધવા |
| વોરા કાલીદાસ દીપચંદ | ,, |
| વોરા મોહનલાલ નેમજીભાઇ | દુધવા |
| વોરા ભોગીલાલ લક્ષ્મીચંદ | ,, |
| વોરા ઈશ્વરલાલ અનોપચંદ | ,, |
| વોરા દીપચંદ વાલચંદ | ,, |
| વોરા જયંતીલાલ માધવલાલ મગનલાલ | ,, |
| વોરા કાન્તિલાલ વીરચંદ | વાંમી |
| વોરા વસંતલાલ અમૃતલાલ મણીલાલ | ,, |
| દોશી ભોગીલાલ વીરચંદ | ઈઢારા |
| દોશી નરપતલાલ મણીલાલ | ,, |
| દોશી કકલદાસ બાદરમલ | ,, |
| વોરા ભુદરમલ અમુલખ | નારોલી |
| શેઠ બાદરમલ સ્વરૂપચંદ | ,, |
| શેઠ મોહનલાલ છગનલાલ | ,, |
| શેઠ અનોપચંદ છગનલાલ | ,, |
| શાહ હંસરાજ લધાજી | મેસરા |
| શાહ નેમચંદજી તલછાજી | ,, |
| શાહ અમરચંદજી તલછાજી | ,, |
| વોરા ભુદરમલ જીવરાજ | મડાલ (ડીસા) |
| શાહ સરેમલજી જેસાજી | મડાલ |
| દોશી પરસોતમદાસજી નેમજીભાઈ | પાલડી |

| | |
|---|---|
| વેદલીઆ ભાણુજીભાઇ દલીચંદ | ભોરડુ |
| વેદલીઆ પોપટલાલ ઉમેદચંદ | ,, |
| દોશી તેજસીભાઈ છગનલાલ | કુંભારા |
| દોશી ગગલદાસ હઠીચંદ મયાચંદ | ,, |
| મોરખીયા ગગલદાસ ભાણુજીભાઈ | ધનકેવાડા |
| મોરખીયા મોહનલાલ મણીલાલ | ,, |
| દોશી ગગલદાસ ખેતસીભાઈ | ડોડીઆ |
| શાહ ગુણીબેન બાબુલાલ | ,, |
| વારીઆ અનોપચંદ અવચળદાસ | ,, |
| ધરૂ ભુદરમલ વીરચંદ | ,, |
| દેશાઈ લાલચંદ હકમચંદ (માસ્તર) | ,, |
| પારેખ કેશવલાલ ખેતસીભાઈ | ,, |
| ધરૂ કાલીદાસ ખેગારભાઈ | ,, |
| દોશી ગગલદાસ નાગરલાલ (ઝેટાવાળા) | ,, |
| શાહ મણીલાલ પૂંજાભાઈ | થરાદ (ડીસા) |
| વોરા વીરચંદ માનચંદ | થરાદ |
| વોરા મફતલાલ ડાહ્યાલાલ | ડીસા (થરાદ) |
| વોરા અમીચંદ તેજસીભાઈ | ,, |
| મોરખીઆ છોટાલાલ ભાણુજીભાઈ | ,, |
| મોરખીયા ટીલચંદ ભાણુજીભાઈ | ,, |
| મોરખીયા ચીમનલાલ રીખવચંદ | ,, |
| વીરવાડીયા ભુદરમલ મગનલાલ | ડીસા(જેતડા) |

| | |
|---|---|
| વોરા બાદરમલ ઓતમચંદ | ડીસા (થરાદ) |
| વારીયા મફતલાલ હંસરાજ | „ „ |
| દોશી પરસોતમ ત્રિભોવનદાસ | ડીસા જેતડા |
| સઘવી વલમચદ ખેમચંદ નેમજીભાઈ | „ થરાદ |
| ધરૂ લહેરચંદ સ્વરૂપચદ | „ „ |
| વોરા પોપટલાલ જેવતલાલ | „ „ |
| બહુ હાલચંદ વીરચદ | „ „ |
| શાહ તેજરાજજી મુલતાનજી જૈન | જાલોર |
| શાહ અમેદજી કરતાજી | ભીનમાલ |
| શ્રીમતી રૂખમબેન શાંતિલાલ દીપચંદ વોરા | અમદાવાદ |
| શાહ મુલતાનજી દરધાજી | સાયલા |
| કાંકરીઆ ઓટમલજી વેલાજી | સુરા |
| શાહ મોકનલાલજી કેશરીમલજી | બાકરા રોડ |
| શાહ પુખરાજજી મોતીલાલજી | |
| મોરખીયા વાઘજીભાઈ દેવચંદ | વાતમ |
| શ્રી જૈન સઘ જ્ઞાન ભંડાર | ગુડા બાલોતરા |

(મુનિ શ્રી વિનયવિજયજીના ઉપદેશથી)



तीर्थ प्रभावक परम पूज्य वर्तमानाचार्य

**गुरुदेव श्रीमद्विजयजयंतसेनसूरीश्वरजी म. सा.**



स्व. श्रीमान् शेठ श्री छोगालालजी हीराणी ना स्व. धर्मपत्नी चमनीबाई ना सुपुत्रो दरजमल, उकचंद, हस्तीमल अने तगराज हीराणी परिवार रेवतडा तरफ थी दर्शनार्थे भेट

# વિષયાનુક્રમ

વિભાગ ત્રીજો

(વાસ્તુસાર પ્રકરણમાંથી સાભાર ઉધૃત)

## વિભાગ ચોથો

(કલ્યાણ કલિકામાંથી સાભાર ઉદ્ધૃત)

વિભાગ છઠ્ઠો

(અન્ય પુસ્તકોમાંથી સાભાર ઉધૃત)

(જ્યોતિષ પ્રવેશમાંથી)

# મંગળાષ્ટક

(રાખનાં રમકડાં–એ રાગ)

વારક્ષેત્ર શ્રી વીરપુરે, શ્રી આદિશ્વર ભેટયારે
માંગલિક આરાધનાથી, ભવનાં પાતિક મેટયારે વીર૦ ૧

બીજું વંદન ગૌતમસ્વામી વીર પ્રભુના પટ્ટધર રે,
ત્રિપદી પરથી સૂત્રો ગુંથ્યાં, શાસનના એ હિતકરરે. વીર૦ ૨

પાપી ને શિથિલાચારી, જનની સામે પડતારે,
વંદન હોજો રાજેન્દ્રસૂરીશ્વર જગમાં કો નહિ જડતારે. વીર૦ ૩

ધન્ય ધન્ય ધનચંદ્રસૂરીશ્વર, જ્ઞાની ધ્યાની ત્યાગીરે,
માંગલિક વંદન ચોથું કરતા, બને આતમ વૈરાગીરે. વીર૦ ૪

ભલા ભૂલો કે ભૂપેન્દ્રસૂરીશ્વર, ભવિજનના ભવ કાપેરે,
પંચમ વંદન નિતનિત કરતાં, હૈયું હોંસે નાચેરે. વીર૦ ૫

યતીન્દ્રસૂરીશ્વર વંદન છટ્ઠું, આશિર્વાદો ફળતારે,
રત્નત્રયીનો બોધ આપતા, ગુરૂવર સુજને ગમતારે. વીર૦ ૬

વિદ્યાચંદ્રસૂરીશ્વરજીને સપ્તમ વંદન કરતારે,
કવિજનના ગુણ ગણ ગાતાં, આનંદ હિલ્લે ઉભર તોરે, વીર૦ ૭

શ્રી જયંતસેનસૂરીશ્વર સ્થાપિ, શ્રી સંઘે લહાવો લીધોરે
પુણ્યવિજય મંગલ શશિપૂનમ, એ અષ્ટને પાયે પડતોરે. વીર૦ ૮



# ગુરુદેવને નિત્યનમન

ઝૂલ રહા હૈ કાન્તિ ગુણકી, શાંતિ કે ભંડાર હૈં,
ભ્રાન્તિ કરકે દૂર નિત, કરતે સદા ઉપકાર હૈ.
સૌમ્ય મુદ્રા હૈ જિન્હોં કી, પરમ સૌ યકાર હૈ,
ગુરુદેવ સૂરિ યતીન્દ્ર કો, નિત નમન વારવાર હૈં.

* * *

ખડગ કીસી ધાર પર, ચારિત્ર લેકર કે ચલે,
ઉપકાર માનવ માત્ર કા, કરને કઠિન પથ પર બઢે,
વાચસ્પતિ વ્યાખ્યાન મેં હૈ, વાણી મેં ઓજસ્વિતા,
ગુરૂદેવ સૂરિ યતીન્દ્ર કે, નરનારી મિલ ગુણ ગાવતા.

* * *

નવ જ્યોતિ કે સંચાર કર્તા, પૂનનમ સુવિચાર થે,
દૃઢ સંગઠન આગે બઢાને, આપ શ્રી પતવાર થે.

સાહિત્ય સર્જન કર કિયા, સંસાર કા ઉદ્ધાર હૈ,
ગુરૂદેવ સૂરિ યતીન્દ્ર કો, નિત નમન વારંવાર હૈ.

* * *

યશ ગાન જિનકે ચિહુ દિશિ, સંસાર મે અભિવ્યાપ્ત હૈ,
આદર્શ ગુણ કી પુષ્પિકા, જિન કે જીવન મેં પ્રાપ્ત હૈ
ઉપકારી થે જો ઇસ જગત મેં, જિન કી સદા જયકાર હૈ,
ગુરૂદેવ સૂરિ યતીન્દ્ર કો, નિત નમન વારવાર હૈ.

* * *

# ગુરૂવરને કોટિ પ્રણામ

જન્મ ધારણ કર જગત મેં, જ્યોતિ દી સંચાર કો,
જીવન બિતાકર ઉન્નતિમય, જ્ઞાન દે સંસાર કો.
કર દિયા ઉદ્ધાર જગકા, પરમ સુખદ અભિરામ હૈ,
ઐસે ગુરૂ રાજેન્દ્ર કો નિત કોટિ કોટિ પ્રણામ હૈ

* * *

શ્રી શુભ જ્યોતિ ત્યાગ કી, તપ તેજ થા વર જ્ઞાન કા,
અજ્ઞાન તમ કો દૂર કર, રાસ્તા દિખાયા જ્ઞાન કા,
અનુકૂળ આ પ્રતિકૂળ કો ભી સહ લિયા સમભાવસે,
ગુરૂદેવ શ્રી રાજેન્દ્ર કો વંદન કરુ નિત ભાવસે.

* * *

ગુરુદેવ શ્રી રાજેન્દ્ર જિનકા, નામ જગ વિખ્યાત હૈ,
અદ્‌ભૂત કિયે હૈં કાર્ય જિન સે પૂજ્યવર પ્રખ્યાત હૈ.
જગ કો દિખાયા રાહ અનુપમ, તમ હરા અજ્ઞાનકા,
વંદન નમન કરતે સભી જન, દોષ તજ અભિમાનકા.

* * *

અજેય થે જો ઇન્દ્રિયોં સે જ્ઞાન સે સમૃદ્ધ થે.
જગ વંદ્ય યોગી રાજ જિન કે કાર્ય ભી સવિ શુધ્ધ થે,
સદ્‌જ્ઞાન કી દી શુભ જ્યોત્સ્ના, અમર જિનકા નામ હો,
ઐસે ગુરૂ રાજેન્દ્ર કો નિત કોટિ કોટિ પ્રણામ હૈ.

---

# ગુરૂદેવની આરતી

ૐ જય જય ગુરૂ દેવા. સ્વામી જય જય ગુરૂ દેવા,
સૂરિ રાજેન્દ્રની આરતી કરતી શિવ મેવા ૐ૦ ૧

છત્રીશ ગુણ કે ધારક, તારક ઉપકારી (ગુરૂ તારક૦)
શત્રુ મિત્ર સમ જાણે બાળ બ્રહ્મચારી ૐ૦ ૨

ધન્ય પિતા ઋષભાજી, કેશર મા તારી (ગુરૂ કેશર૦)
ધન્ય ભરતપુર નગરી, જનમ્યા ગુણ ધારી ૐ૦ ૩

મિથ્યા તિમીર વિનાશક ચિંતામણી જેવા (ગુરૂ ચિંતા૦)
મન વાંછિત ફળ દાતા, કરીએ ગુરૂ સેવા ૐ૦ ૪

હુઆ સમાધિત ગુરૂવર, શ્રી મોહન ખેડા (ગુરૂ શ્રી૦)
કરૂ ભક્તિ તન મનસે પાર કરો બેડા ૐ૦ ૫

પૂજય યતીન્દ્ર કૃપાસે, પૂરણ હુઈ આશા (ગુરૂ પૂર૦)
કુન્દન વંદન કરલે કટે કરમ પાશા ૐ૦ ૬

---

ॐ ह्रीँ अर्हत् नमः

[ श्रीमद् विजय राजेन्द्रसूरीश्वरजी गुरुभ्यो नमः ]

# श्री यतीन्द्र मुहूर्त दर्पण

## विभाग पहेलो

### मंगलाचरण

वंदी वीर जिणंदने, प्रणमी गोयम स्वाम,
गुरुवर सूरि राजेन्द्रजी, चरणे कोटि प्रणाम. १

सूरि यतीन्द्र गुरुवर नमुं, जेथी पाम्यो ज्ञान,
जिनवाणी सुधि शारदा, दो मुज वर वरदान. २

'यतीन्द्र सुधा' ज्योतिष तणो, ग्रंथ लखु मनोहार,
सरस सुधारस वर्णवुं, बाळ वृद्ध हितकार. ३

(संग्रहीत नोंध उपरथी)

### [१] तिथिओनी नंदादि संज्ञा तथा सिद्ध तिथि

नदा च भद्रा च जया च रिक्ता,
पूर्णेति तिथ्यो ऽ शुभ मध्य शस्त्राः ।
सिते ऽ सिते शस्त समा द्यमाः स्युः,
सितज्ञ भौमा र्कि गुरौ च सिद्धाः ॥

अर्थ :- १-६-११ नंदा तिथि, २-७-१२ भद्रा, ३-८-१३ जया, ४-९-१४ रिक्ता, ५-१०-१५ पूर्णा तिथि गणाय छे.

आ तिथिओ क्रमशः शुक्र, बुध, मंगळ, शनि अने गुरुवारना दिवसे आवे छे, तो सिद्धि योग थाय छे.

### [२] अमृत सिद्धि योग

रविवारे नंदा, सोमवारे भद्रा, मंगळवारे नंदा, बुधवारे जया, गुरुवारे रिक्ता, शुक्रवारे भद्रा अने शनिवारे पूर्णा होय तो अमृत सिद्धि योग थाय छे.

### [૩] દગ્ધા નક્ષત્ર

રવિવારે ભરણી, સોમવારે ચિત્રા, મંગળવારે ઉત્તરાષાઢા, બુધવારે ધનિષ્ઠા, ગુરૂવારે ઉત્તરા ફાલ્ગુની, શુક્રવારે જયેષ્ઠા અને શનિવારે રેવતી—એ દગ્ધ નક્ષત્ર કહેવાય છે.

### [૪] યમ ઘંટ યોગ

मघा दिव्यो विशाखेन्दौ. भोमे चार्द्रा नले गुरौ ।
बुधे मूलं विधिः शुक्रे यम घंट शनि करः ।।

અર્થ : રવિવારે મઘા નક્ષત્ર હોય તો, સોમવારે વિશાખા હોય તો, મંગળવારે આર્દ્રા હોય તો, બુધવારે મૂળ હોય તો, ગુરૂવારે કૃતિકા હોય તો, શુક્રવારે રોહિણી હોય તો અને શનિવારે હસ્ત હોય તો યમ ઘંટ યોગ થાય છે.

આ યોગ શુભ કાર્યોમાં વર્જ્ય છે.

विन्ध्यस्योत्तरे भागे, यावदातु हिमाचलम् ।
यम घट दोषोऽस्ति, नान्य देशे कदाचन ।।
लग्नाच्छुभग्रहा: केन्द्रे त्रिकोणे ऽवास्थितो यदि ।
चन्द्रे वाऽपि न दोषः स्याद्यम धंट क–संप्लवः ।।

અર્થ વિન્ધ્યાચળના ઉત્તર ભાગમાં જ્યાં સુધી હિમાલય પર્વત છે, ત્યાં સુધી યમ ઘટ દોષ લાગતો નથી.

લગ્નથી શુભ ગ્રહ કેન્દ્ર-ત્રિકોણુમાં સ્થિત હોય તો ચન્દ્ર-દોષ નથી થતો એટલે યમ ઘટ-દોષ પણ નથી જ થતો.

પરદેશી પાછો નહિ જાય, લગ્ને વિઘ્ન નિશ્ચય થાય; ।
પ્રતિષ્ઠા, વાસ્તુ ખાતજ હોય, નિશ્ચય મૃત્યુ તેનો થાય. ।।

### [૫] વિવર્જિત યોગ

गृह प्रवेशे यात्राया, विवाहे च यथा क्रमम् ।
भौमेऽश्विनीं शनौ ब्राह्मं, गुरु पुष्प विवर्जयेत् ।।

અર્થ : મંગળવારે અશ્વિની નક્ષત્ર હોય તો ગૃહપ્રવેશ ન કરવો, શનિવારે રોહિણી નક્ષત્ર હોય તો યાત્રાર્થે પ્રસ્થાન ન કરવુ અને ગુરૂવારે પુષ્પ નક્ષત્ર હોય તો યાત્રા ન કરવી.

આવા યોગ અનિષ્ટકારક નીવડે છે માટે તેનો ત્યાગ કરવો.

## [૬] યોગ કોષ્ટક ચક્ર

| યોગનામ | રવિ | સોમ | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | ફળ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉત્પાત | વિશાખા | પૂર્વા | ધ | રે | રો. | પુષ્પ | ઉ ફા | અશુભ |
| મૃત્યુ | અનુરાધા | ઉ આ | શત | અશ્વિ | મૃગ | આ | હસ્ત | અશુભ |
| કાણ | જયેષ્ઠા | અભિ | પૂ ભા | ભરકત | આર્દ્રા | મઘા | ચિત્રા | અશુભ |
| સિદ્ધિ | મૂળ | શ્રવણ | ઉ ભા | કૃ | પુન | પૂ ફા | સ્વા | શુભ |
| કુલિક | ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | ૬ | ૪ | ૨ | અશુભ |
| કાળવેળા | ૮ | ૬ | ૪ | ૨ | ૧૪ | ૧૨ | ૧૦ | અશુભ |
| યમઘટ | ૧૦ | ૮ | ૬ | ૪ | ૨ | ૧૪ | ૧૨ | અશુભ |
| કંટક | ૬ | ૪ | ૨ | ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | અશુભ |
| અર્ધયામ | ૭/૮ | ૧૩/૧૪ | ૩/૪ | ૯/૧૦ | | ૫/૬ | ૧૧/૧૨ | અશુભ |

## [૭] મસૂલ વજ્ર યોગ

સોમે ચિત્રા, શુક્રે જયેષ્ઠા શનિ રેવતી હોય,
બુધે ધનિષ્ઠાં, રવિ ભરણી જોય,
ઉત્તરાષાઢા મંગલા, ગુરૂ ઉત્તર ફાલ્ગુની આય,
યહ મૂસલ વજ્ર યોગ કહલાય.

અર્થ :– જો સોમવારે ચિત્રા નક્ષત્ર હોય, શુક્રે જયેષ્ઠા હોય, શનિએ રેવતી હોય, બુધે ધનિષ્ઠા હોય, રવિએ ભરણી હોય, મંગળે ઉત્તરાષાઢા હોય, ગુરૂએ ઉત્તરા ફાલ્ગુની હોય, તો વજ્ર મૂસલ યોગ થાય

આ યોગના કારણે ધારેલું ધૂળમાં મળે, શુભ કાર્ય થાય નહિં. કરવા જઈએ તો પણ નાસીપાસ થઇએ.

## [૮] નક્ષત્ર દગ્ધ યોગ

રવિવારે ભરણી નક્ષત્ર હોય તો સોમવારે ચિત્રા હોય, મંગળે ઉત્તરાષાઢા હોય, બુધે ધનિષ્ઠા હોય, ગુરૂએ ઉત્તરાફાલ્ગુની, શુક્રે જયેષ્ઠા અને શનિએ રેવતી હોય. આ નક્ષત્રો દગ્ધા નક્ષત્ર, હોઇને દુઃખદાયી ગણાય છે.

### [૯] ખપ્પર યોગ

રવિવાર શશિને અઠ્ઠે, જે વારે અમાવાસ્યા વાર,
ખપ્પર યોગ તો કહીએ સહી, દુનિયા પર વિઘ્ન પડે તો સહી.

### [૧૦] અમૃત સિદ્ધિ યોગ ક્યારે શુભ ?

अमृतसिद्धि योग श्च यदि कस्मिन् दिने भवेत् ।
तदातु तद्दिनं दुष्ट मधु सर्पि यथा विषम् ।
विष्टिरंगारक श्चैव व्यतीपात श्चवैधृति ।
प्रत्यरिर्जन्म नक्षत्र, मध्यान्हात् परतः शुभम् ।।

અર્થ :– ભદ્રા, અંગારક દોષ, વ્યતીપાત, વૈધૃતિ યોગ, જન્મનક્ષત્ર મધ્યાન્હકાળ પછી શુભ થાય છે.

शुद्धा हि तिथि मासाब्दा, ग्राह्या मगल कर्मसु ।
न्यूनाधिका श्चैते, त्याज्या इति प्राहुर्मुनीश्वराः ।।

અર્થ :– શુદ્ધ તિથિ, માસ, વર્ષ મગળ કાર્યમાં ગ્રાહ્ય છે. ક્ષય, અધિક, માસ તિથિ વર્ષ ત્યાજ્ય છે એવુ મુનીશ્વરોનુ કહેવુ છે.

### [૧૧] વીરસાધના અને અભિચારનું મુહૂર્ત્ત

मूलाद्रौ भरणी पित्र्यमृगे, सौम्ये घटे तनौ ।
शुभे शुक्रो ऽष्टमे शुद्धे, सिद्धिर्वीरा भिचारयोः ।।

અર્થ :– મૂળ, આર્દ્રા, ભરણી, મઘા, મૃગ શિર–આ નક્ષત્રોમાં અને બુધથી યુક્ત કુંભ લગ્ન હોય તેમજ શુક્ર ચોથે હોય અને લગ્નથી આઠમુ સ્થાન ગ્રહથી વિવર્જિત હોય તેવા યોગમાં વીરસાધના કરવી

### [૧૨] મૂળ નક્ષત્ર તથા અશ્લેષા નક્ષત્રમાં જન્મનું ફળ

आद्ये पिता नाशमुपैति मूल पादे
द्वितीये जननी; तृतीये धनं ।

चतुर्थो ऽस्य शुभो ऽथ शान्त्या
सर्वत्र सत्स्याद हि मे बिलोयम् ॥

અર્થ:- મૂળ નક્ષત્રના પ્રથમ પાયે જન્મ થાય તો નાશ કરે, બીજા પાયે જન્મ થાય તો માતાનો નાશ કરે, ત્રીજા પાયે જન્મ થાય તો ધનનો નાશ કરે, જ્યારે ચોથો પાયો શુભ છે.

આશ્લેષાના પ્રથમ પાયે જન્મ થાય તે શુભ છે. બીજા ચરણમાં જન્મ થાય તો ધનનો નાશ કરે. ત્રીજા પાયે જન્મ થાય તો માતાનો નાશ કરે અને ચોથા પાયામાં જન્મ થાય તો પિતાનો નાશ કરે અને શાન્તિ કરવાથી બધા પાયામાં જન્મ શુભ છે.

## [૧૩] મૂળ નક્ષત્રનો વાસ

અસાડ, ભાદરવો, આસો અને મહા આ મહિનાઓમાં મૂળ નક્ષત્રનો વાસ સ્વર્ગમાં હોય છે.

શ્રાવણ, કારતક, ચૈત્ર અને પોષ માસમાં મૂળ નક્ષત્રનો વાસ જમીન પર હોય છે ફાગણ, માગસર, વૈશાખ અને જેઠ માસમાં મૂળ નક્ષત્રનો વાસ પાતાળમાં હોય છે. મૂળ નક્ષત્ર જ્યાં વાસ કરે છે, ત્યાં અશુભ ફળ આપે છે.

## [૧૪] મૂળ નક્ષત્રમાં ઉત્પન્ન દોષનો પરિહાર

विशाखा पाद त्रय जा कन्या देवर सौख्यदा ।
मूलान्त्य पाद सार्याद्याद्, जाते तयो: शुभे ॥

અર્થ:- વિશાખાના પ્રથમ ત્રણ પાયે જન્મેલી કન્યા પોતાના દિયરને શુભ ફળ આપનારી થાય છે.

અને મૂળ નક્ષત્રના ચોથા પાયે જન્મેલી કન્યા વર અને સાસરાને તથા આશ્લેષાના પ્રથમ પાયે જન્મેલી કન્યા પોતાની સાસુને સુખ આપનારી થાય છે.

## [૧૫] પંચ પંચક વિચાર

धनिष्ठा अर्ध गत देख, शत तारका संपूर्ण पेख ।
पूर्वा उत्तरा रेवती जान, ये नक्षत्र पंचक मान ॥

અર્થ :- અર્ધા બે ચરણ ધનિષ્ઠાના તથા ચાર ચરણ રેવતીના હોય ત્યાં સુધી પચક માન્યુ છે તેમાં શુભ કાર્ય ન કરવુ. જો કરવામાં આવે તો અશુભ પરિણામ આવે.

## [૧૬] રાશિકુટ વિચાર

मृत्युः षडष्टके ज्ञेयो, पत्य हानिर्नरात्मजे ।
द्वि–द्वादशे निर्धनत्वं, द्वयोरन्यत्र सौख्यकृत् ।।

અર્થ – વર અને કન્યાની રાશિમાં પરસ્પર ૬/૮ હોય તો મૃત્યુ થાય. ૯/૫ હોય તો સતાન હાનિ થાય. ૨/૧૨ હોય તો નિર્ધનતા પ્રાપ્ત થાય. અન્ય રાશિઓમાં શુભ છે.

## [૧૭] કુંડળીમાં અનિષ્ટ ગ્રહોનો વિચાર

लग्ने व्येय च पाताले, या मित्रे चाष्टमे–कुजे ।
वरः पत्नो विनाशाय, कन्या पति विनासिनो ।।

અર્થ :- લગ્નમાં વરને ૧/૪ હોય તો વર સ્રી ઘાતક અને કન્યાને હોય તો તે પતિનો નાશ કરનારી નીવડે છે.

અહીં 'કુજ' શબ્દથી લોક ખાસ કરીને મંગળને માને છે, એટલે આવા પ્રકારની કુંડળીવાળી કન્યાને મગલી અને પુરલીઆયે મંગલા કહે છે.

જો વર–કન્યા બનેની કુડળીમાં આ યોગ હોય તો અશુભ અને બનેની કુંડળીમાં આ યોગ સમાન હોય તો શુભ ગણાય છે. અર્થાત્ બંનેના દોષ નસ્ટ થઈ જાય છે.

## [૧૮] મંગળ દોષ પરિહાર

शनि भौमोऽथवा कश्चित्, पापो वा तादृशो भवेत् ।
तेष्वेव भवनेष्वेव, कुज दोष विनाशकृत् ।।

અર્થ :- એકની કુંડળીમાં રહેલા અનિષ્ટ ગ્રહને બદલે બીજાની કુંડળીમાં જો શનિ અથવા મગળ કોઇ પણ પાપ ગ્રહ

આ સ્થાનોમાં હોય તો ઉપરોક્ત મંગળના દોષનો નાશ થાય છે. અને તે શુભ ફળ આપે છે.

આ રીતે ચન્દ્ર-સ્થાનથી પણ જોવુ તેમજ વિચારવુ જોઈએ. જે વર-કન્યાની કુંડળીમાં પરસ્પર દોષોનો પરિહાર થતો હોય તો તેને પુનઃવરણુ આદિ ઘટિતના સંદર્ભમાં વિચારવા જોઈએ.

વરની કુંડલી | કન્યાની કુંડલી

વરની કુંડલી: ૧ ચ, ૧૨ શુ બુ. સૂ, ૧૧, ૨ શનિ, ૧૦ કેતુ, ૩ મ., ૯, ૪ ગુ શ, ૬, ૮, ૫, ૭

સ્થાન ૩-૬-૧૧ રાહુ ૩-૬-૧૧ કેતુ ૩-૬-૧૨ શનિ મંગળના દોષનો નાશ કરે છે

કન્યાની કુંડલી: ૧૨ શુ, ૧૦ મ, ૧, ૧૧ સૂ બુ, ૯ કે, ૨ ચં, ૮, ૩ શ રા, ૫, ૭, ૪, ૬ ગુ

निज निज गण मध्ये प्रीतिरत्युत्तमा स्याद् ।
मनुजयो सा मध्यमा संप्रदिष्टा ।।
असुर मनुज यो श्चेन मृत्युरेव प्रदिष्टो ।
दनुज विबुधयो स्याद् वैर यै कान्त तौऽत्र ।।

અર્થ :- જો વર અને કન્યાના એક જ ગણુ હોય તો પરસ્પર વચ્ચે અત્યંત પ્રીતિ રહે દેવતા અને મનુષ્ય વચ્ચે મધ્યમ પ્રીતિ રહે. રાક્ષશ અને મનુષ્ય માટે આ યોગ મૃત્યુકારક નીવડે અને દેવતા-રાક્ષસ વચ્ચે કલહકારક નીવડે.

## [૧૯] જન્મ કુંડલી મેળવવામાં વર્ણાદિ સંજ્ઞા

वर्णो वश्यं तथा तारा यो निश्चग्रहमैत्रीकम् ।
गण मैत्रीं भकूट च नाडी चैते गुणाधिका: ।।

અર્થ :- વર્ણ, વશ્ય, તારા, યોની, ગણ, ગ્રહ, મૈત્રી, ભકૂટ એ આઠ નાડી છે એ આઠ પ્રકારના કૂટ ગુણુમાં એક એકથી ચઢી આતા છે.

વર્ણમાં એક વશ્યમાં બે, તારામાં ત્રણ, યોનિમાં ચાર, ગ્રહ-મૈત્રીમાં પાંચ, ગુણમૈત્રીમાં છ. ભકૂટમાં સાત અને નાડીમાં આઠ ગુણ છે. બધાના મળીને ૩૬ યોગ થાય છે એથી ગુણોના યોગ ૧૮ થી વધારે શુભ થાય છે.

| વર્ણ | રાશિ વર્ણ જ્ઞાન ચક્ર | | |
|---|---|---|---|
| બ્રાહ્મણ | મીન | કર્ક | વૃશ્ચિક |
| ક્ષત્રિય | મેષ | સિંહ | ધન |
| વૈશ્ય | વૃષભ | કન્યા | મકર |
| શુદ્ર | મિથુન | તુલા | કુંભ |

વર વર્ણ

| | | બ્રાહ્મણ | ક્ષત્રિય | વૈશ્ય | શુદ્ર |
|---|---|---|---|---|---|
| કન્યાવર્ણ | બ્રા. | ૧ | ૦ | ૦ | ૦ |
| | ક્ષ. | ૧ | ૧ | ૦ | ૦ |
| | વૈ. | ૧ | ૧ | ૧ | ૦ |
| | શુ. | ૧ | ૧ | ૧ | ૧ |

વરથી ઉચ્ચ વર્ણ રાશિવાળી કન્યા શુભ નથી હોતી, એવું શાસ્ત્રો કહે છે.

## [૨૦] તારા કૂટનો વિચાર

કન્યાના નક્ષત્રથી વરના નક્ષત્ર સુધી અને વરના નક્ષત્રથી કન્યાના નક્ષત્ર સુધી ગણત્રી કરીને તેને નવના આંક વડે ભાગાકાર કરવો. જો ૩–૫–૭ શેષ આવે તો અશુભ સમજવુ. જો ૧–૨–૪–૬–૮–૯ તારા બચે (શેષ રહે) તો શુભ સમજવુ.

## [૨૧] નક્ષત્ર અને રાશિની એકતા અંગે વધુ વિચાર

કન્યા અને વરની રાશિ એક હોય અને નક્ષત્ર ભિન્ન હોય અથવા નક્ષત્ર એક હોય અને રાશિ ભિન્ન હોય, તો નાડી અને ગણનો દોષ નથી થતો અને બંનેના એક નક્ષત્ર એક હોય તો ચરણમાં ભિન્નતા હોવાના કારણે શુભ બને છે.

## (૨૨) કર્ત્તરી દોષ

लग्नात् पापा वृज्जवनूज व्यपार्थ स्थौ यदा तदा ।
कर्त्तरी नाम सा ज्ञेया, मृत्यु–दारिद्रच शोकदा ।।

અર્થ :– લગ્નથી બીજે વક્રી ગ્રહ હોય અને બારમે માર્ગી પાપગ્રહ હોય તો કર્ત્તરી નામનો યોગ થાય છે. આ યોગ મૃત્યુ, દુઃખ અને દરિદ્રતા દાયક છે.

## [૨૩] સૂર્ય ગ્રહ ચન્દ્ર યોગ

चन्द्रे सूर्यादि सयुक्ते. दारिद्रय मरण शुभम् ।
सौख्य सापत्न्य वैराग्ये पाप द्वये युते भृतिः ।।

અર્થ :– જો ચન્દ્રમાં સૂર્ય યુક્ત હોય તો દરિદ્રતા, મંગળ યુક્ત હોય, તો મરણ, બુધ યુક્ત હોય તો શુભ, ગુરૂ યુક્ત હોય, તો સુખ, શુક્ર યુક્ત હોય, તો શત્રુતા, અને શનિ યુક્ત હોય તો વૈરાગ્ય પ્રદ નીવડે અને પાપગ્રહોથી યુક્ત હોય તો મૃત્યુ દાયક નીવડે છે.

## (૨૪) જ્વાલામુખી યોગ

પડિમા મૂલ પચમી ભરણી
અષ્ટમી કૃતિકા નવમે રોહિણી જાણ,
દશમ અશ્લેષા તૂ વાંચ જવાલા મુખી નક્ષત્ર પાંચ.

'જાયો તો જીવે નહિં, વસિયો, ઉજ્જડ થાય.
નારી પહેરે ચૂડલો, બાલ સમૂળી જાય,

વાંચ્યું તે લખે નહિ, નીર કુવે નહીં હોય.
જાણો નહિ તે જોશીયા, કહો કેમ જવાય !'

આવો ભયંકર આ જ્વાલામુખી યોગ છે.

## [૨૫] ચન્દ્રવાસ

मेषे च सिंहे धनु पूर्व भागे,
मृषे च कन्या मकरे च याम्ये ।
मिथुने तुला कुंभ सुपश्चिमायां,
कर्काऽलि मीने दिशि चोत्तरस्याम् ।।

અર્થ :- મેષ, સિંહ, ધન રાશિની પૂર્વ દિશામાં ચન્દ્રમા હોય છે. વૃષભ, કન્યા, મકર રાશિનો ચન્દ્રમા દક્ષિણમાં હોય છે મિથુન, તુલા, કુંભ રાશિનો ચન્દ્રમા પશ્ચિમમાં હોય છે કર્ક, વૃશ્ચિક મીન રાશિનો ચન્દ્રમા ઉત્તર દિશામાં હોય છે.

## [૨૬] યોગિની વિચાર

प्रतिपत्सु नवम्यां च, पूर्वस्यां दिशि योगिनी ।
अग्निकोणे तृतियाया, मेकादश्यां तु सा स्मृता ।।१।।
त्रयो दश्यां च पंचभ्यां, दक्षिणस्य शिव प्रिया ।
द्वादश्यां च चतुर्थ्यां च, नैऋत्य कोण गामिनी ।।२।।
चतुर्दश्यां च षष्टयां च, पश्चिमायां च योगिनी ।
पूर्णिमायां च सप्तम्या, वायुकोणे तु पार्वती ।।३।।
दशम्या च द्वितीयाया, मुत्तरस्या शिवा वसेत् ।
ईशान्या दर्शे चाष्टम्यां, योगिनी समुदाहृता ।।४।।
योगिनो सुखदा वामे, पृष्ठे वांछित दायिनी ।
दक्षिणे धन हत्री च, संमुखे मरण भयम् ।।५।।

પડવે અને નામના દિવસે યોગિની (જોગણી) પૂર્વમાં હોય છે.

બીજ અને દશમના દિવસે યોગિની ઉત્તરમાં રહે છે.

ત્રીજ અને અગ્યારસના દિવસે યોગિની અગ્નિ ખૂણામાં હોય છે.

ચોથ અને બારસના દિવસે યોગિની નૈઋત્ય ખૂણામાં હોય છે.

પાંચમ અને તેરસના દિવસે યોગિની દક્ષિણ દિશામાં હોય છે.

છઠ અને ચૌદસના દિવસે યોગિની પશ્ચિમ દિશામાં હોય છે.

સાતમ અને પૂનમના દિવસે યોગિની વાયવ્ય ખૂણામાં હોય છે.

આઠમ અને આમાવાસ્યાના દિવસે યોગિની ઇશાન ખૂણામાં હોય છે.

યોગિનીને જોગણી પણ કહે છે,

યોગિની પૂઠે હોય તો વાંછિત પ્રદ છે. દક્ષિણ હોય તો ધન વિનાશિની છે. સન્મુખ હોય તો મરણપ્રદ છે.

દિશાશૂલ ડાબો ભલો, યોગિની ભલીજ પુંઠ; ।
ચંદ્રમા સન્મુખ ભલો, લાવે લક્ષ્મી લૂટ. ॥

યોગિની પૂઠે ભલી છે, ચન્દ્રમા સન્મુખ ભલો છે. તો અણધારી સંપત્તિ મળે. અને દિશાશૂળ ડાબી બાજુનો લાભ કરનાર છે.

## (૨૭) વાવ કૂવા ખોદવાનું મૂહુર્ત

स्वात्यां अश्विनी पुष्य हस्तेषु चैत्रे,
चैव पुन र्व सौ रेवत्यां वारुणे चैव वापि–कर्म प्रकाश्यते ।

અર્થ :– અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતિ, અનુરાધા, શતભિષા ને રેવતી-આ નક્ષત્રોમાં વાવ કૂવા ખોદાવવા તે શુભ છે.

## [૨૮] વાવ-કૂવા-ચક્ર મુહૂર્ત

कूप वाप्योस्तु चक्र वै, विज्ञेयं विबुधै शुभम् ।
रोहिणी गर्भ मेतस्य, त्रि त्रि ऋक्षाणि चन्द्रभम ।
मध्ये, पूर्वं तथा ऽग्नेय, चैव तु नैऋत्ये पश्चिमे चैव
वायव्यां, सैम्य सुक्ति दिशिक्रमात् ।।

અર્થ :- વાવ-કૂવાના ચક્રનું મુહૂર્ત પંડિતોએ નીચેના ક્રમે બતાવ્યું છે.

મધ્યમાંથી પ્રારંભ રોહિણી નક્ષત્રથી કરવો પછી ત્રણ-ત્રણ નક્ષત્રે મધ્યમાં ત્રણ, પૂર્વમાં ત્રણ, અગ્નિખૂણામાં ત્રણ, દક્ષિણમાં ત્રણ, નૈઋત્યમાં ત્રણ, પશ્ચિમમાં ત્રણ, ઉત્તરમાં ત્રણ અને ઈશાન ખૂણામાં ત્રણ આ પ્રમાણે અનુક્રમ લેવો જોઇએ.

તો સારા, મીઠા જળની પ્રાપ્તિ સમયસર થાય.

ફલ શીઘ્ર. જલં, ન જલં, મધ્યમ જલં, ન જલં, બહુ જલં અમૃત જલં, બહુ ક્ષાર જલં, સજલં, મધ્યમ જલં, એમક્રમસર જાણવું.

## [૨૯] જળાશય ખોદવાનું મુહૂર્ત

अनुराधा मघा हस्त, रेवती उत्तरा त्रये ।
रोहिणी युगले पुष्ये, धनिष्ठा द्वितीये तथा
पूर्वाषाढा ऽभिधे मे च्च शुभे मासे शुभे दिने
वापी कूप तडागा नाम मारंभ कथिना बुधैः ।।

रविवारे जलं न स्यात् । सोमे पूर्ण जलं भवेत् ।
वालुका भौम वारे स्तु । बुधे बहु जलं भवेत् ।
गुरुश्च मधुरं तोयं, शुक्रो क्षारं प्रजायते ।
शनिश्चरे जलं न स्यात्, कीर्तित वारज फलम् ।।

અર્થ :- અનુરાધા, મઘા, હસ્ત, રેવતી, રોહિણી, ત્રણે ઉત્તરા, મૃગશિરા; પુષ્ય, ધનિષ્ઠા, શતભિષા અને પૂર્વાષાઢા નક્ષત્રોમાં શુભ માસે, શુભ દિવસે જળાશયનું ખાતમુહૂર્ત કરવું તેને પંડિતોએ શુભ કહ્યું છે.

જળાશયનું ખાતમુહૂર્ત જો રવિવારે કરે તો જળ ન નીકળે, સોમવારે કરે તો જળ નીકળે, મંગળવારે રેતી નીકળે, બુધવારે અધિક જળ નીકળે, ગુરૂવારે મીઠું પાણી નીકળે, શુક્રવારે ખારૂં પાણી નીકળે, શનિવારે જળ ન નીકળે.

આ પ્રમાણે વારોનું ફળ જાણવું.

## [૩૦] સૂર્ય કૂપ ચક્ર

| નક્ષત્ર | ફળ |
|---|---|
| ૩ | ખારૂં જળ |
| ૩ | ઉત્તમ જળ |
| ૩ | કાંકરીવાળુ જળ |
| ૩ | ખારૂં જળ |
| ૩ | અધિક જળ |
| ૩ | નિર્જળ |
| ૩ | પર્યાપ્ત જળ |
| ૩ | અલ્પ જળ |
| ૩ | સજળ જળ જળાદિ મળે. |

## [૩૧] જળ શોધવાના પ્રકાર

આ ભારત ભૂમિમાં ખેતી આદિ માટે જળની ખૂબ જરૂર રહે છે. આ જરૂરીઆત પૂરી કરવા માટે જે જગ્યાએ કૂવો-વાવ કે તેવું અન્ય જળાશય કરવાનો વિચાર હોય, તે નીચે લખ્યા મુજબ વિસ્તારમાં કરવાથી જળ સહેલાઈથી મળી રહે છે.

(૧) પાણી વિનાની જગ્યામાં જો નેતરનાં ઝાડ હોય, તો તે ઝાડથી આથમણી દિશામાં ત્રણ હાથ ઉંડે પાણી છે એમ જાણવું.

(૨) જાંબૂના ઝાડની પ છળ, પૂર્વ દિશામાં સર્પના રાફડા હોય, તો ત્યાંથી દક્ષિણ દિશામા સાડા દસ હાથ ઊંડે પાણી છે. એમ જાણવું. ત્યાંથી ૧૪ હાથના અંતરે હાડકાં હોય તો અને આસ્માની રંગની માટી હોય તો ત્યાં પાણી નહિ, પણ પાણા (પત્થર) છે, એમ સમજવું.

(૩) બોરડીના ઝાડથી ઉગમણી દિશામાં સાપનો રાફડો હોય, તો ત્યાંથી આથમણી દિશામાં સાડા દશ હાથની ઊંડાઇએ પાણી છે, એમ સમજવું.

(૪) બહેડાનાં વૃક્ષોની દક્ષિણ દિશામાં સાપનો રાફડો હોય, તો ત્યાંથી પૂર્વ દિશામાં સાડા છ હાથ ઊંડે જળની સેર છે એમ જાણવું.

(૫) દરેક જાતના વૃક્ષના મૂળથી એક હાથ ઉપર જમીનમાં ઘણાં દેડકાં હોય, તો ત્યાં સોળ હાથ ઊંડે પાણીની સરવાણી છે, એમ જાણવું.

(૬) મહુડાના ઝાડથી ઉત્તર દિશામાં જો સાપનો રાફડો હોય તો જાણવું કે ત્યાં પાંચ હાથ ઊંડે પાણી છે.

(૭) વીરણના છોડ અને ધરો જ્યાં લીલાં રહેતાં હોય તે જગ્યામાં પાણી ન દેખાતું હોય તો પણ જાણવુ કે ત્યાં સાડા ત્રણ હાથ ઊંડે પાણી છે.

(૮) જ્યાં માટી છિદ્રોવાળી, પોચી અને તેલવર્ણી હોય, ત્યાં પાણી ચોક્કસ નીકળે.

પાણીના પ્રશ્નને હલ કરવામાં આ માર્ગદર્શનનો લાભ લેવા જેવો છે. અનુભવીઓનાં આ વચન પાછળ ઊંડો અભ્યાસ રહેલો છે.

## [૩૨] ખાત–ચક્ર

| – | વિવાહે | દેવાલયે | ગૃહારંભે | જલાશયે | ખાત |
|---|---|---|---|---|---|
| સૂર્ય | ૨-૩-૪ | ૧૨/૧/૪ | ૫/૬-૭ | ૧૦-૧૧ ૧૨ | અગ્નિ |
| સૂર્ય | ૧૧-૧૨-૧ | ૯-૧૦-૧૧ | ૨-૩-૪ | ૭-૮-૯ | નૈઋત્ય |
| સૂર્ય | ૮-૯-૧૦ | ૬ ૭-૮ | ૧૧ ૧૨-૧ | ૪-૫-૬ | વાયવ્ય |
| સૂર્ય | ૫-૬-૭ | ૩-૪ ૫ | ૮-૯-૧૦ | ૧-૨-૩ | ઈશાન |

## [૩૩] વૃષભ–ચક્ર

સૂર્ય નક્ષત્રથી મુહુર્તના દિવસ સુધી સાભિજિત નક્ષત્ર ગણુતાં તેમાં તે મુહુર્તના દિવસે જેટલામું નક્ષત્ર હોય ત્યાં સુધીનું ફળ પહેલાં ૭ અશુભ, પછી ૧૧ શુભ, પછી ૧૦ અશુભ.

| ૭ | ૧૧ | ૧૦ |
|---|---|---|
| અશુભ | શુભ | અશુભ |

### વૃષભ ચક્ર ગણુનાની બીજી રીત

નિરભિજિત ગણુનાથી પહેલા ૩ શુભ, ૪ અશુભ, ૪ શુભ (સ્થિરતાદાયી), ૪ લક્ષ્મીદાયી, ૪ દારિન્દ્ર, ૪ ધન, ૨ રોગ, ૩ મૃત્યુનાં જાણુવાં.

## [૩૪] કૂર્મ ચક્ર

માણેકસ્તંભ રોપવામાં આ ચક્રથી ગણુના કરાય છે.

જે દિવસે સ્તંભ રોપવાનો હોય, તે દિવસની તિથિને પાંચ વડે ગુણુવી અને કૃત્તિકા નક્ષત્રના દિવસ સુધીના દિવસો થતા હોય તેટલી સંખ્યા તેમા ઉમેરવી, પછી તેમાં (૧૨) બાર ઉમેરવા, પછી તેને ૯ વડે ભાગવા. ૪/૭/૧ શેષ આવે તો જાણુવું કે કૂર્મ

જળમાં છે. ૫/૨/૮ શેષ રહે તો જાણવું કે ફળ હાનિકારક છે. અને કૂર્મ પૃથ્વી ઉપર છે અને જો શેષ ૩/૬/૯ રહે તો તેનું ફળ મરણ છે, અને કૂર્મ આકાશમાં છે એમ જાણવું.

આમ ત્રણ પ્રકારે કૂર્મ ફળ જોઈ આવતાં શુભ મુહુર્ત લેવાં.

## [૩૫] પૃથ્વી સૂતી જાણવાની રીત

बाण शत्य शिवा नवा तिथि न वाद्वा विंशत्रि विंशका: ।
अष्टा विंशति वासरे च शयने क्षाति घस्तं व्यजेत् ॥

અર્થ : સૂર્ય સંક્રાન્તિથી ૫–૭–૯–૧૧–૧૫–૨૦–૨૨–૨૩–૨૬ આ દિવસોમાં ધરતીને સૂતી જાણવી. પૃથ્વી સૂતી હોય તે દિવસોનો શુભ કાર્યોમાં ત્યાગ કરવો જોઈએ. એવું મુહુર્ત માર્તંડમાં જણાવવામાં આવ્યું છે.

## [૩૬] ભૂ-શયન ગણના ક્રમ

(નિર્ણય સાગર પચાંગના આધારે)

સૂર્ય જે નક્ષત્રમાં હોય તેનાથી ૫–૭–૯–૧૨–૧૯–૨૬ આ દિવસોના નક્ષત્રોમાં પૃથ્વી સૂતેલી હોય છે.

આ નક્ષત્રોમાં ક્રમશઃ ૪–૮–૧–૩–૬–૭ ઘડી કાળાંશ માત્રમાં ભૂમિ સૂતેલી હોય છે શેષ ઘડીઓમાં જાગૃત હોય છે.

આ ઘડીઓમાં, કૂવા–તળાવ ખોદવાનું કામ, વાવેતર, હળ ચલાવાવાં તે કામ કરવાથી અનિષ્ટ ફળ આવે છે.

### ભૂ-શયને મતાંતર

કેટલાક વિદ્વાનો ૫–૭–૯–૧૫–૨૧–૨૪ દિન માત્રમાં જ ભૂ-શયન માને છે.

## [૩૭] પૃથ્વીને બેઠી યા સૂતી જાણવાની રીત

સુદી પ્રતિપદા ( સુદ એકમથી ) થી તિથિ, અને રવિવારથી વાર તથા અશ્વિની નક્ષત્રથી નક્ષત્ર ગણવાં. મુહુર્તના નક્ષત્ર સુધી ગણત્રી કરી, તિથિ, વાર, નક્ષત્ર એ ત્રણેને મેળવી લઈને ૪ વડે ભાગવા. જો શેષ ૧ રહે તો જાણવું કે પૃથ્વી ઊભી છે, શેષ ૨

રહે તો જાણવું કે પૃથ્વી બેઠી છે, શેષ ૩ રહે તો જાણવું કે પૃથ્વી સૂતી છે. જો શેષ શૂન્ય (૦) રહે તો જાણવું કે પૃથ્વી જાગતી છે, ઉભી અને જાગતી પૃથ્વી અનિષ્ટ ફળદાયી છે. બેઠી અને સૂતી પૃથ્વી શુભ ફળદાયી છે.

કૂવા, તળાવ ખોદાવવામાં પૃથ્વી સૂતી સારી.

મંદિર, ઘર, ધર્મશાળાના ખાત મુહૂર્તમાં પૃથ્વી બેઠી સારી જાણવી.

### [૩૮] ગૃહ પ્રવેશે-કુંભ ચક્ર

वक्त्रे भूर विभात् प्रवेश समये, कुम्भे ऽग्निदाहाः कृताः ।
प्राच्या मुद्वसनं कृता यम गताः, लाभकृना पश्चिमे ।
श्री वेदा फलिरुत्तरे युग मिला, गर्भे विनाशो गृहे ।
रामाः स्थैर्यमतः स्थिरत्व मनसा, कंठे भवेत् सर्वदाः ॥

અર્થ: સૂર્ય નક્ષત્રથી ૧ નક્ષત્ર કળશના મોમાં પડે છે, તેમાં ગૃહ પ્રવેશ કરવાથી અગ્નિદાહ થાય છે અને ચાર નક્ષત્રમાં ગૃહ પ્રવેશ કરવાથી ગૃહમાં શૂન્યતા ઉભી થાય છે માટે ગૃહપ્રવેશમાં ઉપરના પાંચ નક્ષત્રોનો ત્યાગ કરવો જોઇએ અને ૮ નક્ષત્રો લાભદાયી નીવડે છે ને આઠ નેષ્ટ છે. તો તેનો ત્યાગ કરવો જોઇએ. ૬ નક્ષત્રોમાં ગૃહ પ્રવેશ કરવાથી ઘરના સ્વામીની સ્થિતિ સારી તથા આયુષ્ય દીર્ઘ રહે છે.

### [૩૯] ઘરમાં કૂવો ખોદવાનું ફળ

ઘરના મધ્ય ભાગમાં કૂવો ખોદવાથી ઘરના સ્વામીનું મરણ થાય છે. ઇશાન ખુણામાં ખોદવાથી પુષ્ટિકર્તા થાય છે. પૂર્વમાં ખોદવાથી ઐશ્વર્યની વૃદ્ધિ થાય છે. અગ્નિ ખૂણામાં ખોદવાથી પુત્રનું મૃત્યુ થાય છે, દક્ષિણ દિશામાં ખોદવાથી સ્રીનું મરણ થાય છે. નૈઋત્ય ખૂણામાં કૂવો ખોદવાથી ઘરના સ્વામીનું મૃત્યુ થાય છે, પશ્ચિમમાં ખોદવાથી ધનની પ્રાપ્તિ થાય છે, વાયવ્યમાં કૂવો ખોદ-

વાથી શત્રુ તરફથી પીડા થાય છે અને ઉત્તરમાં ખોદવાથી સુખી થવાય છે. આ વર્ણન મુહૂર્ત-માર્તંડમાં છે.

### [૪૦] ગૃહ પ્રવેશ પ્રકરણ

सौम्यायने ज्येष्ठ तपो ऽन्त्य माधवे,

यात्रा निवृत्तौ नृपते नंवे गृहे ।

स्याद् वेशन द्वा.स्थ मृदु ध्रुवोडुलि,

र्जन्मर्क्ष लग्नो पचयोदये स्थिरे ।।

**અર્થ** : ઉત્તરાયણમાં રહેલા સૂર્યમાં જેઠ, મહા, ફાગણ, વૈશાખ-આ મહિનાઓમાં દ્વારનુ નક્ષત્ર તથા મૃદુ સંજ્ઞક, ધ્રુવસંજ્ઞક નક્ષત્ર અને જન્મની રાશિ યા લગ્નથી ઉપયુક્ત ૩-૬-૧૦-૧૧ તથા સ્થિર લગ્નમાં રાજાને યાત્રાથી પાછા ફરીને નવા ઘરમાં પ્રવેશ કરવો તે શુભ છે.

### [૪૧] જીર્ણ ગૃહ પ્રવેશ અંગે વિશેષ

जीर्णे गृहे ऽन्यादि भयान्नवे ऽपि,

मार्गोर्जियो श्रावणो के पि सन्स्यात् ।

वेशो ऽम्बु पेंजया निल वासवेषु,

ना ऽऽ वस्य मस्तादि विचारणा ऽत्र ।।

**અર્થ** : જૂના તથા અગ્નિ આદિના ભયથી નવા બનાવેલાં મકાનોમાં કારતક માગસર, શ્રાવણ એ માસોમાં તથા ·શતતારકા, પુષ્ય, સ્વાતિ, ધનિષ્ઠા એ નક્ષત્રોમાં ગૃહ પ્રવેશ શ્રેષ્ઠ છે. અને ગુરૂ તથા શુક્રના અસ્તાદિની વિચારણા કરવાની આવશ્યકતા પણ રહેતી નથી.

### [૪૨] ગૃહ પ્રવેશ પૂર્વે વાસ્તુ-શાન્તિ-લગ્ન ચાર આદિ

मृदु ध्रुव क्षिप्र चरेषु मूल भेवा स्त्वर्चन

भूत बलि च कारयेत् ।

त्रिकोण केन्द्राय, घन त्रिगैः शुभै लंग्ने

त्रिषष्टाय गतैश्च पापकैः ।

शुद्धाम्बुरंध्रे विजनुर्भ मृत्यौ व्ययद रिक्ताचर दर्श मैत्रे ।
अग्रेम्बु पूर्ण कलशं द्वि भैश्च कृत्वा–

विशे द्वेश्म भकूट शुद्धम् ।।

અર્થ : ધ્રુવ, મૃદુ ક્ષિપ્ર, ચર, સંજ્ઞક અને મૂળ નક્ષત્રમાં વાસ્તુ પૂજા અને ભૂતબલિ કરવા જોઈએ.

૫–૯–૧–૪–૭–૧૦–૧૧–૨–૩ આ સ્થાનોમાં શુભ ગ્રહ અને ૩–૬–૧૧ સ્થાનોમાં પાપ ગ્રહ હોય, ચતુર્થ અષ્ટમ ભાવ શુદ્ધ હોય, જન્મ રાશિથી અષ્ટમ લગ્ન ન હોય, તથા સૂર્ય, મંગળ-વાર રિકતા તિથિ, ચર લગ્ન અમાવસ્યા ચૈત્ર માસ અને હીન તિથિ–વાર હોય તો જળથી પૂર્ણ કળશ ભરવો તથા બ્રાહ્મણને આગળ રાખીને ભકૂટથી શુધ્ધ ઘરમાં પ્રવેશ કરવો.

શ્રી બાલબોધ જ્યોતિષ સાર સમુચ્ચય ગ્રન્થમાં આ મુજબ ઉલ્લેખ છે.

मध्या नेतु कृत वास्तु कंर्तु वितं विनाशनम् ।
मह्ा निशा स्मर दि' तथा संध्याया नैत्र कारयेत् ।।

અર્થ : મધ્યાહ્ન સમયે વાસ્તુ પૂજા કરવાથી ધનનો નાશ થાય છે. રાત્રે વાસ્તુ પૂજા કરવાથી ધન અને ધાન્યનો નાશ થાય છે. રાત્રે ગ્રહ આરંભ કરવાથી ધનનો નાશ થાય છે સંધ્યા કાળે ગ્રહ આરંભ કરવાનો નિષેધ છે.

## [૪૩] હોળાષ્ટક વિચાર

शुक्ला ऽ ष्टमी समारम्व. फाल्गुनस्य दिना कष्टकम् ।
पूर्णिमा मधिकं कृवा, त्याज्यं होलाष्टकं वुधैः ।।

અર્થ : ફાગણ સુદ અ ઠમથી સુદ પૂનમ સુધીના આઠ દિવસો હોળાષ્ટકના દિવસો છે. આ દિવસોમાં બુધ્ધિશાળી માણસો શુભ કાર્ય નથી કરતા.

## [૪૪] હોળાષ્ટક પરિહાર

વિપાશા, ઇરાવતી, શતદ્રુ આ ત્રણ નદીઓ પશ્ચિમ ભાગમાં છે તેના કિનારાવાળા પ્રદેશમાં ત્રિપુષ્કર રાજ્યની પાસેના ક્ષેત્રોમાં હોળાષ્ટકનો દોષ નથી લાગતો.

## [૪૫] ચૂલાનું મૂહૂર્ત

शनिवारे दारिद्रचत्वं, शुक्रे अन्न–धन मेवच ।
गुरुवारे लक्ष्मी, बुधे लाभ, भवेत् सदा ।
भौमवारे मृत्यु–भार्या, सोमे धन क्षयं भवेत् ।
रविवारे मवेद् रोगः अस्य चुल्लि स्थापना ॥

અર્થ · રવિવારે ચૂલાનું મુહૂર્ત કરે તો રોગ થાય, સોમવારે કરે તો ધનનો નાશ થાય મંગળવારે કરે તો સ્ત્રીનુ મૃત્યુ થાય, બુધવારે લાભ થાય, ગુરૂવારે કરે તો લક્ષ્મી આવે, શુક્રવારે કરે તો ધન ધાન્ય આવે, શનિવારે કરવાથી દરિદ્રતા આવે.

આ પ્રમાણે ચૂલાં મુહૂર્તનું પ્રમાણ ગર્ગ મુનિએ કહેલું છે.

## [૪૬] ચન્દ્ર ગ્રહણ વિચાર

भानु पच दशे चन्द्रमा यदि तिष्ठति,
पूर्णमास्या निशामेष चन्द्र ग्रहण मा दिशेत् ॥

અર્થ : જો સૂર્યથી ૧૫ નક્ષત્ર પર ચન્દ્રમા હોય, તો પૂનમની રાત્રે પ્રતિપદાની સંધિમાં ચન્દ્ર ગ્રહણ થાય છે.

## [૪૭] સૂર્ય ગ્રહણ યોગ વિચાર

मघान ग्रस्त क्षेत्रात् सोहं शय दिसुवम् ।
अमा वस्या दिश शेषे सूर्यग्रहणं मा दिशेत् ॥

અર્થ : પૂર્ણ થતા મહિનાની અમાવાસ્યાના દિવસે સૂર્ય અને ચન્દ્ર એક રાશિમાં હોય છે. પરંતુ અમાવાસ્યાના દિવસે સૂર્ય નક્ષત્ર અને ચન્દ્ર નક્ષત્ર એક આવતાં હોય તો અમાવાસ્યાના દિવસે પ્રતિપદા (સુદ એકમ)ની સંધિમાં સૂર્ય ગ્રહણ થવાનો યોગ થાય છે, એમ જાણવું.

### સૂર્ય ગ્રહણ થવાની બીજી રીત

બીજી રીતે જોતાં સૂર્ય નક્ષત્રથી ચન્દ્ર નક્ષત્ર જોઈ તેમાંથી ૧૧ દિવસ બાદ કરતાં જો ૧૬ મા નક્ષત્ર પર સૂર્ય હોય તો સૂર્ય ગ્રહણ થાય.

જ્યોતિર્નિધ અને મુહુર્ત પ્રકાશમાં વાસ્તુ પ્રકરણમાં લખ્યું છે કે–

આરંભે વૃષભચક્ર, સ્તંભે કૂભચક્રં તુ કૂમચક્ર ।
પ્રવેશેકલશચક્રં વાસ્તૂ ચક્રં ત્રયં બુધૌ ॥

(વળી, મૂહુર્તચિંતામણી, પીયૂષધારા અને વાસ્તૂ પ્રકરણ જુઓ)

### [૪૮] તારા બળ વિચાર

જન્મ નક્ષત્રથી, જે દિવસે મુહૂર્ત કરવાનું હોય ત્યાં સુધીના નક્ષત્રો ગણવા, જે સંખ્યા આવે તેને ૯ વડે ભાગવી, જે શેષ રહે તેને તારા સમજવા. ૧–૨–૪–૬–૮–૯ શેષ રૂપ તારા આવે તો સારા સમજવા, ૫–૭–૩ શેષરૂપ તારા સારા નહિં.

### [૪૯] કાળ મુખી યોગ

ચોથના દિવસે ત્રણે ઉત્તરા, પાંચમે મઘા, નોમના દિવસે કૃતિકા, ત્રીજે અનુરાધા, આઠમે રોહિણી હોય તો કાળમુખી યોગ થાય છે. આ યોગ અશુભ છે.

### [૫૦] રવિ યોગ

રવિ નક્ષત્રથી ગણતાં થકાં, દિનીયા નક્ષત્ર જોય,
ચાર, છ, નવ, દસ, તેર, વીસના, રવિયોગ તેથી હોય ॥

## [૫૧] નામ-રવિનો વિચાર

नामो रवि मृत्यु सुतार्थ लाभ ता ऽ कें,
पंच भेद प्राग्वदना मंदिरे;
पूर्णेति थौ-प्राग्वदने गृहेषु,
वो नदादि के याम्यय जलोश्वराणे ॥

અર્થ: લગ્નથી ૨-૫-૮-૧૧ ભાવોથી પાંચમા સ્થાનમાં સૂર્ય હોય તો ક્રમશઃ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશાના મોંવાળા ઘરમાં પ્રવેશ કરવાથી નામ રવિ રહે છે.

અને ગૃહ દ્વાર પૂર્વમાં હોય તો પૂર્ણા તિથિમાં દક્ષિણ દ્વારે હોય તો નંદા તિથિમાં, પશ્ચિમ દ્વારે હોય તો ભદ્રા તિથિમાં અને ઉત્તર દ્વારે હોય તો જયા તિથિમાં ગૃહ પ્રવેશ શુભ છે.

લગ્નથી ૮-૯-૧૦-૧૧-૧૨ એ સ્થાનોમાં સૂર્ય હોય તો પૂર્વના દ્વારથી ઘરમાં પ્રવેશ કરવો.

૫-૬-૭-૮-૯ એ સ્થાનોમાં સૂર્ય હોય, તો દક્ષિણ દિશાથી ગૃહમાં દાખલ થવું

૨-૩-૪-૫-૬ એ સ્થાનોમાં સૂર્ય હોય, તો પશ્ચિમ દિશાથી ઘરમાં દાખલ થવું.

૧૧-૧૨-૧-૨-૩ એ સ્થાનોમાં સૂર્ય હોય, તો ઉત્તર દિશાના મોંવાળા ઘરમાં પ્રવેશ કરવો.

નામ સૂર્ય લાભદાયી થાય છે.

## [૫૨] વત્સ વિચાર

સામે વત્સ ન ચાલિયે, ન કરીએ ઘર વાસ,
દેવળે દેવ ન બેસાડીએ, જોષી વિચારે જોષ,
સન્મુખ હરે આયુ, પૂંઠે ધનનો નાશ;
વાયે ને દળી દક્ષિણે સુખદાયી ગણુ જાસ.

અર્થઃ- તાત્કાલિક કુંડળીમાં આઠમા ભુવને બુધ ચન્દ્રમા શુક્ર, મંગળ કે શુક્ર હોય, અને લગ્નમા ચન્દ્રમા હોય તો નક્કી મૃત્યુ થાય છે માટે આ ગોધૂલિક વર્જ્ય છે.

कुलिक क्रान्ति साम्यं च मूर्तौ षष्ठोऽष्टम शशि ।
पाँच गोधूलिके स्त्याज्ये अन्ये दोषा शुभावहाः ।।

અર્થ :- કુલિક ક્રાન્તિ સામ્ય લગ્નનો છઠ્ઠો, આઠમાં ચન્દ્રમા હોય, એ પાંચ દોષ ગોધૂલિકમાં ત્યાજ્ય છે અને બીજા દોષો શુભ છે. છઠ્ઠા આઠમા સ્થાને ચદ્ર હોય તો કન્યાનો નાશ કરે જે. અને પહેલા કે આઠમા સ્થાનમાં મંગળ હોય તો વરનો નાશ કરે છે.

ગોરજ માસ, ગ્રહ, નક્ષત્ર ગ્રહણ નક્ષત્ર, આઠમું નક્ષત્ર, વૈધૃતિ, વ્યતિપાત સંક્રાન્તિ, ક્ષીણ ચન્દ્ર, રવિ ને શુક્ર આઠમા સ્થાને સર્વ ગ્રહો દુષ્ટ છે.

## [૨૮૪] લગ્ન બળ પ્રભાવ

लग्न वीर्यं विना यत्र यत् कर्म क्रियते बुधैः ।
तत्फलं विलयं याति ग्रीष्म कुसरितो यथा ।।

અર્થ :- લગ્ન બળ વિના ડાહ્યા માણસો પણ જે જે કાર્ય કરે છે, તેનું ફળ નાશ પામે છે જે રીતે ગ્રીષ્મ ઋતુમાં નાની નદી સૂકાય જાય છે તે રીતે.

न तिथि न च नक्षत्रं न योग नैन्दवं बलम् ।
लग्नमेकं प्रशसन्ति गर्ग नारद कश्यपा ।

અર્થ :- ગર્ગ, નારદ અને કશ્યપ જેટલી લગ્ન બળની પ્રશંસા કરે છે, તેટલી તિથિ, નક્ષત્ર, યોગ અને ચન્દ્રના બળની નથી કરતા.

## લગ્નપતિ અને નવાંશકપતિ પર વિચાર.

लग्नादि नाथो यदि नवाशक नाथो ।
पष्ठा ऽ ष्टमेवा यदि लग्नकाले
स्वप्ने न पश्यन्ति, पतितौ मुखम् ।
स्यात् कन्यायां कु कुम कज्जलेव ।।

અર્થ :- વર કન્યાને જન્મ રાશિ અને જન્મ લગ્નથી આઠમુ લગ્ન વિવાહમાં વર્જ્ય છે. છતા જો પરણે તો સ્વપ્નમાં પણ પતિનુ મુખ જોવા ન પામે, કન્યાનુ કંકુ, કાજલ બની જાય, અર્થાત્ તે વિધવા થાય.

दम्पत्योरष्टमे लग्न त्वष्टमो राशिरेव च ।
यदि लग्न गतस्सो ऽपि दम्पत्यो र्निधनप्रदः ।।

[પરિહાર]

जन्म लग्नाज्जन्म राशि तोवा विवाहे,
अष्ट मं लग्नं चेतदान शुभ. ।

કિન્તુ જન્મ લગ્ન, જન્મ રાશિ પતિ વિવાહ લગ્ન-કાળે પરસ્પર મિત્ર ભાવે વર્તતા હોઈ દોષકારક નથી રહેતા.

[બૃહત્ જ્યોતિષ સાર ભાષા ટીકા પેજ નં ૨૦૯]

शुक्रो दशा सहस्त्राणि, बुधो दशा शतानि च ।
लक्षमेक तुवा जोवः केन्द्र कोणे व्यपोहति ।।

કેન્દ્રમાં શુક્ર હોય તો દશ હજાર દોષ, બુધ હોય તો એક હજાર દોષ, અને જો ગુરુ હોય તો એક લાખ દોષોનો નાશ કરે છે

## વરનું નિષિદ્ધ નક્ષત્ર

भामिनि जन्म नक्षत्राद् द्वितीयं पतिजन्मभम् ।
न शुभं भर्तृनाशाय, कथितं वह्मयामले ।।

## ઘાત ચન્દ્રમાં વિહિત કાર્ય

બૃહત જ્યોતિષ સાર પેજ ૩-૧૪]

उद्वाह यात्रा व्रत व्रन्ध दीक्षा,
राज्याभिषेके ग्रहपूजने च ।
सीमन्ता जाता ध्वर रौद्र पूज्ये
नो चिन्तानीय खलु घाताचद्रः ।।

અર્થ :- વિવાહ, યાત્રા, જનોઈ, દીક્ષા, રાજ્યાભિષેક, ગ્રહ પૂજન, શ્રીમંત, જાત કર્માદિ. યજ્ઞ, રૂદ્ર પૂજન (અભિષેક) આદિમા ઘાત ચન્દ્ર વર્જ્ય નથી.

## બારમો ચન્દ્ર કયાં નિંદિત નથી.

आधाने सप्रदाने च विवाहे राजविग्रहे ।
शुभे कार्ये च यात्राया चन्द्रौ द्वादशगः शुभः ।।

घात तिथि घातवार घात नक्षत्र मेव च ।
यात्राया वर्जयेत् प्राज्ञा रन्य, कार्य सुशोभनम् ।।

## [૨૮૫] વિદ્યાર્થીઓની ઉન્નતિ

વિદ્યાથીઓમાં કોઇને કોઇ પ્રકારની ખાસ શક્તિ રહેલી હોય છે તે શક્તિ કયા પ્રકારની છે તેનો નિર્ણય જન્મ કુડલીના અભ્યાસ દ્વારા થઇ શકે છે તે બતાવવાનો અમારો પ્રયત્ન છે, કે જેથી તે તે વિદ્યા સાધનામા લક્ષ કેન્દ્રિત કરીને પ્રગતિ કરી શકે.

### બળવાન ગ્રહ

તે માટે એ નિર્ણય કરો કે જન્મ કુડલીમાં કયો ગ્રહ સૌથી બળવાન છે. તેને જાણવાની રીત :-

(૧) સ્વગ્રહી ઉચ્ચનો યા મિત્ર ક્ષેત્રનો હોવો જોઇએ

(૨) પાપ ગ્રહોની વચ્ચે યા પાપ ગ્રહોથી પીડિત ન હોવો જોઈએ.

(૩) તે ગ્રહ પર શુભ ગ્રહોની દૃષ્ટિ હોવી જોઇએ, અથવા શુભ ગ્રહોની વચમાં હોવો જોઇએ.

(૪) ને ગ્રહ કેન્દ્ર ૧-૪-૭-૧૦ યા ત્રિકોણ ૫-૯મા સ્થાનમાં હોય છે તો બહુ બળવાન બને છે.

(૫) તે ગ્રહ ગ્રહ નવમાંશમાં શરૂઆતની ત્રણ રીત પ્રમાણે બળવાન બનતો હોય તો સારૂં છે. તે ઉપરાંત જ્યોતિષ શાસ્ત્રનુ ગણિત સૂક્ષ્મ રીતથી જોવું તથા મેળવવું પડે છે. તેનું પૂર્ણ જ્ઞાન જ્યોતિષીને હોવું જોઇએ. પરંતુ ઉક્ત પાંચે રીતોના પ્રમાણથી કયો ગ્રહ બળવાન છે, તે આપ જાણી શકશો.'

આઠમાંથી જે ગ્રહ બળવાન હોય, તે હરેક ગ્રહના અભ્યાસથી જુદા જુદા ક્ષેત્ર નીચે પ્રમાણે બતાવ્યા છે.

(૧) સૂર્ય :—જો સૂર્ય બળવાન હોય તો તે વિદ્યાર્થીને રાજ્ય નીતિ શાસ્ત્ર, તર્ક શાસ્ત્ર, માનસ શાસ્ત્ર, પ્રાણી શાસ્ત્ર અને આ શાસ્ત્રો સાથે જોડાએલા શાસ્ત્રોના અભ્યાસમાં વિશેષ રૂચિ રહે તેમ જ તેમાં એકાગ્રતા સાધવાથી સારી પ્રગતિ થાય.

(૨) ચન્દ્ર :— વનસ્પતિ શાસ્ત્ર, ખેતી વિષયક અભ્યાસ, વેપાર, શિક્ષણ, રસાયણ શાસ્ત્ર કાવ્ય, સગીત, ચિત્ર કળા, ડોકટરી, ફાર્મસી, અને સાગર ઉદ્યોગોનો અભ્યાસ.

જેનો ચન્દ્ર બળવાન હોય તેને આ વિષયોમાં રસ હોય તેમ જ પ્રયત્ન કરીવાથી આગળ વધે.

(૩) મગળ :— વિદ્યુત્ શાસ્ત્ર, એન્જીનીઅરીગ, વાઢ કાપ (સર્જરી) તર્ક શાસ્ત્ર, ભૂસ્તર શાસ્ત્ર, કાયદા શાસ્ત્ર. સૈન્ય શાસ્ત્ર પોલીસ તત્ર વગેરેના અભ્યાસમા રૂચિ તેમ જ પ્રીતિ—જેનો આ ગ્રહ બળવાન હોય છે તેને રહે છે.

(૪) બુધ :— શિક્ષણ, વક્તૃત્વ, ગણિત, વેપાર, ચિત્રકલા, ભરતકલા, ઔષધિઓનું જ્ઞાન—આ ગ્રહની બળવત્તતા સૂચવે છે.

(૫) ગુરુ :— વેદ ભાષા, સાહિત્ય, વ્યાકરણ, શિક્ષણ, રાજ્ય નીતિ, અધ્યાત્મિક જ્ઞાન, કાયદા શાસ્ત્ર હવાઈ વિજ્ઞાન એ બધા વિષયોમાં રસ હોવો તે આ ગ્રહ બળવાન હોવાનુ સૂચવે છે.

(૬) શુક્ર :— વિવિધ કલા શિક્ષણ, કાવ્ય કાયદા શાસ્ત્ર, અર્થ શાસ્ત્ર, જાતીય શાસ્ત્ર, કલા—સૌન્દર્યાદિનું જ્ઞાન—આ ગ્રહની બળવત્તતા સૂચવે છે.

(૭) શનિ :— ઇતિહાસ, રાજનીતિ શાસ્ત્ર, તત્ત્વ જ્ઞાન શાસ્ત્રોનું જ્ઞાન, મોટર, સ્કુટર અને સાયકલ વગેરેનું ટેકનિકલ જ્ઞાન આ ગ્રહની બળવતતા સૂચવે છે.

(૮) રાહુ :— મશીન ઉદ્યોગ, ઝેરી દવાઓ, અને લશ્કરી જ્ઞાનમા રસ આ ગ્રહની બળવત્તરતાના કારણે રહે છે તેમ જ વધે છે.

આ રીતે આ ગ્રહો કામ કરે છે. તો પોતાને કયા વિષયમા સ્વભાવિક રૂચિ છે. તે ચકાસીને તે વિષયમાં નિપુણ બનવાનો પ્રયત્ન કરનાર વિદ્યાથી જરૂર સફળ થાય છે.

દૃષ્ટાન્ત

દાખલા તરીકે જોવા જોઇએ તો મહાકવિ મિલ્ટનની જન્મ કુંડળીમાં વર્ગોતમી બુધ હતો, તેથી તેમની બુદ્ધિ પ્રતિભા અસાધારણ હતી

બળવાન બુધ, વાણી અને દલીલ શક્તિ આપે છે.

આ રીતે આઠમાથી જે કોઇ ગ્રહ ખૂબજ બળવાન હોય છે, તે મુજબ પ્રગતિ થાય છે

એટલે પોતાનો કયો ગ્રહ બળવાન છે તે માણસે ખાસ જાણી લેવું જોઇએ.

વિદ્યાર્થી પોતે કયા વિષયમાં નિપુણ બની શકશે તેનો નિર્ણય કરવા માટે નીચેની હકીક્ત ધ્યાનમાં લેવી જોઇએ.

બુધ ગ્રહના બળાબળનો વિચાર કરવો જોઇએ. જો બુધ નિર્બળ હોય તો અભ્યાસ સાવ સામાન્ય રહે છે.

ગુરૂ ગ્રહના બળાબળનો વિચાર કરવો જોઈએ.

બુધ બૌદ્ધિક વિકાસ બતાવે છે, તો ગુરૂ અનેકલક્ષી જ્ઞાનની દિશા ઉઘાડી આપે છે. તેમજ એકાગ્રતા કેળવી આપે છે.

જો જન્મ કુંડળીમાં ગુરૂ અને બુધ નિર્બળ હોય તો નક્કી માનજો કે વિદ્યાર્થી અભ્યાસમાં પ્રગતિ નહિ સાધી શકે. આવી કુંડળીવાળા મોટે ભાગે અભણ રહે છે.

## વિવિધ યુતિઓ

(૧) જન્મ કુંડળીમાં બળવાન બુધ-શુક્રની યુતિ હોય તો તે વિદ્યાર્થી કળાના ક્ષેત્રમા ઝળહળતી ફતેહ મેળવે છે. આ પ્રકારના વિદ્યાર્થી મહાન કવિ, નાટકકાર, ચિત્રકાર, લેખક અને જનતાના પ્રિય નેતા બનવાની શક્તિ લઈને જન્મતા હોય છે.

(૨) સૂર્ય-ચન્દ્રની બળવાન યુતિ વિદ્યાર્થીને મીકેનિકલ બુદ્ધિ-શક્તિ આપે છે. આ વિદ્યાર્થીઓ મોટર, સ્કુટર વગેરેના યાન્ત્રિક ભાગોને જોડવામા, સુધારવામાં જાણવામાં સફળ નીવડે છે.

(૩) બળવાન મંગળ-બુધની યુતિ વિદ્યાર્થીને વેપાર ઉદ્યોગમા વિકાસ કરવાની શક્તિ આપે છે. તેનામા યત્ર વિજ્ઞાનની કુશળતા હોય છે, અથવા તો નિષ્ણાત સર્જન બનવાની શક્તિ હોય છે.

(૪) બળવાન શુક્ર શનિની યુતિ વિદ્યાર્થીને સમર્થ ચિત્રકાર અથવા મહાન વ્યગ ચિત્રકાર (કાર્ટુનિસ્ટ) બનવાની જબ્બર શક્તિ આપે છે.

(૫) બળવાન સૂર્ય-શુક્રની યુતિ વિદ્યાર્થીને સગીત કાવ્ય અને નૃત્ય કળામા નિપુણ બનવાની શક્તિ આપે છે

(૬) બળવાન શુક્ર-મંગળની યુતિ વિદ્યાર્થી મલ્લયુદ્ધની કળા, જુગારી વિદ્યા અને ઘણીવાર સ્ત્રીઓ સાથે નૃત્ય કરવાનો જબરો કસબ આપે છે.

(૭) બળવાન શુક્ર ચન્દ્રની યુતિ વણાટકામ શિવણકામ, ચિત્રકામ વગેરે કળામાં નિપુણ બનાવે છે જો આ યુતિ જલચર રાશિમાં હોય તો દરિયાઈ ધંધામાં સફળ થવાની શક્તિ આપે છે.

(૮) બળવાન બુધ ગુરૂની યુતિ ઊંચી કક્ષાની બુદ્ધિ-પ્રતિભા આપે છે, ગમે તે ક્ષેત્રમાં સફળ થવાની શક્તિ આપે છે.

(૯) બળવાન સૂર્ય-બુધની યુતિ ઊંચી બૌદ્ધિક શકિત આપે છે તેથી ગમે તે ક્ષેત્રમા સફળ થઇ શકાય છે

(૧૦) બળવાન ગુરૂ-શુક્રની યુતિ વ્યક્તિને અસાધારણ વિદ્વતા આપે છે. સશોધન શક્તિ આપે છે સમર્થ સશોધક બનાવે છે. પી. એચ ડી.ની ડીગ્રી અપાવે છે.

(૧૧) બળવાન ગુરૂ-શનિની યુતિ વ્યક્તિને તત્વજ્ઞ બનાવે છે. ધીર, ગભીર અને ન્યાયાધીશ બનવાની ઉત્તમ શક્તિ આપે છે.

## શનિની વિશિષ્ટતા

શનિની મકરથી માંડીને મીન સુધીની રાશિ શુભ ગણાય છે, આ ત્રણ રાશિનો શનિ, માનવીને તત્વજ્ઞાની બનાવે છે.

જન્મ કુંડળીમાં ધન અને મીન રાશિનો શનિ કેટલાક આચાર્યોએ શુભ ગણ્યો છે.

ગુરૂની રાશિનો શનિ માનવીને તેજસ્વી અને ઉત્તમ પ્રકૃતિનો બનાવે છે.

મીન કરતાં ધન રાશિનો શનિ વધારે બળવાન ગણાય છે કેમકે ધન રાશિ પછી શનિ-મકર રાશિ આવે છે અને તે સ્વગ્રહી રાશિ છે. ત્યારે મીન પછી આવતી મેષ રાશિ શનિની નીચ રાશિ છે.

## બે મહાયોગ

જો જન્મ લગ્નથી કેન્દ્રમાં મંગળ, મકર રાશિ, મેશ રાશિ કે વૃશ્ચિક રાશિનો હોય, તો પંચ મહાપુરુષના પાંચ યોગોમાંથી રુચક યોગ બનાવે છે

આ યોગ માનવીને નિર્ભય, ધનવાન અને સુખી બનાવે છે.

તેવી રીતે જન્મ લગ્નથી કેન્દ્રમાં શનિ, તુલા રાશિ, મકર રાશિ કે કુંભ રાશિનો હોય, તો પચ મહાપુરુષના પાંચ યોગ માથી શશયોગ બનાવે છે

આ યોગથી જાતક નગરપતિ, સુખી, ધનિક અને સત્તાશીલ બને છે.

વર-કન્યા બંનેનો જન્મ નક્ષત્રથી મેળાપ કરવાનો વિચાર કરવો જોઈએ જો જન્મ નક્ષત્ર અજ્ઞાત હોય તો બંનેનાં નામ નામ નક્ષત્રથી વિચારવુ જોઇએ.

એકનુ નામ નક્ષત્ર બીજાના નામ નક્ષત્રમાં લેવાથી બંનેનાં મૃત્યુ થાય છે.

## गुणानामैकये ग्राह्या ग्राह्य विचार

ગુણ ૧૬ પર્યંત નિંદિત છે. ૨૦ પર્યંત મધ્યમ છે. ૩૦ પર્યંત શ્રેષ્ઠ છે અને ૩૦ થી ૩૬ પર્યંત ઉત્તમોત્તમ છે

## દુષ્ટ ભકૂટાદિ પરિહાર

વર-કન્યા બંનેના રાશિ સ્વામી તથા રાશિ નવમાંશ પતિ વચ્ચે મિત્રતા હોય, તો ગણનો દોષ નથી લાગતો. રાશિ સ્વામીથી શત્રુતા રહેવાથી અદ્ભુભકૂટ નાશ થઇ જાય છે અને મિત્રતા રહેવાથી દુષ્ટ ભકૂટ નાશ થઈ જાય છે.

વર-કન્યા બંનેની રાશિ એક હોય, અને નક્ષત્ર બે હોય અથવા નક્ષત્ર એક હોય અને સાથે બે હોય ત્યારે નાડી તથા ગણનો દોષ નથી થતો અને નત્રક્ષ એક હોય, પણ ચરણ એક ન હોય, તો શુભ થાય છે.

બને રાશિ પતિની મૈત્રી રહેવાથી વર્ગ, વર્ણ, ગણ, યોનિ દ્વિદ્વાદશ. ષડાષ્ટક, તારા. નવમ, પચમ ઇત્યાદિ દોષ રહેવા છતાં વિવાહ શુભ થાય છે

## પરદેશી યુવતીને પરણવાનો યોગ

'પરદેશથી આવેલ યુવક કન્યા જોઈએ છે,' આ મતલબની જાહેર ખબરો વારંવાર વર્તમાન પત્રોમાં પ્રકાશિત થાય છે.

ભારતની કેટલીક કન્યાઓ પરદેશથી આવેલા યુવકોને પસંદ કરતી નથી પરદેશથી આવેલા યુવકોમા પરદેશના છબરડા હોવાની માન્યતાના કારણસર ભારતની યુવતીઓ આવુ વલણ ધરાવે છે.

આપણે ભારતના કેટલાક યુવાનો પરદેશમાં પરદેશી છોકરીને પરણી લે છે તેનો વિચાર કરીશુ. તે અંગેના કેટલ નિયમો નીચે પ્રમાણે જોવા મળ્યા છે.

આ નિયમો રજુ કરતા પહેલા એક હકીકતનુ સ્પષ્ટીકરણ કરી લઉં કે આ નિયમો પરદેશ ગયેલી વ્યકિતઓને લાગુ પડે છે

ભારતમા પરણીને જે વ્યકિતઓ પરદેશ ગઈ હોય, તેમની કુંડળીમાં નીચેના નિયમો લાગુ પડતા હોય તો આ પ્રકારની વ્યકિતઓ પરદેશ જઇને પરદેશી યુવતીઓ સાથે લગ્નરાં કરે છે.

જે વ્યકિત પરદેશ ગઈ હોય અને પરણેલી ન હોય તે વ્યકિતની જન્મ કુંડળીમાં નીચેના નિયમો લાગુ પડતા હોય, તો તે વ્યકિત પરદેશમાં પરદેશી કન્યા સાથે લગ્ન કરે છે

જે વ્યકિત ભારતમાં રહેતી હોય અને આ નિયમો તેની કુંડળીને લાગુ પડતા હોય તો તે પ્રેમ લગ્ન કરે તે અને પોતાની જ્ઞાતિ છોડીને બીજી જ્ઞાતિમાં પરણે છે.

વાચકોએ જ્યોતિષના નિયમો વિવેક બુદ્ધિનો ઉપયોગ કરીને લાગુ પાડવા જોઇએ.

આ નિયમો નીચે પ્રમાણે છે.

(૧) સાતમા સ્થાનનો અધિપતિ બારમે હોવો જોઇએ તે સ્વગ્રહી હોય તો બહુ જ બળવાન ગણાય.

: વિભાગ પહેલો

(૨) બારમા સ્થાનનો અધિપતિ સાતમે કે સાતમા સ્થાનના અધિપતિને દેખતો હોવો જોઈએ.

(૩) બારમા સ્થાનનો અધિપતિ સાતમે હોવો જોઈએ.

(૪) શકિત પ્રસ્થાપનાના નિયમ મુજબ બારમા સ્થાનનો અધિપતિ ગમે તે સ્થાનમાં હોવો જોઈએ તો ચાલે.

(૫) શકિત-પ્રસ્થાપનાના નિયમ મુજબ સાતમા સ્થાનનો અધિપતિ ગમે તે સ્થાનમાં પડયો હોય, પણ તેનો અધિપતિ બારમે જોઈએ.

(૬) પરદેશી કન્યા સાથે લગ્ન કરવામાં શુક્ર-સૂર્યની યુતિ અથવા શુક્ર-શનિની યુતિ મોટો ભાગ ભજવે છે. શુક્ર-રાહુની યુતિ પણ ભાગ ભજવે છે.

(૭) સાતમે સ્થાને રાહુ હોય તો પણ મ્લેચ્છ જાતિની સ્ત્રી વધારે ભાગ ભજવે છે.

(૮) સાતમા સ્થાનનો અધિપતિ તેનાથી બારમે હોય અને સ્વગ્રહી હોય, તો વધારે ભાગ ભજવે છે. સાતમા સ્થાનના અધિપતિ સાથે બારમે રાહુ હોય, તો પણ આ યોગ બને છે.

(૯) બારમા સ્થાનનો અધિપતિ તેનાથી બારમે હોય અથવા સાતમા સ્થાનનો અધિપતિ બારમે હોય તો પરદેશી યુવતી સાથે લગ્ન થાય છે.

(૧૦) આ યોગ જન્મ લગ્ન, ચન્દ્રલગ્ન અથવા સૂર્ય લગ્નથી ગણવો જોઈએ.

(૧૧) નવમાંશ કુંડળીમાં પણ આ યોગ બનતો હોય, તો પરદેશી યુવતી સાથે પરણવાનો યોગ મજબૂત થાય છે.

(૧૨) ચલિત કુંડળીમાં પણ આ યોગ બને છે કે નહિં, તે જોવું જોઈએ.

મારો એવો આગ્રહ નથી કે, આ યોગ હોય, તો આ પ્રમાણે જ બને, પણ અનેક કુંડળીઓમાં આ પ્રમાણે જોયા પછી આ યોગો તારવેલા છે.

જ્યોતિષના વિદ્યાર્થીઓને મારે વિનંતી છે કે, તેઓ પણ આ યોગોને બરાબર ચકાસે, સાચા લાગે એટલા નિયમો સાચવી રાખે અને બાકી ભૂલી જાય.

આ અંગે ઉદાહરણ એ છે કે. એક ભાઇએ જર્મન છોકરી સાથે લગ્ન કર્યા છે તેમની કુંડલીમા સાતમા સ્થાનનો અધિપતિ શુક્ર બારમા સ્થાનમાં શનિ રાહુ છે.

## ભાગ્યોદય વિચાર

(૧) જન્મ લગ્નથી ભાગ્યસ્થાન ખાસ જોવું જોઇએ.

(૨) ચન્દ્ર લગ્નથી ભાગ્યસ્થાન ખાસ જોવું જોઇએ.

(૩) સૂર્ય લગ્નથી ભાગ્યસ્થાન ખાસ દેખવું જોઇએ.

(૪) દશમા સ્થાનથી નવમું સ્થાન પણ દેખવું જોઈએ.

(૫) દશમા સ્થાનના અધિપતિથી નવમુ સ્થાન જોવું જોઇએ.

ઉપરોકત સ્થિતિમાં નવગ્રહો કઇ રીતે પડેલા છે તેનું નદાન કરીને ભાગ્યોદયનું વર્ષ કાઢવું જોઇએ.

(૧) લગ્ન અને સૂર્યથી ભાગ્ય ભવનમાં બળવાન ચન્દ્રમા ડેલો હોય તો ૨૦–૨૫–૨૯ અને ૩૪ એ વર્ષો ભાગ્યોદય માટે ઉત્તમ ગણાય છે.

(૨) લગ્ન અને સૂર્ય તથા ચદ્રથી નવમા સ્થાનમાં મંગળ પડેલ હોય, તો ૧૮–૨૭ અને ૩૬ મા વર્ષમાં ભાગ્યોદય થાય.

(૩) લગ્ન અને ચન્દ્રમાથી નવમા સ્થાનમાં સૂર્ય પડયો હોય તો વર્ષ ૧૯–૨૮ અને ૩૭ ભાગ્યોદય માટે અગત્યનાં ગણાય

(૪) લગ્ન, સૂર્ય અને ચન્દ્રમાથી ભાગ્ય ભવનમાં બુધ પડયો હોય, તો ૨૩ મા અને ૩૨ મા વર્ષે ભાગ્યોદય થાય.

(૫) લગ્ન, સૂર્ય અને ચન્દ્રમાથી નવમા સ્થાનમાં ગુરૂ પડયો હોય, તો ભાગ્યોદય ૧૬–૨૧ અને ૩૦ વર્ષે થાય છે.

(૬) લગ્ન, સૂર્ય ચન્દ્રથી નવમા સ્થાનમાં શુક્ર પડયો હોય, તો ભાગ્યોદય ૧૫–૨૪ યા ૩૩ મા વર્ષમાં થાય છે.

(૭) લગ્ન, સૂર્ય અને ચન્દ્રથી ભાગ્યસ્થાનમાં શનિ બેઠો હોય તો ભાગ્યોદય ૧૭–૨૬ અને ૩૫ મા વર્ષમાં થાય છે.

(૮) જન્મ લગ્ન, સૂર્ય અને ચન્દ્રમાથી નવમા સ્થાનમાં રાહુ પડયો હોય, તો ભાગ્યોદય ૨૪ અથવા ૪૨ મા વર્ષે થાય.

(૯) લગ્ન, સૂર્ય અને ચન્દ્રમાથી ભાગ્યસ્થાનમાં કેતુ બેઠો હોય તો ભાગ્યોદય ૧૭–૨૬ અને ૩૫ મા વર્ષમાં થાય છે.

## ઉદાહરણ

(૧) મેષ લગ્ન છે. લગ્નમાં ગુરૂ. રાહુ સૂર્ય છે. બીજા સ્થાને ચન્દ્ર અને બુધ છે. ત્રીજું સ્થાન ખાલી છે. ચોથે મંગળ છે. પાંચમું સ્થાન ખાલી છે. છઠ્ઠું ખાલી છે. સાતમે કેતું છે. આઠમું સ્થાન ખાલી છે. નવમે શનિ છે. દશ અને અગ્યારમા સ્થાન ખાલી છે, બારમે મીનનો શુક્ર છે. જન્મ લગ્નથી નવમે શનિ છે. ચન્દ્ર લગ્નથી નવમા સ્થાનનો અધિપતિ શનિ છે અને જન્મલગ્નથી દશમા સ્થાનમાં ધનનો શનિ છે.

આમ આ કુંડળીમાં બધી બાજુથી શનિનું મહત્ત્વ વધી જાય છે. માટે આવી કુંડળી વાળા ભાઈઓનો ભાગ્યોદય ૨૬ મા વર્ષે શરૂ થયેલો અને ૩૫મા વર્ષથી તેઓનું જીવન વધારે વ્યવસ્થિત થવા માંડેલુ.

(૨) બીજા ભાઈનું કન્યા લગ્ન છે. પ્રથમ ભુવનમાં કન્યાનો ગુરૂ છે. પાંચમા સ્થાનમાં મકરનો ચન્દ્રમા છે, રાહુ છે. છઠે શનિ છે, આઠમે શુક્ર, હર્ષલ છે. નવમા સ્થાનમાં સૂર્ય–મંગળની યુતિ છે, દશમે બુધ છે. અગ્યારમે કેતુ છે. આ ભાઈની જન્મ–કુંડળીમાં નવમા સ્થાનમાં સૂર્ય–મંગળ છે.

મંગળ શુક્રના પરિવર્તનમાં છે. ચન્દ્ર લગ્નથી નવમા સ્થાનનો અધિપતિ બુધ બને છે. તે મિથુન રાશિમાં સ્વગ્રહી છે. સૂર્ય લગ્નથી દશમા સ્થાનનો અધિપતિ શનિ છે. તે કુંભ રાશિમાં સ્વગ્રહી છે.

આ રીતે મંગળ અને શનિની અસર આવવાના કારણે આ ભાઈની જીંદગીના ૩૬ મા વર્ષમાં ભાગ્યોદયની શરૂઆત થશે.

(૩) આ ભાઈનું તુલા લગ્ન છે. પ્રથમ સ્થાનમાં તુલાનો શુક્ર, મંગળ રાહુ છે. બીજા સ્થાનમાં સૂર્ય છે. ત્રીજા સ્થાનમાં બુધ છે. ચોથું સ્થાન ખાલી છે. પાંચમા સ્થાનમાં ગુરૂ છે. છઠે શનિ છે. સાતમે કેતુ છે, દશમા સ્થાનમાં કર્કનો ચન્દ્રમા છે. આ ભાઈની કુંડળીમાં સૂર્યથી ભાગ્ય ભુવનમાં ચન્દ્રમાં છે ચન્દ્રમા ભાગ્ય ભુવનમાં શનિ છે. પ્રથમ સ્થાનથી ભાગ્યભુવનને બુધ દેખે છે એટલે આ ભાઈ માટે ૩૨–૩૪ અને ૩૬ મુ વર્ષ અગત્યનું ગણાય. ૩૬ મા વર્ષથી પૂર્ણ ભાગ્યોદય થાય.

(૪) આ ભાઈનું સિંહ લગ્ન છે. બીજે વૃશ્ચિકનો બુધ છે પાંચમા સ્થાનમાં ધનનો સૂર્ય છે. સાતમાં સ્થાનમાં કુંભનો ગુરૂ છે. આઠમા સ્થાનમાં મીનનો શનિ છે. ભાગ્ય ભુવનમાં કેતુ છે. આ ભાઈની કુંડળીમાં ભાગ્ય ભવનમાં મંગળ–રાહુની અસર હોવાથી, ચન્દ્ર લગ્નથી પણ ધન સ્થાનમાં રાહુ આવવાથી અને સૂર્ય લગ્નથી ભાગ્ય ભુવનમાં અધિપતિ ચન્દ્રથી બીજા સ્થાને રાહુ છે તેથી આ જ વર્ષે આ ભાઈનો ભાગ્યોદય થયો. આ વર્ષે જ તેમણે છાપખાનુ કર્યું. અને કમાવાની શરૂઆત કરી.

જ્યોતિષ શાસ્ત્ર એ સમન્વયની કળા છે.

જન્મ લગ્ન, સૂર્ય અને ચન્દ્રથી નવમા સ્થાનનો અધિપતિ જે રાશિમાં પડયો હોય, તે રાશિનો અધિપતિ કોણ છે, તે શોધી કાઢીને ભાગ્યોદયનું વર્ષ નક્કી કરવુ જોઈએ.

ઘણી વાર સૂર્ય–રાહુ અને ચન્દ્ર–રાહુ ભેગા હોય, તો પણ તે ૪૨ વર્ષથી ભાગ્યોદય થાય છે.

આ વિષય માટે આપણે વધુ ઉદાહરણો જોઈશું અને ભાગ્યોદયના વર્ષને પકડવા પ્રયત્ન કરીશું.

સબળ ભાગ્યોદય માટે વિંશોત્તરી દશા પણ ભાગ ભજવે છે. તેની વાંચકોએ નોંધ લેવી.

શુક્ર, રાહુ, શનિ, શુક્ર અને સૂર્ય-શુક્રની યુતિ હોય, તો પરદેશી યુવતી મળે છે. આ ત્રણમાંથી કોઇ પણ એક ખાસ કરીને ચોથે, છઠે, સાતમે, અગ્યારમે, બારમે અને ત્રીજે હોવો જોઈએ, ઉપરની કુંડળીમાં સાતમાં સ્થાનનો અધિપતિ પણ બારમામાં રહેલ છે.

કુંડળી-૧




કુંડળી-૨




ઉપર જણાવેલા નિયમોમાં બીજા નંબરનો નિયમ આ કુડળીને પૂરો લાગુ પડે છે આ ભાઇ અગ્રેજ યુવતી સાથે પરણેલા છે ડોકટર છે હાલ પરદેશમાં રહે છે. તેમને બે બાબા અને એક બેબી છે અને છૂટા છેડા લેવા માગે છે.

સૂર્ય શુક્ર નીયુતિ ત્રીજે છે આ ભાઈ અગ્રેજ યુવતી પરણેલા છે.

ઉપર જણાવેલા નિયમોમાં ચોથા નિયમ પ્રમાણે બારમા સ્થાનનુ શક્તિ પ્રસ્થાપન પત્ની સ્થાનમાં છે. ચોથા સ્થાનમાં શુક્ર-સૂર્યની યુતિ છે. અને સાત સ્થાનમાં શનિ રાહુ પડેલા છે.

કુંડળી-૩



## [૨૮૬] કેમ દ્રુમ યોગ

આ યોગ આ પ્રમાણે બને છે.

(૧) ચન્દ્ર એકલો હોવો જોઈએ.

(૨) ચન્દ્રથી બીજે અને બારમે કોઇ ગ્રહ હોવો ન જોઇએ

(૩) ઈન્દ્ર ઉપર કોઈ ગ્રહની દૃષ્ટિ હોવી ન જોઈએ.

(૪) ચન્દ્ર ઉપર કોઇ ગ્રહ ચલિત થતો ન હોવો જોઈએ

(૫) નવમાંશ કુંડળીમાં ચન્દ્ર સુધરતો ના હોવો જોઈએ. અથવા તો ઉચ્ચનો ના હોવો જોઈએ.

(૬) ચન્દ્રથી કેન્દ્રમાં ગુરૂ પણ ન હોવો જોઇએ.

આ યોગથી રાજા પણ ભિખારી બની જાય છે. અને આવી વ્યકિતનો કોઇ દિવસ ભાગ્યોદય થતો નથી.

વાંચકો ખાસ યાદ રાખે. કે કેમ દ્રુમયોગ થવાથી ભૂલે ચૂકે પણ ભાગ્યોદયે થયો, તો તે ભાગ્યોદયનો સર્વનાશ થાય છે.

દાખલા તરીકે એક ભાઈનું ધન લગ્ન છે. બીજા સ્થાનમાં મકરના શનિ-રાહુ છે. છઠ્ઠા સ્થાનમાં વૃષભનો ચન્દ્રમા છે. નવમાં સ્થાનમાં સિંહનો મગળ છે. આઠમા સ્થાનમાં કર્કનો કેતુ છે. અગિયારમા સ્થાનમાં તુલા રાશિના સૂર્ય, બુધ, ગુરૂ, શુક્ર છે આ ભાઇને છઠ્ઠા સ્થાનમાં વૃષભનો ચન્દ્રમા છે. આ ચન્દ્રમા એકલો છે. નવમાંશમાં પણ નિર્બળ છે. એટલે પૂર્ણ કેમ દ્રુમયોગ છે. ૫૫ વર્ષની ઉંમર થવા છતાં પણ આ ભાઈ આજ સુધી સ્થિર થઇ શક્યા નથી ભાગ્યોદયનો આ ભાઈએ કોઇ દિવસ અનુભવ કર્યો નથી. લક્ષાધિપતિના પુત્ર હોવા છતાં પણ પોતાનુ જીવન નિરર્થક થઇ ગયું છે. જન્મના બીજા ગ્રહો સારા હોવાના કારણે તેમને ખાવા-પીવાનું મળી રહે છે.

## [૨૮૭] શટક-યોગ

ચન્દ્રથી છઠ્ઠા સ્થાનમાં ગુરૂ હોય તો શટક યોગ બને છે અથવા તો ગુરૂથી આઠમા સ્થાનમાં ચન્દ્રમા હોય તો શટક-યોગ બને છે

આ યોગ, ભાગ્યના વિકાસમાં અવરોધક છે.

જે વ્યકિતની કુંડળીમાં આ યોગ પડયો હોય, તેનો સંપૂર્ણ ભાગ્યોદય નથી થતો.

આ યોગ ઘણીવાર માણસને ધનાઢય બનતાં અટકાવે છે.

એક વ્યકિતની કુંડળીમાં તુલા લગ્ન છે. પ્રથમ ભાવમાં શુક્ર, મંગળ રાહુ છે. સાતમે કેતુ છે. બીજે સૂર્ય છે. ત્રીજે ધનનો બુધ છે પાચમા સ્થાનમાં કુંભનો ગુરૂ છે છઠે મીનનો શનિ છે. દશમે કર્કનો ચન્દ્ર છે.

આ વ્યકિતને ગુરૂથી છઠ્ઠા સ્થાનમાં કર્કનો ચન્દ્ર છે. અને ચન્દ્રથી આઠમા સ્થાનમાં કુંભનો ગુરૂ છે. આ રીતે આ કુડળીમાં શટક યોગ છે આ ભાઈ એન્જીનીઅર છે, શકિતશાળી છે, હોંશિયાર છે. છતાં પણ તેમનો ભાગ્યોદય જોઈએ તેટલો થયો નથી. ૪૦ વર્ષની વય હોવા છતાં પણ આજે સામાન્ય આવક છે.

## ૨૮૮ કાલ સર્પ યોગ

કુડળીમાં તમામ ગ્રહો રાહુ કેતુની વચ્ચે આવી ગયા હોય, તો કાલ સર્પ યોગ બને છે.

આ યોગમાં અનેક અપવાદ છે. તેની ચર્ચા પછી કરીશું, પણ અત્યારે ટૂકમાં કહેવાનુ કે આ યોગ હોય છે, તો વ્યકિતનો ભાગ્યોદય મુશ્કેલીથી થાય છે. મનુષ્ય જો રાજા હોય છે તો આ યોગ તેને ભિખારી બનાવી દે છે.

## ૨૮૯ અંગારક યોગ

રાહુ કેતુની વચ્ચે બાકી ગ્રહો આવી ગયા હોય તો અથવા શનિ-મગળની વચ્ચે બીજા તમામ ગ્રહો આવી ગયા હોય, તો અગારક યોગ બને છે. આ યોગવાળાનો ભાગ્યોદય મુશ્કેલીથી થાય છે. આ યોગ રાયને રક બનાવી દે છે

## ૨૯૦ વિષ યોગ

જન્મ કુંડળીમાં શનિ અને ચન્દ્રમા એક સાથે બેઠા હોય, છે તો વિષયોગ થાય છે.

ચલિત યા નવાંશમાં વિષયોગ ખરાબ બને છે. જન્મ કુંડળીમા ઘણા સારા યોગ હોય, તો પણ આ વિષયોગના કારણે ભાગ્યોદય નથી થતો.

એક સજ્જનની કુંડળીમાં તુલા લગ્ન છે. પ્રથમ સ્થાનમાં તુલાનો શુક્ર, મંગળ અને રાહુ છે. સાતમે કેતુ છે. બીજે સૂર્ય છે. ત્રીજે બુધ છે. પાંચમે ગુરૂ છે. છઠે મીનનો શનિ–ચન્દ્રમા છે

આ રીતે આ સજ્જનની કુંડળીમાં શનિ-ચન્દ્રનો વિષયોગ છે અને રાહુ–કેતુની વચ્ચે તમામ ગ્રહો આવી ગયા છે. પરિણામે વિષયોગની સાથે કાલ સર્પયોગ પણ થયોછે. એટલે આ સજ્જનનો આજે ૪૦ વર્ષની વયે પણ ભાગ્યોદય નથી થયો.

## ૨૯૧ જન્મ કુંડળીમાં ૧૧ મું સ્થાન

ઘણા વર્ષોના અનુભવ પછી લાભસ્થાન ૧૧ મા સ્થાનના સિદ્ધાન્ત સમજમાં આવ્યા છે. તે અનુભવ સિદ્ધ યોગ આપ સમક્ષ પ્રગટ કરૂં છું. આ નિયમો ખૂબ જ ઉપયોગી છે.

(૧) ૧૧ મા સ્થાનનો અધિપતિ પ્રથમ સ્થાનમાં બે શુભ ગ્રહોની વચ્ચે બેઠેલો હોય, તો તે વ્યક્તિની જન્મકુંડળીની અંદર જે યોગ કારક ગ્રહ હોય. તે ગ્રહની નીતિ પ્રમાણે કમાય છે. અશુભ ગ્રહ હોય તો કમાણીનુ ક્ષેત્ર નબળુ પડે છે.

(૨) ૧૧ મા સ્થાનનો અધિપતિ બીજા સ્થાનમાં હોય, તો જાતક ધીરધારનો ધંધો કરીને ધન કમાય છે.

(૩) ૧૧ મા સ્થાનનો અધિપતિ ત્રીજે હોય, તો જાતક ભાઈઓથી અને સગીતથી પૈસા કમાય છે.

(૪) ૧૧ મા સ્થાનનો અધિપતિ ચોથે હોય તો, બે શુભ ગ્રહોની વચ્ચે હોય તો જાતક માતાથી, ખેતીવાડીથી અને જમીનથી પૈસા કમાય છે.

(૫) ૧૧મા સ્થાનનો અધિપતિ પાંચમે હોય તો, બે શુભ ગ્રહોની વચ્ચે હોય તો તે વ્યક્તિ પોતાના પુત્રથી પૈસાવાળો કહેવાય છે.

(૬) ૧૧મા સ્થાનનો અધિપતિ છઠ્ઠે બે શુભ ગ્રહોની વચ્ચે હોય તો વ્યક્તિ યુદ્ધથી, કોર્ટોથી અને ભાગીદારોથી પૈસા કમાય છે. ખાસ કરીને શરાફોની કુંડળીમાં ૧૧મા સ્થાનનો અધિપતિ છઠ્ઠા સ્થાનમાં હોય છે, તેથી તે લોકો કોર્ટોથી પૈસા કમાય છે.

(૭) ૧૧મા સ્થાનના અધિપતિ સાથે તેમ બે શુભ ગ્રહો વચ્ચે હોય તો, વ્યક્તિ પરદેશથી પૈસા કમાય છે.

(૮) ૧૧મા સ્થાનનો અધિપતિ આઠમે બે શુભ ગ્રહોની વચ્ચે હોય તો પૈસાની દૃષ્ટિએ પતન થાય છે. બે શુભ ગ્રહોની વચ્ચે હોવાના કારણે શરૂઆતમા ફાયદો થાય છે અને મોટી ઉમરે હેરાન થવાય છે.

(૯) ૧૧મા સ્થાનનો અધિપતિ નવમે બે શુભ ગ્રહોની વચ્ચે હોય, તો ઉપદેશ આપવાથી, પિતાથી અને પરોપકારનાં કાર્યોથી દ્રવ્યની પ્રાપ્તિ થાય છે.

(૧૦) ૧૧મા સ્થાનનો અધિપતિ દશમે બે શુભ ગ્રહોની વચ્ચે હોય તો વેપારથી ફાયદો થાય છે તેમજ ધાર્મિક કાર્યો કરવાથી પણ પૈસા કમાઇ શકાય છે.

(૧૧) ૧૧મા સ્થાનનો અધિપતિ ૧૧મે બે શુભ ગ્રહોની વચ્ચે હોય તો અને ૧૧મા સ્થાનમાં જે ગ્રહ પડયો હોય, તે પ્રમાણે માનવી પૈસા કમાય છે. અને મોટો શ્રીમત બને છે.

(૧૨) ૧૧મા સ્થાનનો અધિપતિ બારમે બે શુભ ગ્રહો વચ્ચે હોય તો તેનો મોટો ભાઇ વહેલો મરી જાય છે અને તેના લાભો ઘટે છે.

(૧૩) ૧૧મા સ્થાનનો અધિપતિ જન્મરાશિથી અર્થાત્ ચન્દ્રથી

ત્રીજે પાંચમે કે સાતમે હોય અથવા તો આ સ્થાનોના અધિપતિ સાથે તો હોય તો તે વ્યક્તિ ઘણો ગરીબ થાય છે. અને ભીખ માંગીને ગુજારો કરે છે.

(૧૪) ૧૧ મું સ્થાન બે શુભ ગ્રહોની વચ્ચે હોય તો માનવી ઘણો પૈસાપાત્ર બને છે તેનો મોટોભાઈ બળવાન હોય છે. તેને તેના મોટાભાઈ દ્વારા પૈસાનો સારો લાભ થાય છે.

## [૨૯૨] બારમા સ્થાનમાં ગ્રહો પડયા હોય, તો તેનું પરિણામ નીચે મુજબ છે.

(૧) બારમે સૂર્ય હોય તો સરકારને અથવા રાજાને બહુ કરવેરા ભરવા પડે છે અને દંડ પણ ભરવો પડે છે.

(૨) બારમા સ્થાનમાં બુધ હોય તો અભ્યાસના કારણે ખર્ચ બહુ થાય છે.

(૩) બારમા સ્થાનમાં મંગળ હોય, તો દુશ્મન અને ગુનેગારોથી ખર્ચ ખૂબ જ થાય છે.

(૪) બારમા સ્થાનમાં ગુરૂ હોય, તો માનવી હંમેશા પૈસા બચાવી શકે છે.

(૫) બારમા સ્થાનમાં શુક્ર હોય તો માનવી દ્રવ્યનો બચાવ કરી શકે છે.

(૬) બારમા સ્થાનમાં શનિ હોય, તો વિવિધ પ્રકારના ઘણા ખર્ચા થાય છે.

(૭) બારમા સ્થાનમાં રાહુ હોય, તો પણ વિવિધ પ્રકારના ઘણા ખર્ચા થાય છે.

(૮) બારમા સ્થાનમાં કેતુ હોય. તો પૈસા ની કમાણીમાં

: વિભાગ પડેછે।

કુદરત મદદ કરે છે. અને બારમો કેતુ માનવીને પૈસાદાર બનાવે છે.

(૯) બારમા સ્થાનમાં ચન્દ્રમા રહેલો હોય. તો બદનામ થવાનો યોગ બને છે.

(૧૦) બારમા સ્થાનમાં શુભ ગ્રહ હોય તો મૃત્યુ પછી સદ્ગતિ (મોક્ષ) મળે છે. અને જો અશુભ ગ્રહ હોય છે તો મૃત્યુ પછી દુર્ગતિ (નરકાદિ) થાય છે.

(૧૧) પહેલા અને બારમા સ્થાનમાં પરમ ઉચ્ચના શુભ ગ્રહો પડયા હોય તો તે વ્યક્તિ મરણ પછી સ્વર્ગ મેળવે છે અને અતિ અશુભ ગ્રહો પડયા હોય તો તે વ્યક્તિ મરણ પછી નરકગામી થાય છે.

જ્યોતિષના વિદ્યાર્થીઓએ સર્વાંગી કુંડળીનો સમન્વય કળાથી અભ્યાસ કરીને પરિણામ ઉપર આવવું જોઈએ.

## [૨૯૩] જન્મ કુંડળીના નવ ગ્રહો કેવા પ્રકારના ધંધાઓનું સૂચન કરે છે.

જન્મ કુંડળીના બાર સ્થાનોમાંથી ૧૦મું સ્થાન ધંધા અથવા નોકરીનું સૂચન કરે છે.

(૧) દશમે ગુરૂ સૌથી શ્રેષ્ઠ પરિણામ આપે છે.

(૨) ગુરૂ પછી શુક્ર સારૂં પરિણામ આપે છે.

(૩) શુક્ર પછી બુધ સારૂં પરિણામ આપે છે.

(૪) બુધ પછી પૂર્ણિમાનો ચન્દ્ર સારૂં પરિણામ આપે છે.

(૫) બુધ અને ચંદ્ર પાપ ગ્રહો સાથે રહેતા હોય, તો પાપ-ગ્રહો જેવું પરિણામ આપે છે.

પાપ ગ્રહોમાં દશમે સૂર્ય સૌથી ઓછું અશુભ ફળ આપે છે.

અશુભ ફળ આપનારાઓમાં કૃષ્ણપક્ષનો ચન્દ્રમા, શનિ, મંગળ અને અશુભ બુધ ગણવા આ ગ્રહો ક્રમશઃ અશુભ ફળ આપનારા છે.

(૧) સૂર્ય :- આ ગ્રહ દવાનો વ્યવસાય ઘાસ, મોતી અને સોનું સૂચવે છે તેમજ પરદેશ ખાતે એલચીપદ આપે છે અને રાજાના હાથ નીચે કામ કરવાની તક આપે છે

(૨) ચન્દ્ર :- આ ગ્રહ ખેતીવાડી અને જળમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓનો ધંધો બતાવે છે. સ્ત્રી અને જમીનથી લાભ આપે છે. ધીરધારનો ધંધો પણ સૂચવે છે લોકોને હસાવીને પણ પૈસા મેળવાય છે.

(૩) મંગળ :- આ ગ્રહના પ્રભાવે મકાનના બાંધકામથી, સરકારના વહીવટી કામમાંથી, યુદ્ધથી, અગ્નિથી, સહાસેક કાર્યોથી, ખૂનથી અને ઝઘડાથી આવક થાય છે.

(૪) બુધ :- આ ગ્રહના પ્રભાવે શિલ્પ કામથી, વેદ-વેદાં-તના, સંશોધનથી. અભ્યાસથી, જ્યોતિષથી, સંગીતની તર્જોની રચનાથી, કવિતાઓના વાંચનથી, કપડાંના વેપારથી અને પશુ પક્ષીઓને પકડવાથી, કમાણી થાય છે.

(૫) ગુરુ :-આ ગ્રહના પ્રભાવે મંત્રોચ્ચાર કરવાથી, પુરાણ વેદ અને ધાર્મિક પુસ્તકોનું શિક્ષણ આપવાથી, ધર્મગુરૂ તરીકે રહેવાથી, મંદિરના પૂજારી તરીકે કામ કરવાથી સારા પૈસા મળે છે.

(૬) શુક્ર :- આ ગ્રહના પ્રભાવે સોના અને હીરા-ઝવે-રાતના ધંધાથી, મોટર ગાડીના ધંધાથી, દૂધ, દહીં, ઘી અને સુગંધી પદાર્થોના વેપારથી સારા પૈસા મેળવી શકાય છે.

(૭) શનિ :- આ ગ્રહના પ્રભાવે લાકડાના અને પત્થરના વેપારથી પૈસા મળે છે કામના મુખ્ય માણસ તરીકેની સેવા

બજાવવાથી પૈસા મળે છે. પોષ્ટમેન, જાદુગર, ન્યાયધીશ તરીકેની ફરજો બજાવાથી પૈસા મળે છે. કોલસાના ધંધાથી પણ પૈસા મળે છે.

(૮) રાહુ :– રાહુ શનિ જેવું ફળ આપે છે.

(૯) કેતુ :– કેતુ મંગળ જેવુ ફળ આપે છે.

દશમા સ્થાનનો અધિપતિ જો બે શુભ ગ્રહો વચ્ચે હોય તો સુંદર પરિણામ આપે છે. તદુપરાંત દશમા સ્થાનનો અધિપતિ જો શુભ ગ્રહોથી જોવાએલો હોય, તો પણ સારૂ પરિણામ મળે છે.

દશમા સ્થાનનો અધિપતિ નવમાંશ કુંડળીમાં જે રાશિમાં પડયો હોય, ને તે રાશિનો અધિપતિ ઉચ્ચનો હોય અથવા મૂળ ત્રિકોણનો હોય, તો તે વ્યક્તિ સફળ કારકીર્દીવાળી નીવડે છે.

દશમુ સ્થાન શુભ યોગોમાં હોય અથવા તો દશમા સ્થાનનો અધિપતિ શુભ યોગોમાં હોય અને આ સ્થાન પરત્વે જે ગ્રહો ભાગ ભજવતા હોય તો નોકરી માટે નીચે પ્રમાણે ફળ મળતુ હોય છે.

(૧) સૂર્યના કારણે કારકુનની નોકરી મળે છે.

(૨) ચન્દ્રના કારણે નાણાખાતામાં ઊંચો હોદ્દો મળતો હોય છે.

(૩) મંગળના કારણે ન્યાયધીશનો હોદ્દો મળે છે અથવા કોર્ટમાં વકીલાત કરવાનો યોગ થાય છે.

(૪) બુધના કારણે કોર્પોરેશન અને પંચાયતના પ્રમુખ હોય છે.

(૫) ગુરૂના કારણે સલાહકાર અને રાજાના અંગત સચિવ તરીકે કામકાજ કરતા હોય છે.

(૬) શુક્રના કારણે માણસ પ્રધાન બને છે.

(૭) શનિના કારણે માનવીને જે સજા થઇ હોય તે સજાનો અમલ કરવાનો થાય છે.

(૮) રાહુના કારણે માનવી જેલનો કર્મચારી બને છે.

(૯) કેતુના કારણે માણસ મૃત્યુને લગતી નોકરી કરે છે.

(૨૯૪) યાદ રાખવા જેવા કેટલાક ખાસ યોગ નીચે લખ્યા છે.

(૧) સાતમા અને દશમા સ્થાનના અધિપતિઓ સાથે હોય તો પ્રવાસ કરાવનારનો ધંધો ઉભો થાય છે. દા. ત. રેલ્વે અને પોસ્ટલ ડીપાર્ટમેન્ટ.

(૨) નવમા અને દશમા સ્થાનના અધિપતિઓ ભેગા હોય તો ધાર્મિક ધંધો ઊભો થાય છે.

(૩) દશમા અને અગ્યારમા સ્થાનના અધિપતિઓ ભેગા હોય તો માનવી વેપારી બને છે.

(૪) છઠ્ઠા અને દશમા સ્થાનમાં અધિપતિ ભેગા હોય તો ધંધામાં પડતી થાય છે અને દુશ્મનોથી હેરાન થાય છે.

(૫) દશમા સ્થાનનો અધિપતિ આઠમા કે બારમા સ્થાનના અધિપતિ સાથે બેઠો હોય તો માનવીનુ ધંધાકીય પતન થાય છે.

દશમા સ્થાનમાં સૂર્ય, ચન્દ્ર અથવા રાહુ જળચર રાશિમાં બેઠા હોય તો અથવા તે દશમા અને બારમા સ્થાનના અધિપતિ જળચર રાશિમાં હોય, તો પવિત્ર નદીઓમાં સ્નાન કરવાનો જોગ થાય છે.

(૨૯૫) માનવી લાખો રૂપીઆનો દેવાદાર કેવા યોગોથી બને છે.

(૧) દશમા સ્થાનનો અધિપતિ બારમે હોય તો આવો યોગ થાય છે.

(૨) બારમા સ્થાનનો અધિપતિ દશમે હોય તો આવો યોગ બને છે.

(૩) દશમા અને બારમા સ્થાનના અધિપતિઓ પરિવર્તન યોગમાં હોય, તો આવો યોગ થાય છે.

(૪) બીજા સ્થાનમાં શનિ, મંગળ, સૂર્ય, રાહુ, કેતુ જેવા પાપ ગ્રહોમાંથી એક બેથી વધુ પાપ ગ્રહો હોય તો આવો યોગ થાય છે.

(૫) દશમા સ્થાનમાં શનિ, મંગળ, સૂર્ય રાહુ અને કેતુ જેવાં પાપ ગ્રહોમાંથી એક બેથી વધુ પાપ ગ્રહો હોય તો આવો યોગ થાય છે.

(૬) અગ્યારમાં સ્થાનમાં શનિ, મંગળ, સૂર્ય રાહુ અને કેતુ જેવા પાપ ગ્રહોમાંથી એક બેથી વધુ પાપ ગ્રહો હોય તો આવો યોગ થાય છે.

(૭) ભાગ્ય સ્થાનમાં શનિ, મંગળ, સૂર્ય રાહુ અને કેતુ જેવા પાપ ગ્રહોમાંથી એક બેથી વધુ પાપગ્રહો હોય તો આવો યોગ થાય છે.

(૮) ગુજરાતના વિદ્યાપુરૂષ શ્રી યશોધર મહેતાના મત પ્રમાણે પાંચમાનો અધિપતિ છઠે હોય અને નવમાને અધિપતિ આઠમે હોય, તો માનવી લાખો રૂપીઆ ખોઇને ભિખારી બને છે.

(૯) બારમાનો અધિપતિ બીજે હોય. તો માનવી લાખો રૂપીઆ ખોઇને ભિખારી બને છે.

(૧૦) બારમાનો અધિપતિ ચોથે હોય તો માનવીની સ્થાવર સંપતિ અને મોટર વેચાઈ જઇને તે રસ્તે રઝળતો થાય છે.

વ્યક્તિની જન્મકુંડળીમાં ઉપરના ગ્રહો પડયા હોય, તો સમર્થ માનવી પણ એક વાર તો દેવાદાર બની જાય છે. જો જન્મની કુંડળી સારી હોય તો માનવી દેવાદાર બન્યા પછી તેમાંથી મુક્ત થઈને સુખી થાય છે.

ઉપરના દશ યોગોમાં વધુમાં વધુ ખરાબ ફળ—એ ગ્રહની મહાદશા અને અંતર દશામાં મળે છે.

આ યોગો ઉપરાંત અગાઉ નિર્દિષ્ટ યોગો–શકટ યોગ, કેમદ્રુમ યોગ, કાલસર્પ યોગ, અંગારક યોગ, વિષયોગ, ગ્રહણ યોગના કારણે પણ માનવી દેવાદાર બને છે

## (૨૯૬) આવા યોગવાળાં કેટલાક ઉદાહરણો.

એક ભાઇની કુંડળીમાં સિંહ લગ્ન છે, તેમાં શુક્ર છે. બીજા સ્થાનમાં કન્યાનો સૂર્ય ચન્દ્ર, મંગળ, બુધ છે. ચોથે વૃશ્ચિકનો શનિ અને કેતુ છે. આઠમે મીનનો ગુરૂ છે. દશમા સ્થાનમાં વૃષભનો રાહુ છે.

આ ભાઈ જ્યારે મને તેમની કુંડળી બતાવવા આવ્યા ત્યારે તેમની કુંડળી જોયા પછી મે તેમનો હાથ જોયો તેમના હાથમાં હૃદય રેખાની સહેજ નીચે ધન રેખા ઉપરથી એક આડો ક્રોસ મંગળના મેદાનમાંથી નીકળી ધનરેખા હૃદયરેખા અને જીવન રેખાને કાપતો હતો

આ બધું બરાબર જોઇ લીધા પછી મેં તે ભાઇને પૂછ્યુ કે, 'આર્થિક રીતે આબરૂ જાય તેવી પરિસ્થિતિ તમારી જણાય છે. આ હોથ તેવો નિર્દેશ કરે છે તો તમારૂં શું કહેવુ છે!

મારી આ વાત સાંભળી થોડીક વિમાસણ પછી તે ભાઇ બોલ્યા કે, આપની વાત સાચી છે. મારા માથે એક કરોડ અને ચાળીસ લાખ રૂપીઆનું દેવુ છે. હું આર્થિક રીતે પાયમાલ થઇ ગયો છું.

ઉપરના ૧૦ યોગોમાંથી ત્રણ, આર્થિક પાયમાલીના સૂચક છે.

(૧) બારમા સ્થાનનો અધિપતિ બીજે છે.

(૨) બીજા સ્થાનમાં સૂર્ય, મંગળ, બુધ જેવા પાપ ગ્રહો પડેલા છે.

(૩) શ્રી યશોધર મહેતાના મત પ્રમાણે પાંચમા સ્થાનનો અધિપતિ આઠમે પડેલ છે એટલે કે પાંચમા સ્થાનનો અધિપતિ આઠમે કે ભાગ્ય સ્થાનનો અધિપતિ છઠ્ઠે હોય, તો પણ દેવાદાર યોગ બને છે.

ઉદાહરણ :– એક બીજા ભાઈની કુંડળીમાં સિંહ લગ્ન છે. ચોથે વૃશ્ચિકનો રાહુ છે. સાતમે કુંભનો ગુરૂ છે. આઠમે મીનનો શનિ છે. દશમે વૃષભના ચન્દ્ર–કેતુ છે. અગિયારમો મિથુનના સૂર્ય, મંગળ, બુધ છે. બારમે કર્કનો શુક્ર છે.

આ ભાઈ ૧૪ વખત પરદેશ જઈ આવ્યા છે. તેમના માથે સાત લાખનું દેવુ છે. તેમજ કોર્ટના ૧૨ કેસ તેમના માથે છે.

ઉપરના યોગોમાંથી દેવાદાર બનવા માટે આ યોગો લાગુ પડે છે.

(૧) દશમા અને બારમાનો પરિવર્તન યોગ છે.

(૨) ધન સ્થાનને શનિ મંગળ જેવા પાપ ગ્રહો જુએ છે.

અગિયારમા સ્થાનમાં સૂર્ય, મંગળ, બુધ જેવા પ્રબળ પાપ ગ્રહો પડેલા છે.

વાંચકોએ એ ખાસ લક્ષ્યમાં લેવું જોઈએ કે બીજા સ્થાનમાં કે અગિયારમા સ્થાનમાં પાપગ્રહોની દૃષ્ટિ પડે છે.

ત્રીજા સ્થાનનો અધિપતિ શનિ ત્રીજા સ્થાનને જુએ છે.

આ રીતે ત્રીજાની, પાંચમાની, નવમાની, દશમાની અને અગિયારમાની શક્તિઓ પોત–પોતાના સ્થાનમાં રહે છે.

આ ઉપરાંત પહેલા સ્થાનમાં સ્વગ્રહી ગુરૂ પડયો છે. તેથી પહેલા સ્થાનની શક્તિ પહેલા સ્થાનમાં રહે છે. જેશક્તિ સ્થાપનના સિદ્ધાંન્ત મુજબ છે. સ્થાનોની શક્તિ પોત–પોતાના સ્થાનોમાં વિશ્રામ પામેલી છે. તેથી છ સ્થાન ખૂબ બળવાન બની ગયાં છે.

કેટલાક જ્યોતિષીઓ એમ માને છે કે ગ્રહ પોતાના સ્થાનથી સાતમે સ્થાને હોય, તો નિર્બળ બને છે. પણ અનુભવે આ વાત સાચી લાગી નથી.

મારૂ માનવું છે કે કોઈ પણ કુંડળીમાં ગ્રહો જો પોતપોતાના સ્થાનોમાં જોતા હોય, તો તે કુંડળીને વધુ બળવાન બનાવે છે.

આ કુડળીઓમાં ગ્રહો પોતપોતાના સ્થાનોને જોતા હોય છે. પરિણામે કરોડપતિ થવાનો યોગ બને છે.

એક ધર્મગુરૂ કરોડપતિ નહિ, પરન્તુ અબજોપતિ છે. અને વર્ષે છ કરોડ રૂપિઆ સહેલાઇથી કમાય છે.

કહેવત જેવું બની ગયું છે કે પાંચમા સ્થાનનો અધિપતિ, બીજે હોય તો ઈશ્વરની કૃપાથી અઢળક સંપત્તિ મળે છે.

આ યોગ ઉપરના ધર્મગુરૂની કુડળીમાં અને ઇંદિરા ગાંધીની કુંડળીમાં જોવા મળે છે.

## [૨૯૭] વૈરાગ્ય અને ઈશ્વરદર્શન કરાવતા અનુભવસિદ્ધ યોગો

હું અનેક વર્ષોથી અનુભવ કરતો રહ્યો છું કે, ગુરૂ કોઇપણ સ્થાનમાં કર્કરાશિનો, કન્યારાશિનો અથવા મીનરાશિનો હોય છે. તો તે વ્યકિત ભાવનાશીલ હોય છે. તેના જીવનમાં ધાર્મિક પ્રવૃત્તિ રહે છે. તીર્થયાત્રાની ભાવના રહેતી હોય છે. જીવનમાં સફળતા મળતી હોય છે.

કર્ક, કન્યા અથવા મીનરાશિનો ગુરૂ પહેલે, છટ્ઠે, આઠમે, દશમે, અગિયારમે અને બારમે હોય તો તે વ્યક્તિ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરે છે: તેમજ કોઈ પણ વિષયમાં ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરે છે.

અમારા જૈન ધર્મના મહાન મહારાજ શ્રી કે. જે. ઓ. મરનાર વ્યક્તિની પાસે મંત્રોચ્ચાર કરીને તેની છેલ્લી ઈચ્છા ચાર પાચ વાકય દ્વારા રજુ કરાવી શકતા

તેમની કુંડળીથાં પ્રથમ સ્થાનમાં કન્યાનો ગુરૂ હતો. આ કન્યા રાશિના ગુરૂમાં કોઇ ગૂઢ શક્તિ કે બ્રહ્મજ્ઞાન રહેલુ છે. તે ચોક્કસ છે.

મહારાજ સાહેબની કુડળીના કન્યાના ગુરૂને જોઈને મેં તરત જ કહેલું કે આપને બ્રહ્મજ્ઞાન થયેલુ છે અને આપનામાં ગૂઢ શક્તિ આવિષ્કૃત થયેલી છે.

આ વાત સાંભળીને મહારાજ સાહેબ આશ્ચર્ય મુગ્ધ થઈ ગયા. તે તેમની બ્રહ્મદશા સૂચવે છે

આ યોગ રજુ કરવાની પાછળ એક જ આશય છે કે કન્યાના ગુરૂને બ્રહ્મજ્ઞાન માટે ખાસ મહત્ત્વ આપવું જોઇએ.

જે જન્મ કુડળીમાં ગુરૂ આઠમા સ્થાનમાં પડયો હોય અને મગળ, મકર રાશિના દશમા સ્થાનમાં પડયો હોય, તે વ્યક્તિ ખૂબ યાત્રાઓ કરે છે. અને તેનુ જીવન સંપૂર્ણ આધ્યાત્મિક બની શકે છે.

જો ગુરૂ ૧-૪-૭-૧૦-૫-૬ સ્થાનમાં હોય તો ઉપરનું ફળ મળે છે.

જે વ્યક્તિની કુંડળીમાં પહેલા સ્થાનમાં ચન્દ્રમા હોય, તે વ્યક્તિને પોતાના જીવનમાં પવિત્ર સ્થાનોનાં દર્શન થાય છે. આવી વ્યક્તિઓ સત્સંગપ્રેમી હોય છે. આ લોકો ઐતિહાસિક સ્થાનેનાં દર્શન કરી આનંદિત થાય છે.

મારા અનુભવે મને જોવા મળ્યું છે કે ગુરૂ કન્યા, કર્ક કે મીન રાશિનો હોય, મગળ, મેષ રાશિમાં હોય, અથવા શનિ મેષ, તુલા કે મકર રાશિમાં હોય, સૂર્ય સિંહ રાશિમાં હોય અને બુધ કન્યા-રાશિમા હોય, તો આ વ્યક્તિઓને ઇશ્વરના દર્શન થાય છે. આ દિશામાં પ્રયત્ન કરવાથી તેઓ સફળ થાય છે.

સ્વામી રામતીર્થને સાતમા સ્થાનમાં કન્યા રાશિના બુધ ગુરુ હતા એટલે તેઓ ઈશ્વર ભક્તિનો ડંકો વગાડી શક્યા.

સામાન્ય જણાતી એક વ્યક્તિ રાત-દિવસ ઇશ્વર-સ્મરણમાં લીન રહેતી હતી અને આપણે કોઈ પણ મંત્રનો જાપ મનમાં કરીએ તો તે વ્યક્તિ ગમે તેટલી દૂર બેઠી હોય, તો પણ તેના મનમાં અને શરીરમાં વિજળી જેવી ઝણઝણાટી પેદા થતી હતી. આ વ્યક્તિમાં ગજબની આધ્યાત્મિક શક્તિ જોયેલી

થયું એવુ કે ૧૦૪ાા ડીગ્રી તાવવાળા એક બાળકના માથે આ વ્યક્તિએ હાથ મૂક્યો એટલે તાવ ગાયબ થઈ ગયો અને તે રમવા માંડયો.

આ વ્યક્તિને પણ કન્યાના બુધ-ગુરૂ પ્રથમ સ્થાનમા પડેલા હતા. આ યોગોમાં વ્યક્તિને ઇશ્વર-દર્શન થાય છે, અંતરનુ જ્ઞાન થાય છે, આત્મ-પદાર્થની સ્પર્શના થાય છે.

મે એ પણ જોયુ છે કે જે વ્યક્તિની કુંડળીમાં સૂર્યથી આગળ બીજા ભુવનમાં બુધ પડયો હોય, તો તે વ્યક્તિમાં આધ્યાત્મિક શક્તિ હોય છે. અને સાંસારિક જીવન ગાળ્યા પછી તે વૈરાગ્ય પ્રાપ્ત કરે છે.

એક ભાઇની કુંડળી છે. તેનું કન્યા લગ્ન છે. લગ્નમાં ગુરૂ છે. નવમે વૃષભનો સૂર્ય છે. દશમે મિથુનનો બુધ છે. આ ભાઇમાં ગજબ ગૂઢ શક્તિ અને આંતર-પ્રેરણા છે. મને ખાત્રી છે કે આ ભાઈ સંસાર ભોગવ્યા ચછી પાછલી અવસ્થામાં વૈરાગી બની જશે.

મારો બીજો અનુભવ છે કે જન્મ-કુંડળીના ૧૨ સ્થાનોમાંથી કોઈ પણ સ્થાનમાં ગુરૂ-ચન્દ્ર કે ગુરૂ-મંગળ સાથે રહેલા હોય તો આ માણસો તીર્થસ્થાનોમાં સારો પ્રવાસ કરે છે. ઉંમર વધવાની સાથે આ માણસોના મન, ઇશ્વર ભજનમાં વધુ જોડાય છે.

કેટલીક વાર ગુરૂથી સાતમે મંગળ કે ચન્દ્રમા હોય તેઃ પણ ઉપરનો યોગ બને છે.

અનુભવે જોવા મળ્યું છે કે પ્રથમ સ્થાનમાં ગુરૂ હોય તો પણ ઉપરનો યોગ બને છે.

મારી પાસે એવી કેટલીક કુંડળીઓ છે કે દશમા સ્થાનમાં ચન્દ્ર-બુધ બેઠેલા હોય અને શનિ ત્રીજે, સાતમે હોય તો, દશમે દૃષ્ટિ કરતો હોય, તો તે વ્યક્તિને વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.

દશમા સ્થાનમાં શનિ, ચોથે બુધ અથવા મેષ રાશિનો શનિ પડયો હોય, તો પણ વ્યક્તિ વૈરાગ્યપૂર્ણ જીવન જીવે છે.

ચન્દ્રમા મેષ, તુલા કે મીનનો હોય અને જન્મરાશિ મેષ, ધન કે મીન હોય અને કેતુ બારમા સ્થાનમાં પડેલ હોય, તો તે વ્યક્તિને વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.

વાંચકોને વાંચીને આશ્ચર્ય થશે કે રાહુ, મિથુન, કન્યા કે મીન રાશિને ત્રીજે, પાંચમે અને દશમે રહેલાં હોય તો તેવી વ્યક્તિને ઇશ્વરમાં અખૂટ શ્રદ્ધા હોય છે. આવી વ્યક્તિઓ ભક્તિ માર્ગ સ્વીકારે છે. અને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરે છે. આવી વ્યક્તિઓને કોઇ સારો ગુરૂ મળી જાય છે. તો તેમનો બેડો પાર થઈ જાય છે.

વાચકો ખાસ ખ્યાલમાં રાખે કે રાહુ પણ ઇશ્વર દર્શન કરવા માટે ઘણો મહત્ત્વનો ગ્રહ છે.

### [૨૯૮] પુષ્ય નક્ષત્ર પ્રશંસા

सिंहो यथा सव चतुष्पदानां,<br>
तथैव पुष्यो वलवानुड्नां<br>
चद्रे विरुद्धेप्यथ गौचरे ऽपि<br>
सिद्धयन्ति कार्याणि कृतानि पुष्यै ।।

## [૨૯૯] ભૂમિ રજસ્વલા દોષ

द्वितीया भृगु वारेण, भौमवारेण पंच मी,
अष्टमी मंद वारेण, धरा भवती रजस्वला ॥

બીજ ને શુક્રવાર હોય, પાંચમને મગળવાર હોય અને આઠમને શનિવાર હોય, તો ધરા રજસ્વલા થાય છે.

## [૩૦૦] વરસાદનો દુહા

મૃગસરે રવિ આવે ત્યારે આ યોગ બને.

### દુહા

દો મુશા, દો કાતરા દો વસુપ, દો વાય,
દો જલકી હાની જલ હરે, દો ટીડ દો તાવ. (૧)

મગસરા વાય ન ન વાજિયો
રોહણુ તપે ન જેઠ.
કંતા મત બાંધો ઝૂંપડાં,
રહેશું વડલા હેઠ (૨)

કાતી વદ બારસ અભ્રે છાયા,
ઘર આષાઢી વરસે ભાયા. (૩)

માગસર વદ મેઘાડંબર,
શ્રાવણ વરસે ઝરમર-ઝરમર.
પોષ દશમી કો ગર્ભ સુધારે,
વરસે ભાદરવે પખ (પક્ષ) અંધારે. (૪)

માગ. વદી સાતમ કો ગર્ભ,
સુધારે વર્ષે આસો દિન બત્રીશા.
ફાગણીઆ મૂળ વરસંતા દીઠા,
શિયાળાના સર્વ ગર્ભ ગળીયા. (૫)

: વિભાગ પહેલો

એકસો અઠાવીશ વર્ષમાં, બોતેર અધિક માસ,
ક્ષય માસ દો જાણીએ, નેમકુશલ પન્યાસ. (૬)

## [૩ ૦૧] હોમાહુતિ ચક્રમ્

| સૂ. | બુ. | શુ. | શ. | ચં. | મં. | ગુ. | રા. | કે. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| અશુભ | શુભ | શુભ | અશુભ | શુભ | અશુભ | શુભ | અશુભ | અશુભ |

## હોમાહુતિ વિચાર

सूर्यमा त्रिषीभे चान्द्रं, सूर्य तिच्छुक पंगवः ।
चन्द्रारे ज्यागुशिखिनो, नेष्टा ह्रौमाहुति खले ।।

અર્થ :- સૂર્ય મહા નક્ષત્રથી જે દિવસે આહુતિ જોવી હોય, તે દિવસના નક્ષત્ર ગણતાં તત્રતત્ર-નક્ષત્રના કરેલા નવ ભાગમાં અનુક્રમે સૂર્ય, બુધ, શુક્ર, શનિ, ચન્દ્ર ગુરૂ, રાહુ કેતુની આહુતિ જાણવી. શુભ ગ્રહની આહુતિ હોય તો અશુભ અને અશુભ ગ્રહની આવે તો શુભ જાણવી.

## આહુતિ દોષ પરિવાર

विचाह याग वन अध दोक्षा
सीमत राडो ग्रह वास्तु शान्ती
आदित्य सौरी कुज, राहु केतवो
न दोष ध्गाक्षवो यदि नाम खलु ।

## [૩૦૨] નક્ષત્રોનાં નામ (૨૭)

અશ્વિની
ભરણી
કૃતિકા
મૃગસરા
આર્દ્રા
પુનર્વસુ
પુષ્ય
અશ્લેષા
મઘા
પૂર્વા ફાલ્ગુની
ઉત્તરા ફાલ્ગુની
ઉત્તરા
હસ્તા
ચિત્રા
સ્વાતિ
વિશાખા
અનુરાધા
જયેષ્ઠા
મૂળ
પૂર્વાષાઢા
ઉત્તરાષાઢા
શ્રવણ
ધનિષ્ઠા
શતભિષા
પૂર્વાભાદ્રા
ઉત્તરાભાદ્રા
રેવતી



# વિભાગ બીજો

## માનસાગરી પદ્ધતિઃ નામે ગ્રન્થમાંથી ઉદ્ધૃત.

### ૧. પક્ષફળ

निष्ठुरो दुर्मुखश्चैव, स्त्रीद्वेषो मतिहीनकः ।
परप्रेष्यो जनैर्युक्तः कृष्णपक्षे प्रजायते ॥१॥

અર્થઃ- કૃષ્ણ પક્ષ (અંધારીઆ) માં જન્મનારો માણસ દયાહીન, કદરૂપો, સ્ત્રીનો દ્વેષ કરનારો, હીન બુદ્ધિવાળો અને પારકા માણસોની બુદ્ધિથી દોરવાઇ જનારો હોય છે.

पूर्ण चन्द्रनिभ श्रोमान्, सोद्यमो बहु शास्त्रवित्
कुशलो ज्ञान संपन्नः शुक्लपक्षे भवेन्नरः ॥२॥

અર્થઃ- શુકલ પક્ષ (અજવાળીઆ) માં જન્મનારો માણસ પૂનમના ચન્દ્રમા જેવો શોભતો, ધનવાન, ઉદ્યમી, અનેક શાસ્ત્રોનો જ્ઞાતા અને કુશળ હોય છે.

### ૨. તિથિફળ.

क्रूररक्तो धनहीनः कुल सन्ताप कारकः ।
व्यसना सक्त चित्त श्च प्रतिपत्तिथि जो नरः ॥१॥

અર્થઃ- પ્રતિપદાના દિવસે જન્મનારો માણસ, દુષ્ટોની સોબત કરનારો, ધનહીન, કુળને પીડા કરનારો તથા વ્યસનગ્રસ્ત હોય છે.

पर दाररतो नित्यं, सत्य शौचविवर्जितः ।
तस्कर स्नेहहीन श्च, द्वितोया संभवो नरः ॥२॥

અર્થ:– બીજના દિવસે જન્મનારો માણસ સદા પર નારીમાં રત, સત્ય અને પવિત્રતાનો પ્રતિપક્ષી, ચોર અને સ્નેહહીન હોય છે.

अचेतनो ऽ तिधिकलो, निर्द्रव्य· पुरुषः सदा ।
परद्वेपरतो नित्यं, तृतीयाया भवेन्नरः ॥३॥

અર્થ:– ત્રીજના દિવસે જન્મનારો માણસ બુદ્ધિહીન, વિકલ, નિર્ધન અને પરનો દ્વેષ કરનારો હોય છે.

महाभोगी च दाता च, मित्रस्नेही विचक्षण. ।
धन सन्तान युक्तश्च, चतुर्थ्यां यदि जायते ॥४॥

અર્થ:– ચોથના દિવસે જન્મનારો માણસ મહા ભોગી, દાની, મિત્રસ્નેહી, ચતુર અને ધન સંતાન યુક્ત હોય છે.

व्यवहारी, गुणग्राहो, पितृ मात्रो श्च रक्षक. ।
दाता, भोक्ता तनुप्रीत., पञ्चमी सभवो नरः ॥५॥

અર્થ:– પાંચમના દિવસે જન્મનારો માણસ વ્યવહાર કુશળ, ગુણગ્રાહી, પિતા–માતાનો રક્ષક, દાની, ભોગી અને પોતાના શરીરને સાચવનારો હોય છે.

नाना देशाभिगामी च, सदा कलहकारकः ।
नित्य जठरपोषी च, पष्टया जातो भवेन्नरः ॥५॥

અર્થ:– છઠના દિવસે જન્મનારો માણસ અનેક દેશોમાં પર્યટન કરનારો, ઝઘડાખોર અને પેટભરૂ હોય છે.

अल्पतोपी च तेजस्वी, सौभाग्यगुण सयुतः ।
पुत्रवान् धनसपन्नः, सप्तम्या जायते नरः ॥७॥

અર્થ :– સાતમના દિવસે જન્મનારો માણુસ થોડામા સંતોષ માનનારો, તેજસ્વી, સૌભાગ્યશાળી, ગુણવાન, પુત્રવાન અને ધનવાન હોય છે.

घर्मिष्ठ. सत्यवादो च, दाता भोक्ता च वत्सल: ।
गुणज्ञः सर्व कार्यज्ञो, ह्यष्टमी सभवो नर. ॥८॥

અર્થ :– આઠમના દિવસે જન્મનારો માણુસ ધર્મવાન, સત્યવાદી, દાની, ભોગી, દયાળુ, ગુણજ્ઞાતા અને સર્વ કાર્યમાં નિપુણ હોય છે.

देवताराधकः पुत्री, धन स्त्रीसक्त मानसः ।
शास्त्राभ्यासरतो नित्यं, नवम्यां जायते यदि ॥९॥

અર્થ :– નોમના દિવસે જન્મનારો માણુસ, દેવતાઓનો આરાધક, પુત્રવાન, ધન અને સ્ત્રીમાં આસકત અને શાસ્ત્રોના અભ્યાસમાં સદા રત રહેનારો હોય છે.

दशम्या धर्माधर्मज्ञो, देवसेवी च याजकः ।
तेजस्वो सौख्य सयुक्तो, जायते मानव: सदा ॥१०॥

અર્થ :– દશમના દિવસે જન્મનારો માણુસ, ધર્મ અને અધર્મને જાણુનારો, દેવતાઓની સેવા કરનારો, યજ્ઞ કરનારો તેજસ્વી અને સદા સુખી હોય છે.

अल्पतोषो नरेन्द्रस्य, गेहगामी शुचिर्भवेत् ।
धनी पुत्रोभवेद्धो मानेका दश्या भवेन्नर: ॥११॥

અર્થ .– અગ્યારસના દિવસે જન્મનારો માણુસ થો ધીરજ વાળો, રાજ્યગૃહોમાં રહેનારો, ધનવાન, પુત્રવાન અને બુદ્ધિમાન હોય છે

चपल श्चञ्चल ज्ञानी, सदा क्षीणवद्यु स्मृतः ।
देश भ्रमण शीलश्च, द्वादशी जातको भवेत् ॥१२॥

અર્થ :– બારસના દિવસે જન્મનારો માણસ, ચંચળ અને ચપળતાને જાણનારો, દુબળા શરીરવાળો એને દેશાટન કરનારો હોય છે.

महासिद्धो महाप्राज्ञः, शास्त्राभ्यासी जितेन्द्रिय. ।
परकार्यरतो नित्य, त्रयोदश्यां यदा भवेत् ॥१३॥

અર્થ :– તેરસના દિવસે જન્મનારો માણસ, મહા સિદ્ધ મહા વિદ્વાન, શાસ્ત્રાભ્યાસી, ઇન્દ્રિયોને વશમાં રાખનારો અને સત પરમાર્થ પરાયણ હોય છે.

धनाढयो धर्मशीलश्च, शूरः सद्वाक्य पालकः ।
राजमान्यो यशस्वो च, चतुर्दश्यां सदा भवेत् ॥१४॥

અર્થ :– ચૌદશના દિવસે જન્મનારો માણસ ધનવાન, ધર્મવાન, શૂરવીર, સત્યવાદી, રાજાઓના માનને પાત્ર અને યશસ્વી હોય છે.

श्रीमांश्च मतिमांश्चापि, महाभोजनलालस. ।
उद्यतः परदारेषु, ह्यासक्तः पूर्णिमाभवः ॥१५॥

અર્થ :– પૂનમના દિવસે જન્મનારો માણસ, ધનવાન, બુદ્ધિમાન, અધિક ભોજનની લાલસા રાખનારો ઉદ્યમ અને પર સ્ત્રીઓમાં આસક્ત રહેનારો હોય છે.

स्थिरारम्भः परद्वेषी, वक्रो मूर्खः पराक्रमी ।
मूढ मंत्री च सज्ञानो ऽप्य, मावास्याभवो नरः ॥१६॥

અર્થ :- અમાવાસ્યાના દિવસે જન્મનારો માણસ, આળસુ, પરદ્વેષી, ક્રોધી, મૂર્ખ, પરાક્રમી, મૂઢ મંત્રી અને જ્ઞાની હોય છે.

## ૩ નંદાદિ તિથિ જ્ઞાન

नन्दा भद्रा जया रिक्ता, पूर्णा च तिथयः क्रमात् ।
वार त्रयं समावर्त्य, तिथयः प्रतिपन्मुखाः ॥१॥

અર્થ :- નંદા, ભદ્રા, જયા, રિક્તા અને પૂર્ણા એ પાંચ તિથિઓ ક્રમશઃ પ્રતિપદાથી ત્રણ વાર ગણત્રી કરવાથી આવે છે. જેમકે ૧-૬-૧૧ ને નંદા તિથિ, ૨-૭-૧૨ ને ભદ્રા તિથિ, ૩-૮-૧૩-ને જયા તિથિ ૪-૯-૧૪ ને રિક્તા તિથિ અને ૫-૧૦-૧૫ ને પૂર્ણા તિથિ કહી છે.

## ૪ નંદાદિ તિથિ ફળ

नन्दातिथौ नरो जातौ, महामानी च कोविदः ।
देवता भक्ति निष्ठश्च, ज्ञानी च प्रियवत्सलः ॥१॥

અર્થ :- નંદા તિથિએ જન્મનારો માણસ, સ્વમાની, વિદ્વાન, દેવોની ભક્તિમાં નિષ્ઠાવાળો, જ્ઞાની અને પ્રીતિપાત્ર હોય છે.

भद्रातिथौ बन्धु मान्यो, राजसेवी धनान्वितः ।
संसार भयभीत श्च, परमार्थ मतिर्नरः ॥२॥

અર્થ :- ભદ્રા તિથિએ જન્મનારો માણસ, બંધુમાન્ય, રાજસેવી ધનવાન, સંસારભીરૂ અને પરમાર્થી હોય છે.

जया तिथौ राजपूज्यः, पुत्र पौत्रादि सयुतः ।
शूर. शान्तश्च दार्घायुर्मना, विज्ञश्च जायते ॥३ ॥

અર્થ :- જયા તિથિએ જન્મનારો માણુસ રાજાને પણ પૂજ્ય, પુત્ર-પૌત્રાદિવાળો, શૂરવીર, શાંત સ્વભાવનો, દીર્ઘ આયુષ્ય વાળો અને ઉત્તમ મનોવૈજ્ઞાનિક હોય છે.

रिक्तातिथौ वितर्कज्ञः, प्रमादी गुरुनिन्दकः ।
शास्त्रज्ञो मदहन्ता च, कामुक श्च नरो भवेत् ॥४॥

અર્થ :- રિકતા તિથિએ જન્મનારો માણુસ વિતર્ક નિપુણ, પ્રમાદી, ગુરૂની નિંદા કરનારો, શાસ્ત્રોનો જાણકાર અને કામી હોય છે.

पूर्णातिथौ धनैः पूर्णो, वेदशास्त्रार्थ तत्त्ववि त्
सत्यवादी शुद्धचेता, विज्ञो भवति मानवः ॥५॥

અર્થ :- પૂર્ણા તિથિએ જન્મનારો માણુસ ધનવાન, વેદ શાસ્ત્રના તત્ત્વનો જ્ઞાતા, સત્યવાદી, પવિત્ર ચિત્તવાળો અને વિશિષ્ટ જ્ઞાનવત હોય છે.

## ૫ જન્મ વાર ફળ.

पित्ताधिको ऽतिचतुरस्तेजस्वो समरप्रियः ।
दाता दाने महोत्साही, सूर्यवारे भवेन्नरः ॥१॥

અર્થ :- રવિવારના દિવસે જન્મનારો માણુસ અધિક પિત્ત પ્રકૃતિવાળો, અતિ ચતુર તેજસ્વી, યુદ્ધપ્રેમી, દાતા અને દાનમાં ખૂબ ઉત્સાહી હોય છે.

मतिमान् प्रियवाक्, शान्तो नरेन्द्राश्रय जीविक. ।
सम दुःख सुखः श्रीमान्, सोमवारे भवेत् पुमान् ॥२॥

અર્થ :- સોમવારના દિવસે જન્મનારો માણુસ બુદ્ધિમાન, મધુર વાણી બોલનારો, શાન્ત સ્વભાવવાળો રાજાને આશ્રયે જીવનારો, સુખઃ-દુઃખને સમભાવે સહન કરનારો અને ધનવાન હોય છે.

: દ્વિભાગ બીજો

वक्रबुद्धिर्जराजोवी, रणोत्साही महावली ।
सेनानी स्तत्रपालो वा, धरापुत्र दिनोद् भवः ॥३॥

અર્થ :- મંગવારના દિવસે જન્મનારો માણસ વક્ર બુદ્ધિ વાળો, ઘડપણ સુધી જીવનારો, રણભૂમિનો ઉત્સાહી, બળવાન, સેનાધીશ અને કુટુંબ પાલક હોય છે.

लिपिलेखन जोवो स्यात्, प्रिय वाक्पंडितः सुधीः ।
रुप सपत्ति संयुक्तौ, बुधवासर संभवः ॥४॥

અર્થ :- બુધવારના દિવસે જન્મનારો માણસ કલમ જીવી, મિષ્ટભાષી, વિદ્વાન, સુબુદ્ધિમાન અને રૂપ-સંપત્તિવાન હોય છે.

धनविद्या गुणोपेतो, विवेकी जनपूजकः ।
आचार्यं सचिवा वा स्याद्गुरुवासर संभव. ॥५॥

અર્થ :- ગુરૂવારના દિવસે જન્મનારો માણસ ધન, વિદ્યા અને ગુણાલંકૃત હોય છે. તથા સારાસાર વિવેકનો જ્ઞાતા અને બહુ જનમાન્ય તેમજ મુખ્ય આચાર્ય યા મંત્રીપદને શોભાવનારો હોય છે.

चलचित सुरद्वेषी, धनक्रीडारतः सदा ।
बुद्धिमान सुभगो वाग्गमी, भृगुवारे भवेन्नरः ॥६॥

અર્થ :- શુક્રવારે જન્મેલો માણસ, ચંચળ ચિત્તવાળો દેવતાઓનો દ્વેષી. ધનના જ, વિચારમાં રત રહેનારો, સૌભાગ્યવાન. અને વાક્પટુ હોય છે.

स्थिरजः स्थिरधीः, क्रूरो दुःखचितः पराक्रमी ।
अधोदृष्ट न चलः केशो, वृद्ध नारीरतः सदा ॥७॥

અર્થ :– શનિવારે જન્મેલો માણસ, રુક્ષ અચળ વકતા ક્રુર દુઃખ વાસિત ચિત્તવાળો પરાક્રમી, નીચ દ્રષ્ટિવાળો, સુસ્થિર, બહુ વાળવાળો અને વૃદ્ધ સ્ત્રીમાં આસક્ત રહેનારો હોય છે.

### ૬ દિવસ અને રાતના જન્મનું ફળ.

सद्धर्म युक्ता, वहुपुत्र भोगी,
प्रियान्वितः काम निपीडिताङ्गः ।
वस्त्रानु युक्तो मतिमान् सुरुपो
भवेन्मनुष्य श्च दिवाप्रसूत· ॥१॥

અર્થ :– દિવસના સમયે જન્મનારો માણસ શ્રેષ્ઠ ધર્મવાન બહુ પુત્રવાન, ભોગી, કામથી પીડિત અંગવાળો, ઉત્તમ વસ્ત્ર પહેનારો બુદ્ધિમાન તથા દેખાવડો હોય છે,

मन्दवाग् वहु कामार्तः, क्षयरोगी मलीमसः
क्रूरात्मा छिन्न पापश्च, निशिजातो भवेन्नरः ॥२॥

અર્થ :– રાત્રિના સમયે જન્મનારો ઓછા બોલો, કામી ક્ષયગ્રસ્ત, મલિન ચિતવાળો, ક્રુર, ગુપ્ત પણે પાપ કરનારો હોય છે

### ૭ જન્મ નક્ષત્ર ફળ.

सरुप सुभगो दक्षः, स्थूलकाया महांधनी ।
अश्विनो संभवो लोके, जायते जनवल्लभ ॥१॥

અર્થ :– અશ્વિની નક્ષમાં જન્મેલો માણસ, સ્વરૂપવાન, સૌભાગ્યવાન, ચતુર સ્થૂલ દેહવાળો, મહાન ધનવાન અને જનપ્રિય હોય છે.

अरोगी सत्यवादो, सत्प्राण श्च दृढव्रतः ।
भरण्यां जायते लोकः, सुमुखो धनवानपि ॥२॥

અર્થ :- ભરણી નક્ષત્રમાં જન્મેલો માણસ નિરોગી સાચું બોલનારો, અધિક પરાક્રમી દઢપણે વ્રત પાળનારો, મનોહર મુખાકૃતિવાળો અને ધનવાન હોય છે.

कृपणः पापकर्मा च, क्षुधालु नित्यपीडितः ।
अकर्म कुरुते नित्यं, कृत्तिका संभवो नरः ॥३॥

અર્થ :- કૃત્તિકા નક્ષત્રમાં જન્મેલો માણસ, કૃપણ, પાપી, ભૂખાવળો, સદા પીડિત અને નહિ કરવાં જેવા કાર્યો કરનારો હોય છે.

धनो कृतज्ञो मेधावी, नृप मान्यः प्रियंवदः ।
सत्यवादी, सुरुपश्च, रोहिण्यां जायते नरः ॥४॥

અર્થ :- રોહિણી નક્ષત્રમાં જન્મનારો માણસ ધનવાન. કૃતજ્ઞી, મતિમાન, રાજાના આદરને પાત્ર, સાચું બોલનારો, અને સ્વરૂપવાન હોય છે.

चपलश्चतुरो धीरः, कूटकर्म स्व कर्मकृत् ।
अहंकारो, परद्वेषी, मृगे भवति मानवः ॥५॥

અર્થ :- મૃગશિર નક્ષત્રમાં જન્મેલો માણસ. ચપળ, ચતુર, ધીરજવાન. કૂટનીતિમાં પાવરધો, અહંકારી અને પરની ઇર્ષ્યા કરનારો હોય છે.

कृतघ्नः कोप युक्तश्च, नरः पापरतः शठः ।
आर्द्रा नक्षत्र संभूतो, धन धान्य विवर्जितः ॥६॥

અર્થ :- આર્દ્રા નક્ષત્રમાં જન્મેલો માણસ કૃતઘ્ની ક્રોધી, પાપી, શઠ અને ધન તથા ધાન્ય હીન હોય છે.

शान्तः सुखी च संभोगी, सुभगो जनवल्लभः ।
पुत्र मित्रादिभिर्युक्तो, जायते च पुनर्वसौ ॥७॥

અર્થ – પુનર્વસુ નક્ષત્રમાં જન્મેલો માણસ શાન્ત સ્વભાવનો, સુખી, ભોગી, સૌભાગ્યવાન, જનપ્રિય અને પુત્ર મિત્રોના સમૂહવાળો હોય છે

देवधर्म धनैर्युक्त, पुत्रयुक्तो विचक्षणः।
पुष्ये च जायते लोकः, शान्तात्मा सुभगः सुखी ॥८॥

અર્થ :– પુષ્ય નક્ષત્રમાં જન્મેલો માણસ દેવ અને ધર્મનો ભકત, પુત્રવાન, ચતુર. શાન્ત સ્વભાવનો અને સુખી હોય છે.

सर्वभक्षी कृतान्तश्च कृघ्नोत वञ्चक खलः ।
आश्लेषायां नरो जात, कृतकर्मा हि जायते ॥९॥

અર્થ :– અશ્લેષા નક્ષત્રોમાં જન્મેલો માણસ અભક્ષ્ય પદાર્થો વાપરનારો કાળ જેવો, કૃતઘ્ની, ધૂર્ત, શઠ અને નીચ કર્મ કરનારો હોય છે.

बहुभृत्यो धनो भोगो, पितृभक्तो महोद्यमो ।
चमूनाथो राजसेवी, मघाया जायते नर ॥१०॥

અથ :– મઘા નક્ષત્રમાં જન્મેલો માણુસ બહુ નોકરો વાળો, ધનવાન, ભોગી, પિતાનો ભકત, સખત ઉદ્યમી, સેનાનો અધિપતિ અને રાજસેવી હોય છે.

विद्यागोधन संयुक्तो, गभीरः प्रमदाप्रियः ।
पूर्वाफाल्गुनिका जातः, सुखी पण्डित पूजितः ॥११॥

અથ :– પૂર્વા ફાલ્ગુની નક્ષત્રમાં જન્મેલો માણુસ વિદ્વાન ગૌપાલક, ધનવાન, ગંભીર, સ્વભાવનો, સ્ત્રીઓને પ્રિય સુખી, પંડિત અને પૂજ્ય હોય છે.

: દિશાગ બીજો

दान्त शूरो मृदुर्वक्ना, धनुर्वेदार्थ पण्डितः ।
उत्तरा फाल्गुनो जातो, महायोद्धा जनप्रियः ।।१२।।

અર્થ :– ઉત્તર, ફાલ્ગુની નક્ષત્રમાં જન્મેલો માણુસ ઇન્દ્રિયોને વશવર્તી રાખનારો, શૂરવીર, મૃદુવાણી બોલનારો ધનુષ્ય વિદ્યામાં નિપુણ, મોટો યોદ્ધો અને જનપ્રિય હોય છે.

असत्य वचनो धृष्ट, सुरापो बन्धु वर्जितः ।
हस्ते जातो नरश्चौरो, जायते पारदारिकः ।।१३।।

અર્થ :– હસ્ત નક્ષત્રમાં જન્મેલો માણુસ અસત્ય બોલનારો, દયાહીન, દારૂ પીનારો ભાઈ વગરનો, ચોર અને પરસ્ત્રી ગામી હોય છે.

पुत्र दारयुतस्तुष्टो, धन धान्य समन्वित ।
देव ब्राह्मण भक्त श्च, चित्रायाजायते नरः ।।१४।।

અર્થ :– ચિત્રા નક્ષત્રમાં જન્મેલો માણુસ પુત્રવાન, પત્નીવાન, સંતોષી, ધન ધાન્યવાળો અને દેવ તથા બ્રાહ્મણો ભકત હોય છે.

विदग्धो धार्मिकश्चैव, कृपणः प्रियवल्लभः ।
सुशीलो देवभक्त श्च, स्वाती जातो भवेन्नर. ।।१५।।

અર્થ :– સ્વાતી નક્ષત્રમાં જન્મેલો માણુસ હોંશિયાર, ધર્મ નિષ્ઠ, કૃપણ, જનપ્રિય સારા ચરિત્રવાળો અને દેવ ભકત હોય છે.

अतिलुब्धो ऽतिमानी च, निष्ठुरः कलह प्रियः ।
विशाखायां नरो जातो, वेश्याज नरतो भवेत् ।।१६।।

અર્થ .– વિશાખા નક્ષત્રમાં જન્મેલો માણુસ અતિ લોભી, ભારે અભિમાની, દયાહીન કજીઆળો અને વેશ્યાગામી હોય છે.

पुरुषार्थ प्रवासी च, बन्धु कार्ये सदोद्यमी ।
अनुराधा भवो लोकः, सदाधृष्टश्च जायते ॥१७॥

અર્થ :– અનુરાધા નક્ષત્રમાં જન્મેલો માણસ પ્રવાસ પ્રેમી, પોતાના ભાઈઓનાં કાર્ય કરવામાં ઉત્સાહી, તથા દયાળુ હોય છે.

बहु मित्र प्रधानश्च, कविर्दान्तो विचक्षणः ।
ज्येष्ठाजातो धर्मरतो, जायते शूद्रपूजितः ॥१८॥

અર્થ :– જયેષ્ઠા નક્ષત્રમાં જન્મેલો માણસ બહુ મિત્રો વાળો પ્રધાન, કવિ, તપસ્યા કરનારો, ચતુર, ધર્મનિષ્ઠ તથા શૂદ્રો વડે પૂજાનારો હોય છે.

सुखेन युक्तो धनवाहनाढयो
हिंस्रो बलाढयः स्थिर कर्म कर्ता ।
शतापि तारातिजनो मनुष्यो
मूले कृती स्याज्जनन प्रपन्नः ॥१९॥

અર્થ :– મૂળ નક્ષત્રમાં જન્મેલો માણસ ધન અને વાહન વાળો, હિંસક બળવાન, સ્થિર વિચારનો, શત્રુનાશક અને દેખાવડો હોય છે.

दृष्ट मात्रोपकारी च, भाग्यवांश्च जनप्रिय ।
पूर्वाषाढा भवो नूनं, सकलार्थ विचक्षणः ॥२०॥

અર્થ :– પૂર્વાષાઢા નક્ષત્રમાં જન્મેલો માણસ, ઉપકારક દૃષ્ટિવાળો, ભાગ્યવાન જનપ્રિય અને સર્વ પદાર્થોના મર્મનો જ્ઞાતા હોય છે;

बहु मित्रो महाकायो' जायते विनयो सुखो ।
उतराषाढ सम्भूत', शूरश्च विजयो भवेत् ॥२१॥

## ૫૦ નૌકા યોગ ફળ

ख्याता लुब्धो भोग सौख्यै विंहीनः
स्यान्नौ योगे लब्धजन्मा मनुष्यः ।
क्लेशो शश्वच्चज्जल स्वान्त वृत्तिस्ता-
योद्‌भूते धन धान्येन तस्य ॥ ९ ॥

અર્થ - જે માણસ નૌકા યોગમાં જન્મે છે તે માણસ મહા લોભી દુ:ખી, સુખ અને ભોગ સામગ્રી વગરનો તેમજ ચ ચળ સ્વભાવનો હોય છે.

## ૫૧ કુટ યોગ ફળ

दुर्गारण्या वासशीलश्च मल्लो मिल्ल
प्रीतिर्निर्धनो निन्द्य कर्मा ।
धर्माधर्म ज्ञानहीन श्च दुष्टः कूट-
प्राप्तोत्पत्तिरेव मनुष्यः ॥१०॥

અર્થ:- જે માણસ કૂટ (પર્વત) યોગમાં જન્મે છે. તે માણસ દુર્ગ અને વનમાં રહેનારો મલ્લ ભીલ લોકોથી પ્રીતિ કરનારો, નિંદ્ય કર્મો કરનારો તથા ધર્મ અને અધર્મના જ્ઞાન વગરનો હોય છે.

## ૫૨ છત્ર યોગ ફળ

प्राज्ञो राज्ञां कार्यकर्ता दयालुः पूर्वे
पश्चात्सर्व सौख्यैरुपेतः ।
यस्योत्पत्तौ छत्र योगोप लब्धि
लब्धिः स्याच्चेच्छत्र सच्चा मराद्यै ॥११॥

અર્થ:- જે માણસ છત્ર યોગમાં જન્મે છે, તે મહા બુદ્ધિશાળી, રાજકાજમાં તત્પર સર્વ જીવો પર દયા રાખનારો તેમજ બચપણ અને ઘડપણમાં અધિક સુખ પ્રાપ્ત કરનારો હોય છે.

### ૫૩ ચાપ યોગ ફળ

आद्ये भागे चान्तिमे जीवितस्य
सौख्योपेतः कानमा द्रिप्रचारः ।
योगे जातः कार्मुके सोऽति दुष्टो
गर्वोन्मत्तोत्पत्ति कृत्कामुंकास्त्र. ॥१२॥

અર્થ :- જે માણસ ચાપ યોગમાં જન્મે છે, તે બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં વધુ સુખી થાય. વન-પર્વતોમાં નિવાસ કરે અહંકારી હોય તેમજ ધનુષ્ય-બાણુ બનાવનારો હોય.

### ૫૪ અર્ધચન્દ્ર યોગ ફળ

भूमोपालप्राप्त चश्चत्प्रतिष्ठः श्रेष्ठः
सेना भूषणार्थाम्बराद्यैः ।
चेदुत्पत्तौ यस्य योगेऽर्द्धचन्द्रश्चन्द्रः
स स्यादुत्सवार्थं जनानाम् ॥१३॥

અર્થ :- જે માણસ અર્ધચન્દ્રયોગમાં જન્મે છે, તે રાજ દરબારમા ભારે પ્રતિષ્ઠા પામે, તેમજ ઉત્તમ વસ્ત્ર અને અલંકારો સહિતનુ ધન સુખ ભોગવે.

### ૫૫ ચક્ર-સમુદ્ર યોગ

तनोर्घनाद्येक गृहान्तरेण स्युः स्थान-
षट्के गगनेचरेन्द्राः ।
चक्राभिधानश्च समुद्रनामा योगा-
विती हाकृतिजाश्च विंशत् ॥१४॥

અર્થ - લગ્નથી અને ધનભાવથી એક એક સ્થાનના અંતરે છ સ્થાનોમાં બધા ગ્રહ બેઠેલા હોય, તો ચક્રયોગ અને સમુદ્ર યોગ થાય છે. અર્થાત્ ૧-૩-૫-૭-૯ અને ૧૧ એ સ્થાનોમાં સર્વ ગ્રહો

પડે તો ચક્ર યોગ અને ૨-૪-૬-૮-૧૦ અને ૧૨ એ સ્થાનોમાં બધા ગ્રહો પડે, તો સમુદ્રયોગ થાય છે.

ગ્રહોના પડવાથી આ યોગના ૨૦ ભેદ પડે છે.

## ૫૬ ચક્રયોગ ફળ

श्रीमद्रूपो ऽत्यन्त जात प्रतापो भूपो,
भूपोपायनै रर्चित स्यात् ।
योगे जातः पूरुषो यस्तु चक्रे,
चक्रे पृथ्व्या॰ शालिनो तस्य कीर्तिं ॥१५॥

અર્થ :- જે માણસ ચક્રયોગમાં જન્મે, તે ધનવાન, કીર્તિવાન, વિશ્વ વિખ્યાત, મહા પ્રતાપી. રાજાના આદરને પાત્ર અને મહાભાગ્યશાળી હોય છે.

## ૫૭ સમુદ્ર યોગ ફળ

दाता धीर श्च रुशीलो दयालुः पृथ्वीपाल-
प्राप्तमानः प्रकामम् ।
योगे जातो यः समुद्रे स धन्यो धन्यो-
वशस्तेन नूनं नरेण ॥१६॥

અર્થ :- જે માણુસ સમુદ્ર યોગમાં જન્મે છે, તે દાનેશ્વરી, ધીરજવાન, સુશીલ, દયાળુ રાજાના આદરને પ્રાપ્ત કરનારો તથા પોતાના વંશને ધન્યવાદ અપાવનારો હોય છે.

## ૫૮ ગોલાદિ યોગો

ये योगाः कथिताः पुरा वहुतरा स्तेषा मभावे भवेद्
द्वौ लग्नैक गतिर्यूग द्विग्रहगैः शूलः स्त्रि गेहो पमै ।
केदारश्च चतुर्षु सर्वखचरं पाशस्तु पंच स्थितैः
षट्संस्थैक कदाम सप्तगृहगैर्वीणेति सख्या इमे ॥१७॥

અર્થ :- પ્રાચીન આચાર્યોએ સંપૂર્ણ રાજ યોગ કહ્યો છે. તે યોગોના અભાવમાં ગોલ યોગ બે-બે ગ્રહો એક ઘરમાં બેસવાથી થાય છે. ત્રણ રાશિમાં ગ્રહો બેસવાથી શૂલયોગ થાય છે. ચાર ઘરમાં સર્વ ગ્રહો પડવાથી કેદાર યોગ થાય છે. પાંચ સ્થાનોમાં બેસવાથી પાશ યોગ થાય છે. છ રાશિઓમાં બેસવાથી દામ યોગ થાય છે અને સાત રાશિઓમાં બધા ગ્રહો બેસવાથી વીણા યોગ થાય છે.

## ૫૯ ગોલ યોગ ફળ

विद्याहीनौदार्य सामर्थ्यहीना नानायासा
नित्यजात प्रवासाः ।
येषां योगः संभवेद् गोलनामा नामा
सत्य प्रीतयोऽनीतयस्ते ॥१८॥

અર્થ :- જે માણસ ગોલયોગમાં જન્મે છે, તે વિદ્યાહીન સામર્થ્યહીન, સતત પરિશ્રમી અને નિરંતર પ્રવાસ કરનારો હોય છે.

## ૬૦ યુગ યોગ ફળ

पाखण्डेनाखण्डित प्रीति भाजो निर्लज्जः
स्यु र्धर्मिकर्मा प्रयुक्ताः ।
पुत्रैरर्थैः सर्वथा ते वियुक्ता युक्तायुक्ता
ज्ञानशून्या युगाख्ये ॥१९॥

અર્થ :- જે માણસ યુગયોગમાં જન્મે છે, તે પાખંડી, ખંડિત પ્રીતિ કરનારો ધર્મકર્મ રહિત, નિર્લજ્જ, ધન અને પુત્ર વગરનો અને અયોગ્ય શું અને યોગ્ય શું તેના જ્ઞાન વગરનો હોય છે.

## ૬૧ શુલ યોગ ફળ

युद्धे वादे तत्पराः क्रूर चेष्टाः क्रूराः
स्वान्ते निष्ठुरा निर्द्धनाश्च ।
योगो येषां सूतिकाले हि शूलः शूल
प्रायास्ते जनानां भवन्ति ॥२०॥

અર્થ :- જે માણસ શૂલયોગમાં જન્મે છે, તે યુદ્ધ તથા વાદવિવાદ કરવામાં તત્પર, ક્રુરતાપૂર્ણ ચેષ્ટાઓને વરેલા ક્રુર સ્વભાવના નિષ્ઠુર, નિર્ધન અને પ્રાયઃ બધા માણસોને શૂળની માફક દુઃખ દેનારો હોય છે.

## ૬૨ કેદાર યોગ ફળ

चापोपेता श्चार्थवन्तो विनीताः
कृष्यौत्सुक्यश्चोपकारादराश्च ।
योगे केदारे नरास्तेन धीराचारा
श्चापे ऽपीतरेषां विशेषात् ॥२१॥

અર્થ :- જે માણુસ કેદાર યોગામાં જન્મે છે, તે માણુસ ધનુર્ધારી, સત્યવાદી ધનવાન, વિનયી, ખેતી કરનારો અને ઉપકાર દ્વારા આદર પામનારો હોય છે.

## ૬૩ પાશયોગ ફળ

दीनाकारा स्तत्परा श्चापकारे बन्धेनार्त्ता
भूरिजल्याः सवल्भाः ।
नानानर्थाः पाशयोग प्रजाता
जाता रण्यप्रीतयः स्युर्मनुष्याः ॥२२॥

અર્થ :- જે માણુસ પાશયોગમાં જન્મે છે, તે નિરંતર દુઃખી, બુરાઈ કરવામાં તત્પર, બંધનથી દુઃખી, બકવાશ કરનારો,

દંભી, અનેક અનર્થો કરનારો અને જંગલમાં રહેનારા માનવ પ્રાણીઓ સાથે પ્રીતિ કરનારો હોય છે.

### ૬૪ દામિની યોગ ફળ

जातानन्दो नन्दनाद्यैः सुधीरो विद्वान्
` भूपः कोप सजात तोषः ।
चञ्चच्छीलौदार्थबुद्धिः प्रशस्तः शस्तः
सूतौ दामिनी यस्य योगः ॥२३॥

અર્થ :- જે માણુસ દામિની યોગમાં જન્મે છે, તે આનંદી સ્વભાવનો, ઉત્તમ ધીરજવાળો, વિદ્વાનોમાં રાજા સમાન, સંતોષી, ઉત્તમ શીલ-સ્વભાવ, ઉદાર બુદ્ધિવાળો અને પ્રશસ્ત કાર્યોમાં રતિવાળો હોય છે.

### ૬૫ વીણા યોગ ફળ

अर्थेर्पिताः शास्त्र पारंगताश्च संगीतज्ञाः
पोषकाः स्युर्बहूनाम् ।
नाना सौख्यै रन्वितास्तु प्रवीणावीणा योगे
प्राणिनां जन्म येषाम् ॥२९॥

અર્થ :- જે માણુસનો જન્મ વીણા યોગમાં થાય છે તે માણુસ ધનવાન, શાસ્ત્રજ્ઞ, સંગીત શાસ્ત્રમાં નિપુણ, ઘણા માણુસોનું પાલન કરનારો, અનેક પ્રકારના સુખ ભોગવનારો અને ઉચિત કાર્ય કરવામાં ખરેખર કુશળ હોય છે.

प्रोक्तैरतै नाभसाद्यश्च योगैः स्यात्
सर्वेषां प्राणिनां जन्म कामम् ।
तस्मादेतेऽत्यन्त यत्नादपूर्वाः पूर्वाचार्यै
र्जातिके सम्प्रदिष्टाः ॥२५॥

અર્થ:- જે નાભ સાદિ યોગનું વર્ણન કરેલ છે, તે જન્મ કુંડળીમા રહેલા ગ્રહોના યથાર્થ અભ્યાસ પછી પૂર્વાચાર્યોએ કરેલ છે. માટે ગ્રહોના બળાબળનો બરાબર અભ્યાસ કરીને ફળનું વર્ણન કરવું.

## ૬૬ ચન્દ્ર યોગફળ

उत्पातके कृशतनुर्निशि वाऽथ दृश्ये
दृश्ये दिवासिरिगर्भं
यशोदव श्च (?)। एव स्थितः समफलः
पृथिवी पतित्व जाता नयाय कुरुते परिपूर्णमूर्तिः ॥२६॥

અર્થ: જે માણસના જન્મ સમયે ચન્દ્રમા ક્ષીણ હોય અથવા દશ્ય ભાગનો હોય, તો તે. અનિષ્ટકારક જાણવો. અને સૂર્યના મડળમાં થઈને દશ્ય ભાગનો સ્થિત હોય તો સમ ફળ આપનારો જાણવો અને જો જન્મકાળે પૂર્ણ ચન્દ્રમા હોય તો તે જાતકને વિનયવત પૃથ્વીપતિ બનાવે.

## ૬૭ દરિદ્ર યોગ

वामवामे ग्रहाः सर्वे सूर्यादीनां मुनिस्तथा ।
दरिद्रयोगं जानीयान्नात्र कार्या विचारणा ॥२७॥

અર્થ: જે માણસના જન્મ કાળમાં સૂર્ય આદિ સર્વ ગ્રહો ડાબી બાજુએ ડાબા બે ક્રમથી સાત સ્થાનમાં પડે તો નિઃસદેહ દરિદ્રયોગ જાણવો.'

## ૬૮ કર સંપુટ યોગ

ऋतुरेतश्च सम्पर्काज्जायते विषमा गतिः ।
करसम्पुटमादाय वन्ध्या भवति निश्चितम् ॥२८॥

અર્થ: ઋતુરેકના સંપર્કથી વિષમ ગતિ હોય, તો કર સપુટ યોગ થાય. આવા યોગમાં સ્ત્રી, અવશ્ય વધ્યા બને.

## ૬૯ કારક યોગ

मूलत्रिकोण स्वगृहो च्चसंस्था
नभश्चराः केन्द्रगता मिथः स्युः ।
ते कारकाख्याः कथिता मुनीन्द्रै
विज्ञाय प्राज्ञा भुवने विशेषाः ॥२९॥

प्रालेयरश्मिर्यदि मूर्तिवर्ती
स्व मन्दिरस्थो निजतुङ्ग यातः ।
कुजार्क जार्कामरराज पूज्याः परस्पर
कारक सज्ञिताश्च ॥३०॥

शुभ ग्रहे लग्न गतेम्वराम्बु १०/४ स्थितो
ग्रहः कारक संज्ञकः स्यात् ।
तुङ्ग त्रिकोण स्व गृहांशया तास्ते
पोहमाने तपने विशेषात् ॥३१॥

અર્થ : જે ગ્રહ પોતાના મૂળ ત્રિકોણમાં યા પોતાના ક્ષેત્રમાં યા પોતાના ઉચ્ચ સ્થાનમાં પરસ્પર કેન્દ્રમાં બેઠા હોય, તો તેને વિશિષ્ટ જ્ઞાનવાળા મુનીન્દ્રો 'કારક' કહે છે.

'આ ચારે કેન્દ્રોમાં દશમ ભાવ બળવાન હોય છે.

જે માણસનો સૂર્ય મૂર્તિમાં સિંહરાશિનો અથવા મેષરાશિનો બેસે અથવા સૂર્ય, શનિ, મંગળ, બૃહસ્પતિ કેન્દ્રમાં પરસ્પર હોય, તો તે વિશેષ 'કારક' બને છે.

જે માણસના લગ્નમાં શુભ ગ્રહ હોય અથવા ચોથે હોય યા દશમા સ્થાનમાં હોય, તો તે ગ્રહકારક બને છે.

જે ગ્રહ પોતાના ઉચ્ચસ્થાનમાં યા સ્વક્ષેત્રમાં યા મૂળ ત્રિકોણમાં હોય, તે ગ્રહોની માન પ્રતિષ્ઠા પણ બહુ હોય છે. તેમજ તેના પ્રભાવે અધિક ધનની પ્રાપ્તિ થાય છે.

नीचान्वये यद्यपि जात जन्मा,

मन्त्री भवेत्कार क खेचराद्यः ।

राजान्वये तस्य यदि प्रसूति,

र्भूमो पतित्वं न कथ य याति ॥३२॥

वेशिस्थितो यस्य शुभो नभोगो,

लग्नं विलग्न च लवे स्वकोये ।

केन्द्राणि सर्वाणि च सद्ग्रहाणि,

तस्यालये श्रीः कुरुते बिलासम् ॥३३॥

केन्द्रस्यिता गुरु विलग्न क जन्म नाथा,

मध्ये चयस्थ नितरां वितरंति भाग्यम् ।

शीर्षेदियोभ्युदय भेषु गताभवेयु रारम्भ

मध्यम विराम फल प्रदास्ते ॥३४॥

અર્થ :- જો માણુસ નીચ કૂળમા જન્મ્યો હોય પણુ તેના ગ્રહો કારક હોય, તો તે રાજાનો મંત્રી બને છે અને જે રાજાના કુળમાં ઉત્પન્ન થાય છે તે અવશ્ય રાજા બને છે.

જેના લગ્ન સ્થાનથી ધનસ્થાનમાં શુભ ગ્રહ હોય અને જન્મ લગ્ન પોતાના નવાંશમા હોય તેમજ ચારે કેન્દ્રોમાં શુભ ગ્રહ બેઠેલા હોય, તો તે માણુસના ઘરમાં લક્ષ્મી નિરતર વાસ કરે છે.

બૃહસ્પતિ, લગ્નેશ અને ચન્દ્રની રાશિનો સ્વામી શીર્ષોદય રાશિમાં સ્થિત થઇને આ ત્રણે કેન્દ્રમાં બેઠા હોય, તો તે માણુસની પ્રારંભિક, મધ્યમ અને, છેલ્લી અવસ્થામાં ભાગ્યોદય કરે છે.

### ૭૦ શકટયોગ

संस्था विलग्ने ऽप्यथ सप्तमे च

पतङ्ग मुख्यास्तु ग्रहा नितान्तम् ।

वदन्ति योगं शकटाख्य संज्ञं,

जातो नरः स्याच्छकटोपजीवी ॥३५॥

અર્થ :- જે માણુસના જન્મકાળમાં લગ્ન યા સાતમા સ્થાનમાં સૂર્યાદિ સર્વ ગ્રહ પડે, તો શકટ નામનો યોગ થાય છે. આ યોગમાં જન્મેલો માણુસ ગાડાવાળો યા ગાડું ચલાવીને નિર્વાહ કરનારો હોય છે.

## ૭૧ નંદાયોગ

युग्मे युग्मे भवेत्त्रीणि ह्ये कैकं च त्रिषु स्थितम् ।
नन्दा योग. स विज्ञेयश्चिरायुश्च सुखप्रदः ॥३६॥

અર્થ - ત્રણ સ્થાનમાં બે-બે ગ્રહો પડયા હોય અને એક એક ગ્રહ ત્રણ સ્થાનમાં હોય અથવા ૬-૮-૧૨મા ઘરમાં એક ગ્રહ હોય, તો નંદાયોગ થાય છે. આ યોગમાં જન્મેલો માણુસ દીર્ઘાયુષી તથા સુખી હોય છે.

## ૭૨ દાતારયોગ

लग्ने च जीवो युगगे भृगुश्च द्युने च
योम्यो दशमे महीज ।
केन्द्रे त्वमी चारुफल प्रदाः स्युः
सर्वार्थ दातार इतो प्रसिद्धाः ॥३७॥

અર્થ :- જેના જન્મકાળે લગ્નમાં બૃહસ્પતિ ચોથે શુક્ર. સાતમા ભાવમા બુધ અને દશમા ભાવમાં મંગળ હોય છે, તો સર્વાર્થદાતાર નામનો યોગ બને છે. આ યોગ માણુસને સારૂં ફળ આપે છે.

## ૭૩ રાજહંસ યોગ

घटे मेषे नरे रु चापे तुलायां सिंहगे ग्रहे।
राजहंसो भवेद्यौगो राज्यास्पद सुखप्रदः ॥३८॥

અર્થ :- જે માણુસના જન્મકાળે કુંભ, મેષ, મિથુન, ધન, તુલા અને સિંહ એ બધા ગ્રહો પડે તો તે રાજ્ય-સ્થાનનું સુખ આપનાર રાજહંસ નામનો યોગ બને છે.

## ૭૪ ચિહ્નિલ પુચ્છ યોગ

सिंहासने च हंसे च दण्डे योगे मरुद्धजे ॥३९॥
चतुः सागरयोगे च चिहि्ल पुच्छो महाफलम् ॥४०॥

तुला मकर मेषाद्य लग्ने वा ह्याथवा क्वचित् ।
सिंहासने च ऽमरौ चिहिल पुच्छ स शस्यते ॥४१॥

मृगे कर्के च पुच्छः स्याद् राजहंसः सुखप्रदः ।
कुंभे च मन्मथे चैव चिहि्ल पुच्छोऽभिधीयते ॥४२॥

मृगे कर्के ध्वजे पुच्छः कन्यालौ वृषभे झषः ।
चिहि्ल पुच्छो भवेद्योगश्चतुः सागर गोचरे ॥४३॥

योगो दित फलं पुच्छः करोति द्विगुणं फलम् ।
तेन योगाधि योगोऽय लग्ने ऽपि कस्य चिन्मते ॥४४॥

घटशून्ये नृप सचिवो गोमहिषो हय गजैर्युक्तः ।
नीतीज्ञो बहुपुत्रो लग्ने पि च सम्मतं केषाम् ॥४५॥

અર્થ – જેના જન્મકાળે સિંહાસન, હંસ, દંડ, મરૂત્ધ્વજ ચતુઃ સાગર યોગમાં ચિહ્નિલ પુચ્છ હોય તો બહુ મારૂ ફળ આપે છે.

તુલા, મકર, મેષ પ્રથમ લગ્ન અથવા કોઇપણ લગ્નમાં હોય તથા સિંહાસન, કમરૂયોગ, મકર, કર્કરાશિમાં ચિહ્નિલ પુચ્છ યોગ સારો કહ્યો છે.

રાજહંસયોગ મકર, કર્કરાશિમાં પુચ્છ સુખદાયક થાય છે અને કુંભ તથા મિથુન સાતમી રાશિમાં ચિહ્નિલ પુચ્છ જાણવો.

મકર, કર્ક અને ધ્વજમાં પુચ્છ અને કન્યા, વૃશ્ચિક, વૃષભ, મીન રાશિમાં ક્ષય હોય તો ચતુ સાગરમાં ચિહ્નિલપુચ્છ યોગ થાય છે.

પૂર્વોક્ત યોગોથી ઉત્પન્ન થતા ફળથી પુચ્છયોગ બમણું ફળ આપે છે, આ કારણે કેટલાક જ્યોતિર્વિદોના મતે આ યોગને યોગાધિયોગ કહ્યો છે.

ઘટ શૂન્ય યોગમાં ચિહ્નિલપુચ્છયોગ થાય તો જાતક રાજ મંત્રી બને અને ગાય, ભેંસ, ઘોડા, હાથી રાખનારો તેમજ નીતિમાન અને બહુ પુત્રવાન બને એવો કેટલાકનો મત છે.

## ૭૫ લાલાટિક યોગ

चन्दो ऽष्टमे चक्र संज्ञाकार्कि शुक्रा गृहे विधोः ।
केमद्रुम च सम्पूर्णे योगो लालाटिको मतः ।।४६।।

आजन्म तो भवति कारग्रहैः प्रसिद्धिः
शिल्पादि कर्मकुशलो मुसला कृतिश्च ।
भूर्यात्मजो विलभते विविधामलब्धिं
जन्मान्तरे ऽपि न जहाति ललाट योगे ।।४७।।

અર્થ :– જે માણસના જન્મકાળે ચન્દ્રમા આઠમા સ્થાનમાં રહેલ હોય અને સૂર્ય, શનિ, શુક્ર ચન્દ્રમાના સ્થાનમાં થઈને બારમે રહેલા હોય અને પૂર્ણ કેમદ્રુમ યોગ હોય, તો લાલાટિક-યોગ જાણવો.

જેના જન્મકાળે લલાટયોગ થાય, તે માણુસ કલા–કામગીરી તથા શિલ્પકળામાં કુશળ, મુસળના આકારવાળો, બહુ પુત્રોવાળો અને જન્માંતરમાં નાશ નહિ પામનારી વિવિધ લબ્ધિઓવાળો હોય છે.

## ૭૬ મહાપાતક યોગ

राहुणा सहितश्चन्द्रः सपापो गुरु वीक्षितः ।
महापातक योगो ऽय यदि शुक्रसमो भवेत् ।।४८।।

અર્થ – જે માણુસના જન્મ સમયે રાહુ યુક્ત ચન્દ્રમાં હોય અને એ ચન્દ્રમાને પાપગ્રહ સહિત બૃહસ્પતિ દેખતો હોય, તો મહાપાતક યોગ થાય છે.

આ યોગમાં જન્મેલો માણુસ શુક્ર સમાન હોવા છતાં મહા પાપ કરનારો બને છે.

## ૭૭ બલીવર્દહંતા યોગ

भौमेन दृश्यते लग्नं, लग्नं पश्यति भास्करः ।
गुरु शुक्रौ न दृश्येते बलीवर्देन हन्यते ॥४९॥

અર્થ :- જેના જન્મકાળે મંગળ, જન્મલગ્નને ન દેખતો હોય, પરંતુ લગ્નને સૂર્ય દેખતો હોય અને બ્રહસ્પતિ, શુક્રની દૃષ્ટિ ન પડતી હોય. આવા યોગમાં જન્મેલો માણસ બળદથી હણાય છે માટે આ યોગને બલીવર્દહતા યોગ કહે છે.

## ૭૮ હઠાદ્ધન્તા યોગ

आय स्थानगते चन्द्रे चन्द्रस्यानगते रवौ ।
हठेन नाशो विज्ञेयः पञ्चरात्रे विशेषतः ॥५०॥

અર્થ :- જેના અગ્યારમા સ્થાનમાં ચન્દ્રમા હોય અને ચન્દ્રમાના સ્થાનમાં સૂર્ય રહેલો હોય તો તે યોગ ખાસ કરીને પાંચ રાતમાંજ દૂળહાથી નીવડે છે.

## ૭૯ વૃક્ષહતા યોગ

मदनाख्यो यदा योगो लग्ने च राहु दर्शने ।
वृक्षस्य मरण तस्य यदि शुक्र समो भवेत् ॥५१॥

અર્થ - જેના જન્મકાળે મદનયોગ થતો હોય અને રાહુ લગ્નને જોતો હોય, તો તે માણસ શુક્ર સમાન તેજસ્વી હોવા છતાં ઝાડ પરથી પડીને મૃત્યુ પામે છે.

## ૮૦ નાસાછેદ યોગ

षष्ठस्थानगते शुक्रे तनुस्थानगते कुजे ।
नासाच्छेदकरो योग· कथ्यते मुनिसत्तमैः ॥५२॥

અર્થ :- જેના જન્મકાળે છઠ્ઠા સ્થાનમાં શુક્ર અને લગ્નમાં મંગળ રહેલો હોય તો તે યોગને ઉત્તમ મુનિઓએ નાશાછેદયોગ કહ્યો છે.

## ૮૧ કર્ણવિચ્છેદ યોગ

मन्दे च दृश्यते चन्द्रौ लग्ने च रवि भार्गवौ ।
शुभग्रहा न पश्यन्ति कर्णच्छेदो न संशयः ॥५३॥

અર્થ – જેના જન્મકાળે ચન્દ્રમા, શનિને જુએ યા શનિ, ચંદ્રમાને જોતો હોય અને સૂર્ય, શુક્રલગ્નમાં રહેલો હોય તથા શુભગ્રહો ન દેખાતા હોય, તો આવા યોગમાં જાતકનો નિ:સંદેહ કાન કપાય છે.

## ૮૧અ પાદખંજ યોગ

कविना सहितो मन्दो गुरुणा सहितः कविः ।
शुभग्रहा न पश्यन्ति पादखञ्जो भवेन्नर ॥५४॥

અર્થ – જેના જન્મસમયે શનિ, શુક્ર સાથે રહેલો હોય તથા શુક્ર, બ્રહસ્પતિ સાથે રહેલો હોય અને શુભ ગ્રહો દેખાતા ન હોય તો તે માણુસ પાદખંજ બને છે.

## ૮૨ સર્પહંતા યોગ

लग्नाच्च सप्तमस्थाने शन्यर्के राहु संस्थिते ।
सर्पेण पीडातस्योक्ता शय्यायां स्व पतोऽपि च ॥५५॥

અર્થ – જેના જન્મકાળે લગ્નથી સાતમા સ્થાનમાં શનિ, સૂર્ય અને રાહુ એ ત્રણ ગ્રહો રહેલા હોય, તો તે માણુસ સૂતેલો હોય તો પણ સર્પદંશનો ભોગ બને છે.

## ૮૩ વ્યાઘ્રહંતા યોગ

गुरु स्थानगते सौम्ये शनिस्थानगते कुजे ।
पंचविंशति वर्षे च वने व्याघ्रेण हन्यते ॥५६॥

અર્થ–જેના જન્મકાળે બ્રહસ્પતિના સ્થાન (ધનુ ૯મે, મીન ૧૨મો) માં બુધ રહેલો હોય અને શનિના ( ૧૦મા ૧૧મા ) સ્થાનમાં મંગળ રહેલો હોય, તો તે મનુષ્ય પચીસ વર્ષની વયે વનમાં વાઘનો શિકાર બનીને મૃત્યુ પામે છે.

## ૮૪ અગ્નિઘાત યોગ

शुक्रस्थानगते चन्द्रे चन्द्रस्थानगते शनौ ।
अष्टाविंशतिवर्षे च ह्यसिघातेन मृत्युदः ॥५७॥

અર્થ – જેના જન્મકાળે શુક્રના ઘર (બીજે અને આઠમે ૨/૮) ચન્દ્રમા અને ચન્દ્રમાના ઘર કર્કમા શનિ રહેલો હોય તો આવા યોગમા તે માણુસ અઠ્ઠાવીશ વર્ષની વયે તલવારના ઘાથી મૃત્યુ પામે છે,

## ૮૫ શરક્ષેપહંતા યોગ

धर्मस्थानगते भौमे शन्यर्के राहुसंयुते ।
शुभग्रहा न पश्यन्ति शरक्षेपेण हन्यते ॥५८॥

અર્થ – જે માણુસના જન્મસમયે મંગળ, શનિ, સૂર્ય અને રાહુ એક થઈને નવમા સ્થાનમાં રહેલા હોય તથા શુભ ગ્રહો તેને ન દેખતા હોય તો આવા યોગમાં તે માણુસ બાણુ વાગવાથી મૃત્યુ પામે છે.

## ૮૬ બ્રહ્મઘાતિ યોગ

रविणा सहितो भौमः शनिर्वा जीवसयुतः ।
अष्टाविंशति वर्षे च ब्रह्मघाती न संशयः ॥५९॥

અર્થ – જે માણુસના જન્મસમયે મંગળ સૂર્યની સાથે હોય અથવા શનિ બૃહસ્પતિની સાથે હોય તો તે માણુસ અઠ્ઠાવીશમા વર્ષે બ્રાહ્મણુની હત્યા કરનારો થાય છે.

## ૮૭ પંચાપત્ય વિનાશયોગ

रवि स्थानगते चन्द्रे गुरु स्थान समा युतः ।
सागरे च स्थिते लग्ने पञ्चापत्यवि नाशकृत् ॥६०॥

અર્થ – જે માણુસના જન્મસમયે ચન્દ્રમા સૂર્યની રાશિમાં રહેલો હોય અને બૃહસ્પતિ પોતાના સ્થાનમાં હોય તથા સાગર–

યોગ લગ્નમાં પડે તો આ યોગ તે માણસના પાંચ સંતાનોનો મારનારો નીવડે છે.

## ૮૮ દોલા યોગ

मीने मेषे च चापे च स्थिते स्थान त्रये ग्रहे ।
दोला संज्ञकयोगः स्याद्राज्यदोऽयमुदाहृतः ।।६१।।

सन्मानदान गुण पात्र परिक्षितो वा
कला निधिः कौशल्य गीत नृत्यः ।
मंत्रीश्वरो राजसमो विवेकी
केन्द्र स्थिते पापविवर्जिते गुरौ ।।६२।।

અર્થ–જે માણસના જન્મસમયે મીન, મેષ, ધનુ (૧૨-૧-૯) એ ત્રણ સ્થાનોમાં બધા ગ્રહો રહેલા હોય તો રાજ્ય આપનારો દોલાયોગ થાય છે.

જેનો ગુરૂ, પાપ ગ્રહોથી મુક્ત થઈને કેન્દ્ર (૧-૪-૭-૧૦) સ્થાનોમાં રહેલો હોય તો તે માણસ સન્માન, દાન યા ગુણમાં પરિપુર્ણ પરીક્ષક, નૃત્ય-ગીતમાં કુશળ, મંત્રી, રાજા તુલ્ય અને વિવેકી હોય છે.

## ૮૯ પદકવિ છેદ યોગ

लग्नस्थानगतो भौमः शन्यर्कराहु वीक्षितः
योगः पदकविच्छेदो यदि शुक्रसमो भवेत् ।।६३।।

અર્થ – જે માણસના લગ્નમાં મંગળ રહેલો હોય અને શનિ, સૂર્ય, રાહુ તેને જોતા હોય, તો પદકવિછેદ યોગ થાય છે. તે માણસ ભલેને શુક્ર સમાન તેજસ્વી હોય.

## ૯૦ ઇચ્છિત મૃત્યુ યોગ

केन्द्रे स्थानगते भौमे सैंहिकेये च सप्तमे ।
तदा नित्यं विजानी यादस्मान्मृत्यु स्तदा भवेत् ।।६४।।

અર્થ - જે માણસના જન્મસમયે કેન્દ્ર (૧-૪-૭-૧૦) સ્થાનોમાં મંગળ રહેલો હોય અને રાહુ સાતમા સ્થાનમાં પડે તો આ યોગના પ્રભાવે તે માણસ ઇચ્છિત મૃત્યુને વરી શકે છે.

## ૯૧ માસ મૃત્યુ યોગ

लग्नात्सप्तम शीतांशु. पापाष्टशुम लग्नग: ।
लग्नस्थितो यदा भानुर्मासान्ते म्रियते शिशुः ।।६५।।

અર્થ :- જે માણસના જન્મ સમયે લગ્નથી સાતમા સ્થાનમાં ચન્દ્રમા રહેલો હોય અને આઠમા સ્થાનમાં પાપગ્રહો રહેલા હોય તથા શુભગ્રહો પણ લગ્નમાં વિદ્યમાન હોય અને સૂર્ય પણ લગ્નમાં મોજુદ હોય તો એક મહિનાની અંદર, તે માણસનું બાળક મૃત્યુ પામે છે.

## ૯૨ રાજયોગ પ્રકરણ

लग्नं लग्नपति र्बलान्वित वपु: केन्द्र त्रिकोणे शिवे
पृच्छा जन्म विवाहयानतिलके कुर्यान् नृपालं ध्रुवम् ।
सच्छीलं विभवान्वितं गजहय मुक्तात,
पत्रान्वितं जातं निम्नकुले विभूतिपुरुषं शसन्ति गर्गादयः ।१।

एकः शुक्रो जनन समये लाभ संस्थे च केन्द्रे, जातो वै जन्मराशौ यदि सहजगते प्राप्यते वै त्रिकोणे । विद्याविज्ञानं युक्तो भवति नरपतिर्विश्वविख्यात कीर्तिर्दानी मानी च शूरो हयगुणसहित: सद्गजैः सेव्यमान: ।२।

दशसुख भवनेशः केन्द्रकोणे घनस्थे बलिपतिबलयाने प्ररत सिहासनेषु । स भवति नर नाथो विश्वविख्यात कीर्तिर्मद गलित कपोलै. सद्गजैः सेव्यमानः ।३।

અર્થ :- હવે રાજયોગ પ્રકરણનું વર્ણન શરૂ કરીએ છીએ.

જે માણસના જન્મ સમયે યા પ્રશ્ન, વિવાહ, યાત્રા, તિલક એ લગ્નમાં, લગ્નનો સ્વામી બળવાન બનીને લગ્નમાં કેન્દ્ર ( ૧-૪-૭-૧૦ ) ત્રિકોણ (૫-૯) માં યા અગ્યારમા સ્થાનમાં રહેલ હોય, તો તે માણસ શીઘ્ર રાજા બને છે. તેમજ તે શીલવાન, હાથી-ઘોડા અને સાચા મોતીના છત્રના વૈભવવાળો હોય છે.

જો તે માણસ નીચ કુળમાં જન્મે છે તો પણ ઉક્ત યોગ તેને રાજા બનાવે છે અને જો તે રાજવંશમાં જન્મે છે તો અવશ્ય રાજા બને છે એવો ગર્ગાદિ મુનિઓનો મત છે.

જે માણસના જન્મ સમયે એકલો શુક્ર અગ્યારમા સ્થાનમાં યા કેંદ્ર ( ૧-૪-૭-૧૦ ) માં જન્મરાશિથી ત્રીજા ઘરમાં અથવા ત્રિકોણમાં રહેલો હોય, તો તે માણસ વિશ્વવિખ્યાત રાજા બને છે તેમજ વિદ્યા અને જ્ઞાનમાં નિપુણ તે દાની, માની અને હાથી-ઘોડાનો ભોક્તા હોય છે.

જે માણસના જન્મ સમયે દશમા સ્થાનનો સ્વામી યા ચોથા સ્થાનનો સ્વામી યા કેન્દ્ર (૧-૪-૭-૧૦) યા નવમા, સ્થાનમાં યા પાંચમા સ્થાનમાં રહેલ હોય અને સાતમા સ્થાનનો સ્વામી, બીજા સ્થાનમાં હોય, તો તે માણસ સિંહાસન પર બેસે. અર્થાત્ રાજા બને અને મદ ઝરતા માતંગો વડે સેવાતો તે વિશ્વવ્યાપી કીર્તિધર થાય.

एकोऽपि केन्द्रभवने नवपञ्चमे वा भास्वन्मयूख विमली कृदिग्विभागः। निःशेप दोषमप हृत्य शुभप्रसूत दीर्घायुषं विगत रोग भय करोति ।४।

चन्द्रः पश्येद्यदादित्यं बुधः पश्येन्निशापतिम् ।
अस्मिन्योगे तु यो जातः स भवेद्वसुधाधिपः ।५।

અર્થ :- જે માણસના જન્મ સમયે કોઈ એક પણ ગ્રહ

કેંદ્રમાં અથવા નવમા યા પાંચમા સ્થાનમાં રહેલો હોય, તો તે માણસ-દશે દિશાઓમાં પ્રકાશ-કિરણો ફેલાવતા સૂર્ય સમાન તેજસ્વી નીવડે છે.

આ યોગ અશુભ દોષોનો નાશ કરીને જાતકને નિરોગી રાખે છે.

જો ચંદ્રમા, સૂર્યને દેખતો હોય તો આ યોગમાં જન્મ લેનાર માનવી પૃથ્વીપતિ ( રાજા ) બને છે.

यदि भवति चक्रेन्द्रो यामिनीनाथ एव प्रदिशति प्रिय भार्या पुत्रिणी वा सुरुपाम् । धनकनक समृद्धि माणिक हीर रत्ने रचयति मृगयाभिश्चन्द नैश्चर्चिङ्गम् । ।६।

અર્થ : જે માણસના જન્મ સમયે ચન્દ્રમા કેન્દ્ર સ્થાનમાં પડે તો તે માણસને સ્વરૂપવતી પ્રિય પત્ની મળે. જે જરૂર પુત્રવતી બને.

આ યોગમાં જન્મેલો માણસ દાન, સુવર્ણ, સમૃદ્ધિ, હીરા, માણેક, રત્નો અલ્પતર પ્રયાસે એકત્ર કરી શકે તેમજ પોતાના અંગોને ચંદનનો લેપ કરનારો વૈભવી બને.

शुक्रो यस्य बुधो यस्य, यस्य केन्द्रे बृहस्पतिः । दशमोऽङ्गारको यस्य, स जात. कुल दीपकः ।७।

हय रथ नरनागै रत्न सम्यक्फलानां जलधितट निवासी रत्नतुल्यं च धान्यम् । किल बहुजन इष्टः सत्यवादी प्रसूतो भवति यदि च केन्द्री दैत्यकोणे बुधस्य ।८।

किं कुर्वन्ति ग्रहाः सर्वे यस्य केन्द्रो बृहस्पतिः । मत्तमातङ्ग यूथानां भिनत्त्ये कोऽपि केसरी ।९।

एक एव सुरराज पुरोधाः केन्द्रगोऽथ नव पंचमगो वा।
लाभगो भवति यत्र विलग्ने तत्र शेष खचरैरबलैः किम् ।१०।

અર્થ : જે માણુસના જન્મ સમયે શુક્ર, બુધ, બૃહસ્પતિ કેન્દ્ર (૧–૪–૭–૧૦)માં રહેલા હોય અને દશમા સ્થાનમા મંગળ પડે તો આ યોગ–તે માણુસને કુળદીપક બનાવે છે.

જેના પ્રસવ-કાળે રાહુ, બુધના સ્થાનથી કેન્દ્રથા ખૂણુામાં રહેલો હોય, તો તે માણુસ ઘોડા, રથ, માણુસો, હાથીઓ, રત્નો એ પદાર્થોનો સ્વામી અને તથા રત્ન જેવા ધાન્યવાળો, સમુદ્રની નિકટમાં રહેનારો બહુજનપ્રિય અને સત્યવાદી હોય છે.

જેના કેન્દ્રસ્થાન (૧–૪–૭–૧૦) માં કેવળ બ્રહસ્પતિ રહેલો હોય તો બાકીના ગ્રહો તેનું કાંઇ બગાડી શકતા નથી. જે રીતે એક સિંહ, મદોન્મત્ત હાથીઓના ટોળાને ભગાડી દે છે તે રીતે બૃહસ્પતિ બીજા ગ્રહોની પ્રતિકૂળ અસરોનો નાશ કરી દે છે.

તાત્પર્ય કે એક બ્રહસ્પતિ જ કેન્દ્રમાં યા નવમા, પાચમા લાભ સ્થાનમા પડે યા લગ્નમાં પડે, તો શેષ ગ્રહો કાંઈ હરકત કરી શકતા નથી.

भवति मदन मूर्ति र्वल्लभः कामिनीनां सकलजन समर्थो दीर्घजन्मा णनुष्यः। ध्वज विषय गुणज्ञो द्रव्यमुख्य. प्रधानः सघन कनकपूर्णो दैत्यपो यस्य केन्द्रे ।११।

धनवान्, प्राज्ञ', शूरो, मत्रो वा दण्डनायक पुरुषः। दशमस्थे रवितनये वृन्दपुर ग्रामनेता वा ।१२।

तुलाको दण्डमोनस्थो लग्नस्थोऽपि शनैश्चरः। करोति भूपते र्जन्म वशे च नृपति भवेत् ।१३।

અર્થ :– જે માણુસના કેન્દ્રસ્થાનમાં શુક્ર પડે, તે માણુસ કામદેવ જેવો રૂપાળો સ્ત્રીઓને પ્રિય, સર્વ માણુસો ઉપર ઉપકાર

કરવામાં સમર્થ, દીર્ઘ આયુષ્યવાળો. સ્વજના વિષયમાં નિષ્ણાત અને ધન-સંપત્તિવાન હોય છે.

જે માણસના દશમાં સ્થાનમાં શનિ રહેલો હોય, તો તે માણસ ધનવાન પંડિત, મન્ત્રી દંડ કરવાનો અધિકારી દંડનાયક અને ગામ-નગરોનો માલીક હોય છે.

જે માણસને તુલા, ધન, મીનમાં સ્થિત શનિ, લગ્નમાં પડે તો તે રાજવંશમાં જન્મ લઈ રાજા બને છે.

दिव्य स्त्रीवरकाञ्चनाम्बरगता माधार लक्ष्मीमयः
शास्त्रे कौतुक गीत नृत्य रसता व्यापार दीक्षा-गुरुः ।

पुत्र भ्रातृ जनान्वितः स्थिरमतिः कर्ताऽति प्रीत्याऽन्वितोः
जीव केन्द्रगतो भवोन्नज सुखीसत्कर्म कारीनरः ॥१४॥

आकाश मन्दिर गतस्तनुपः स्वगेहे क्रुर्यान्नृपनृपति चक्र वरेः सुसेव्यम्
स्वीय प्रताप धृत ना हृत शत्रु पक्षं शक्रो यथा सुरगणैश्च विराजमानः
॥१५॥

અર્થ :– જેને બૃહસ્પતિ કેન્દ્રમાં હોય, તે પુરુષ સ્વરૂપવતી સ્ત્રી, વસ્ત્રાલંકાર યુક્ત શાસ્ત્ર નિપુણ, ગીત-નૃત્યમાં પારંગત રસવાળા પદાર્થનો વેપારી તથા માર્ગદર્શક ગુરૂવાળો તથા પુત્ર અને બાંધવો સહિત સ્થિર બુદ્ધિવાળો હોય છે. તેમજ પ્રસન્ન ચિત્તે સત્કાર્યો કરનારો હોય છે.

જે માણસના જન્મ સમયે લગ્નનો સ્વામી પોતાના ઘરમાં થઇને દશમ ભાવમાં રહેલો હોય, તે માણસ ચક્રવર્તી સમાન રાજા બને, અનેક રાજાઓ તેની સેવા કરે, તે પોતાના પ્રતાપથી શત્રુ પક્ષનો વિનાશ કરે અને દેવગણ મધ્યે શોભતા દેવેન્દ્રની માફક માનવગણમાં શોભે.

उपचय गृहसस्थो (३-६-१०-११) जन्म दो यस्य चद्रः

स्वगृहमथ नवांशे केन्द्रयाताश्च सौम्याः सकलबल वियुक्तश्चैव पापाभिधानं स भवति नरनाथः शक्रतुल्यो बलेन ।१६।

અર્થ :– જેના જન્મ સમયે ચન્દ્રમા ઉપચય ( ૩–૬–૧૦–૧૧ ) સ્થાનમાં રહેલો હોય અને શુભ ગ્રહો પોતાના ઘરમાં અથવા નવાંશમાં થઈને કેન્દ્ર ( ૧–૪–૭–૧૦ ) માં રહેલા હોય અથવા ચન્દ્રમા સ્વગૃહમાં અથવા સ્વ નવાંશને પ્રાપ્ત કરીને ઉપચય સ્થાનમાં રહેલો હોય અને શુભ ગ્રહો કેન્દ્રમાં હોય અથવા શુભ ગ્રહો પણ પોતાના ઘરમાં અથવા નવાંશને પ્રાપ્ત કરીને રહેલા હોય, અને પાપગ્રહો બળહીન હોય, તો તે માણસ ઇન્દ્ર સમાન બળવાન રાજા બને છે.

विद्याकला गुण विरा जितकाम चेतुर्मेगैः परं वरयुवा जित काम राजः । देशाधिपत्यपुर पत्तन गज श्रियान्तो मीने सितः सकलमण्डल दीप्त दीक्षैः ।१७।

कामेजकन्ये रिपुरन्ध्रसंस्थे केन्द्र त्रिकोणं व्यवगे च राहौ । कामी च शूरो बलवान् स भोगी गजाश्वछत्र बहुपुत्रता च ।१८।

मृगपति वृषकन्या कर्कटस्थे च राहौ भवति विपुल लक्ष्मी राजराज्याधिपो वा । हयगजनर नौका मेदिनी पंडितश्च स भवति कुल दीपो राहुतुङ्गो नराणाम् ।१९।

केन्द्र त्रिकोणे बुधजीव शुक्राः स्थिता नराणां यदि जन्मकाले । धर्मार्थ विद्या सुख कीर्तिलाभः शात सुशीलः न नराधिपः स्यात् ।२०।

અર્થ :– જે માણુસને શુક્ર મીનરાશિમાં રહેલો હોય, તે માણુસ વિદ્યા, કલા અને ગુણવાળો હોય તેમ જ ઇચ્છિત સુખ ભોગવનારો હોય, તે જિતેન્દ્રિય હોય, દેશનો સ્વામી હોય, ઘણા ગ્રામ–નગર અને ધન તથા ગજદળનો સ્વામી હોય, અને દીક્ષા લઈને સકલ મંડળમાં ખ્યાતિ પ્રાપ્ત કરનારો હોય છે.

જેનું જાયા સ્થાન મેષ, કન્યારાશિ, છઠ્ઠા, આઠમા સ્થાનમાં આ કેન્દ્ર ત્રિકોણમાં અથવા બારમા ભાવમાં રાહુ રહેલો હોય, તો તે માણસ કામી, શૂરવીર, ભોગી હોય તેમજ હાથી, ઘોડા, છત્ર વગેરેની સમૃદ્ધિવાળો અને બહુ પુત્રોવાળો હોય.

જેના જન્મ સમયે ચન્દ્રમા સિંહ, વૃષ, કન્યા, કર્ક રાશિમાં રહેલો હોય અને ઉચ્ચનો રાહુ પડેલો હોય, તે માણસ રાજાઓનો રાજા બને, તેની પાસે અપાર લક્ષ્મી, હયદળ, ગજદળ, નૌકાદળ વગેરે હોય અને તે સુબુદ્ધિમાન થઈને કુળ અજવાળે છે.

જેના જન્મ સમયે બુધ, બૃહસ્પતિ અને શુક્ર કેન્દ્ર ( ૧-૪-૭-૧૦ ) અથવા ત્રિકોણમાં રહેલા હોય, તે માણસ ધર્મ, અર્થ, વિદ્યા, સુખ, કીર્તિ, લાભ, શાન્ત સ્વભાવ અને સુંદર ચારિત્રવાળો હોય તેમજ મનુષ્યોનો સ્વામી-રાજા-બને છે.

भृगु सुत सुर पूज्यश्चन्द्रमाः केन्द्रवर्ती सुख धनवृद्धिः कर्म साध्य नराणाम् । रविसुत शशि पुत्रे मानुजोवे त्रिकोणे क्षिति सुत दशमे वै राजयोगा वदन्ति ।२१।

केन्द्र त्रिकोणेषु भवन्ति सौम्या दुश्चिक्यलाभारिगताश्च पापाः। यस्य प्रयाणेऽप्यथ जन्मकाले ध्रुवं भवेत्तस्य महीपतित्विम् ।२२।

लाभे त्रिकोणे यदि शोतरश्मिः करोत्यवश्यं क्षितिपाल तुल्यम् । कुलद्वयानन्दकर नरेन्द्र ज्योत्सना ही दीपस्तमसां विनाशी ।२३।

અર્થ :- જેને શુક્ર, બૃહસ્પતિ, ચન્દ્રમા કેન્દ્રસ્થાનમાં રહેલા હોય, તે માણસ સ્વ પરાક્રમે ધનપતિ બને છે અને શનિ, બુધ, સૂર્ય તથા બૃહસ્પતિ એ બધા ગ્રહો ત્રિકોણ અર્થાત્ નવમ-

પંચમ ભાવમાં રહેલા હોય તેમજ મંગળ દશમ ભાવમાં રહેલો હોય તો રાજયોગ થાય છે.

જેના જન્મ અથવા યાત્રાના સમયે શુભ ગ્રહો કેન્દ્ર ત્રિકોણમાં રહેલો હોય અને પાપગ્રહો ત્રીજા, અગ્યારમાં અને છઠ્ઠા સ્થાનમાં રહેલા હોય, તે માણુસ શીઘ્રપણે પૃથ્વીનો અધિપતિ બને છે.

જેના જન્મ સમયે ચન્દ્રમા અગ્યારમે અથવા ત્રિકોણમાં રહેલો હોય, તો તે માણુસ અવશ્ય રાજા સમાન બનીને બને કુળના અનિષ્ટોનો નાશ કરીને આનંદમય વાતાવરણ સર્જે છે. જેમ દીપક અંધકારનો નાશ કરીને પ્રકાશ ફેલાવે છે તેમ.

शत्रुस्थाने यदा जीवो लाभ स्थाने शशी भवेत् । गृहमध्ये
स जातश्च विरव्यातः कुलदीपकः ।२४।

लग्नाधिपो वा जीवो वा शुक्रो वा यत्र केन्द्रगः ।
तस्य पुंसश्च दीर्घायुः स भवेद् राजवल्लभः ।२५।

दशमे बुध सूर्यौ च भौमराहू च षष्ठगौ ।
राजयोगोऽत्र यो जातः स पुमान्नायको भवेत् ।२६।

અર્થ :– જેના છઠ્ઠા સ્થાનમાં બૃહસ્પતિ અને અગ્યારમા ભાવમાં ચન્દ્રમા હોય, તે માણુસ કુળદીપક નીવડે છે.

જેના લગ્નનો સ્વામી અથવા બૃહસ્પતિ અથવા શુક્ર કેન્દ્ર ( ૧–૪–૭–૧૦ ) સ્થાનમાં રહેલો હોય, તે દીર્ઘ આયુષ્યવાળો, તેમજ રાજાનો પ્યારો બને છે.

દશમે બુધ અને સૂર્ય હોય અને મંગળ તેમજ રાહુ છઠ્ઠે હોય, તો રાજયોગ થાય છે.

આ યોગમાં જન્મેલો માણુસ, નાયક બને છે.

आदौ जीवः शनिश्चान्ते गृहमध्ये निरन्तरम् ।
राजयोगे विजानीयात्कुटुम्बबलमुत्तमम् ।२७।

सहजस्थो यदा जीवो मृत्यु स्थाने यदा सितः ।
निरन्तरं ग्रहा मध्ये राजा भवति निश्चितम् ।२८।

जीवो वृषे सुधारश्मिर्मिथुने मकरे कुजः।
सिहे भवति सौरिश्च कन्यायां बुध भास्करौ ।२९।

तुलायाम सुराचार्यो राजयोगी भवेदयम्
अत्र योगे समुत्पन्नो महाराजो भवेन्नरः ।३०।

અર્થ :- જે માણુસને પહેલા સ્થાનમાં બૃહસ્પતિ હોય, અંતમાં શનિ હોય અને વચ્ચે બાકીના ગ્રહો હોય તો તે યોગ પણ કુટુંબ અને ઉત્તમ બળપ્રદ રાજયોગ જાણવો.

જેના ત્રીજા સ્થાનમા બૃહસ્પતિ, આઠમા સ્થાનમાં શુક્ર અને વચ્ચે યા અંતમાં બાકીના ગ્રહો હોય, તો તે માણુસ નિશ્ચિતપણે રાજા બને છે.

વૃષરાશિમાં બૃહસ્પતિ અને મિથુનમાં ચન્દ્રમા તથા મકરમા મગળ અને સિંહમા શનિ તેમજ કન્યામાં બુધ અને સૂર્ય તથા તુલામાં શુક્ર હોય તો રાજયોગ થાય છે.

આ યોગમાં જન્મેલો માણુસ, મહારાજા બને છે.

अष्टमे द्वादशे वर्षे यदि जीवति मानव । सार्व भौमस्तदा जायते विश्वपालक ।।३१।।

एको जीवो यदा लग्ने सर्वे योगास्तदाऽशुभाः । दीर्घजीवो, महाप्राज्ञो जातको नायको भवेत् ।।३२।।

धने शुक्रोऽथ भौमश्च मीने जीवस्तुला बुधः। नीचस्थौ शनिचन्द्रौ च राजयोग स्तदा ध्रुवम् ।।३३।।

અર્થ :- ઉક્ત યોગોમાં જન્મેલો માણુસ જો આઠમા અને બારમા વર્ષે જીવતો રહે છે તો વિશ્વપાલક રાજા બને છે.

જેના જન્મ સમયે કેવળ બૃહસ્પતિ લગ્નમાં રહેલો હોય અને સર્વ યોગો અશુભ હોય તો પણ તે પુરુષ દીર્ઘકાળ સુધી જીવનારો, બુદ્ધિમાન અને અગ્રણી બને છે.

ધનુરાશિમાં શુક્ર વા મગલ અને મીન રાશિમાં બૃહસ્પતિ અને તુલામાં બુધ અને શનિ તેમજ ચન્દ્રમા નીચ રાશિ (૧-૮)માં રહેલ હોય, તો પણ રાજયોગ થાય છે.

अस्मिन्योगे च यो जातः स राजा धनवर्जितः। दाता भोक्ता च विख्यातो मान्यो मण्डलनायकः ।।३४।।

मीने शुक्रो बुधश्चान्ते धने राहुस्तनौ रविः। सहजे च भवेद्भौमो राजयोगो ऽभिधीयते ।।३५।।

सहजे च यदा जीवो लाभस्थाने च चन्द्रमाः। स राजा गृहमध्यस्थो विख्यातः कुलदीपकः ।।३६।।

અર્થ :- આ યોગમાં જન્મેલો માણુસ ધનહીન રાજા બને છે અને તે દાતા, ભોક્તા પૂજ્ય અને વિખ્યાત નાયક બને છે.

મીન રાશિમાં શુક્ર અને અંતમાં બુધ તેમજ ધન રાશિમાં રાહુ અને લગ્નમાં સૂર્ય અને ત્રીજે મગળ હોય, તો રાજયોગ થાય છે.

જેના ત્રીજા સ્થાનમાં બુહસ્પતિ અને અગ્યારમાં સ્થાનમાં ચન્દ્રમા હોય, તે પણ ઘરમાં રહેવા છતાં વિખ્યાત કુળ દીપક બને છે.

शुभग्रहाः शुभ क्षेत्रे भवन्ति यदि केन्द्रगाः । तथा शुभानि कर्माणि स करोति हि जातकः ॥३७॥

उच्चस्थानगताः सौम्याः केन्द्रस्थाने भवन्ति चेत् । ध्रुवं राज्य भवेत्तस्य यदि नीच सुतो भवेत् ॥३८॥

स्वक्षेत्रस्थो यदा जीवो बुधः सौरिश्च चेद भवेत् ।
तस्य जातस्य दीर्घायु' सम्पतिश्च पदेपदे ॥३९॥

मीने बृहस्पतिः शुक्रश्चन्द्रमाश्च यदा भवेत् । तस्य जातस्य राज्यं स्यात् पत्नी च बहु पुत्रिणी ॥४०॥

અર્થ :- જેના શુભ સ્થાનમા રહેલા શુભ ગ્રહો, કેંદ્રભાવમાં પડે એવા યોગમાં જન્મેલો માણુસ, શુભ કર્મ કરનારો થાય છે

જેના ઉચ્ચ સ્થાનમાં પ્રાપ્ત શુભ ગ્રહો કેન્દ્રસ્થાનમાં સ્થિર થાય તો, તે માણુસ નીચ કુળમાં જન્મ્યો હોય તો પણ રાજા બને છે.

જેને બૃહસ્પતિ, બુધ અને શનિ પોતાના જ સ્થાનમાં રહેલા હોય, તે માણુસ દીર્ઘ આયુષ્યવાળો અને પગલે-પગલે સંપત્તિ પ્રાપ્ત કરનારો થાય છે.

જેને મીનરાશિમાં બૃહસ્પતિ શુક્ર અને ચંદ્રમા હોય તે રાજ્ય મેળવે છે તેમજ તેની પત્ની બહુ પુત્રોની માતા થાય છે.

पञ्चमस्थो यदा जीवो दशमस्थश्च चन्द्रमाः । स राज्यवान् महाबुद्धिस्तपस्वी च जितेन्द्रियः ॥४१॥

सिंहे जीवस्तुला कीट चापेषु मकरेऽपि च ग्रहा यदा तदा जातो देशभोगी भवेन्नरः ॥४२॥

तुलाकोदण्ड मीनस्थो लग्नसंस्थोऽपि चेच्छनिः । करोति भूपते र्जन्म महापुण्यानु भावत. ॥४३॥

અર્થ :- જેને પાંચમા ભાવમાં બૃહસ્પતિ અને દશમે ચન્દ્રમા રહેલો હોય, તે રાજ્યનો સ્વામી, મહાબુદ્ધિમાન, તપસ્વી અને જિતેન્દ્રિય હોય છે.

જેને સિંહરાશિમાં બૃહસ્પતિ અથવા તુલા, કર્ક, ધનુ, મકર એ રાશિઓમા હોય અને બીજા ગ્રહો અન્ય સ્થાનમાં રહેલા હોય, તે સમગ્ર દેશનો રાજા બને છે.

તુલા, ધનુ, મીન યા લગ્નમાં જેને શનિ રહેલો હોય, તે પુણ્ય અનુભાવ સહિત રાજા બને છે.

विद्या स्थाने यदा सौम्यः कर्क स्थाने च चन्द्रमाः ।
धर्मस्थाने यदा सौम्यो राजयोगस्तदा भवेत् ।।४४।।

मकरे च घटे मीने वृषे मिथुनमेषयोः । ग्रहास्तदा च विख्याते राजा भवति मानवः ।।४५।।

बुधभार्गव जीवार्कियुक्ते राहुश्चतुष्टये । कुरु ते कमलारोग्य पुत्र मानादिकं फलम् ।।४६।।

અર્થ :- પાંચમા સ્થાનમા બુધ હોય અને કર્કરાશિનો ચન્દ્રમા હોય તેમજ નવમા સ્થાનમા શુભ ગ્રહો રહેલા હોય, તો રાજયોગ થાય છે.

જેને મકર, કુંભ, મીન, વૃષ, મિથુન અને મેષ એ રાશિઓમાં બધા ગ્રહો રહેલા હોય તે પ્રસિદ્ધ રાજા બને છે.

બુધ, શુક્ર, બૃહસ્પતિ અને શનિ એ ચાર ગ્રહો સાથે રાહુ કેન્દ્ર સ્થાનમાં રહેલો હોય, તો જાતકને લક્ષ્મી, આરોગ્ય, પુત્ર અને સન્માન આપનાર થાય છે.

चतुर्थं भवने शुक्रो गुरुचन्द्रधरा सुताः । रवि सौरियुता स्सन्ति राजा भवति निश्चितम् ।।४७।।

अष्टमे च व्यये क्रूरो मध्ये च क्रूरसौम्य कौ। राजयोगो-ऽत्रयो जातो महाभूपो भविष्यति ॥४८॥

लग्ने सौरिस्तथा चन्द्रस्त्रिकोणे जीवभास्करो। कर्मस्थाने भवेद्भौमो राजयोगोऽभिधीयते ॥४९॥

नवमे च यदा सूर्यः स्वगृहस्थो भवेत्तदा। तस्य जीवतिनो भ्राता स्यादेकोऽपि नृपैः समः ॥५०॥

અર્થ :- જેના ચોથા સ્થાનમાં શુક્ર, બૃહસ્પતિ, ચન્દ્રમા, મંગળ, સૂર્ય અને શનિ હોય, તો ચોક્કસ પણે રાજા બને છે.

જેને આઠમે અને બારમે ક્રુર ગ્રહો અને શુભ ગ્રહો બંને રહેલા હોય, તો તે પણ રાજયોગ છે.

લગ્નમાં શનિ તથા ચન્દ્રમા અને નવમે પાંચમે બૃહસ્પતિ અને સૂર્ય તથા દશમે મંગળ હોય તો રાજ યોગ થાય છે.

જેને નવમ-સૂર્ય પોતાના ઘરનો હોય, તેના ભાઈ જીવતા નથી, પણ તે એકલો જ રાજા સમાન થાય છે.

द्वित्रितुर्ये सिते षष्ठे कर्मण्यपि यदा ग्रहा। राजयोग विजानीयाज्जातस्तत्र नृपो भवेत् ॥५१॥

लग्ने क्रूरे व्यये सौम्या धने क्रूरश्च जायते। राजयोगो न राजा च भूपतिर्भवति स्फुटम् ॥५२॥

लग्ने क्रूरो व्यये क्रूरो धने सौम्यो यदा भवेत्। सप्तगे भवति क्रूरः परिवार क्षयकर. ॥५३॥

અર્થ :- જેને બીજે, ત્રીજે, ચોથે, પાંચમે. છઠ્ઠે, દશમે,- એ સ્થાનોમાં રાશિ હોય તો રાજ યોગ થાય છે

જન્મેલા પુરુષ રાજા બને છે. જેને લગ્નમાં ક્રુર ગ્રહ

હોય અને બારમે શુભગ્રહ તેમજ બીજા ક્રૂરગ્રહ હોય, તો પણ રાજયોગ થાય છે.

જેને લગ્નમાં ક્રુર ગ્રહ અને બારમે પણ ક્રુર ગ્રહ સાથે શુભગ્રહ તથા સાતમે શુભગ્રહ હોય, તો તે માણસ પોતાના પરિવારનો નાશ કરનારો થાય છે.

घने चन्द्रश्च सौम्यश्च मेषे जीवो यदा भवेत्। दशमे राहु शुक्रौ च राजयोगोऽभिधीयते ॥५४॥

सिंहे जीवोऽथ कन्याया भार्गवो मिथुने शनि । स्वक्षेत्रे हिबु के भौम· स पुमान्नायको भवेत् ॥५५॥

शनिचन्द्रौ च कन्यायां सिंहे जीवो घटे तमः । मकरे च कुजस्तत्र जात. स्याद् विश्वपालकः ॥५६॥

અર્થ :– જેના બીજા સ્થાનમાં ચન્દ્રમા યા બુધ હોય અને મેષ રાશિમાં બૃહસ્પતિ હોય તથા દશમે રાહુ અને શુક્ર હોય તો પણ રાજયોગ થાય છે.

જેને સિંહરાશિમાં બૃહસ્પતિ, કન્યા રાશિમાં શુક્ર, મિથુન રાશિમા શનિ અને સ્વક્ષેત્રી મંગલ ચોથા સ્થાનમાં હોય તો તે મનુષ્ય નાયક બને છે.

જેને કન્યા રાશિમાં શનિ યા ચન્દ્રમા હોય, સિંહરાશિમાં બૃહસ્પતિ, કુંભ રાશિમાં રાહુ હોય અને મકર રાશિમાં મગળ હોય, તે મનુષ્ય જગપાલક બને છે.

शुक्रो जीवो रवि भौम, श्चाये मकरकुम्भयो·
मीने च वत्सरे त्रिशे समर्थः सर्व कर्मसु ॥५७॥

कर्कलग्ने जीवयुक्ते लाभे चन्द्रज्ञभार्गवा । मेषे भानुश्च जातो यो योगऽस्मिन् नृपतिर्भवेत् ॥५८॥

कर्मस्थाने यदा जीवो बुध शुक्रस्तथा शशो। सर्वकर्माणि सिद्धयन्ति राजमान्यो भवेन्नरः ॥५९॥

षष्ठेऽष्टमे पञ्चमे वा नवमे द्वादशे तथा। सौम्यक्रूरग्रहैर्योगे राज मान्यो न संशयः ॥६०॥

અર્થ – જેને ધનુરાશિમા શુક્ર, મકર રાશિમાં બૃહસ્પતિ, કુભ રાશિમા સૂર્ય અને મીન રાશિમા મગળ હોય, તો તે મનુષ્ય ત્રીસ વર્ષની વયે સપૂર્ણ કર્મો કરનારા બને છે.

જેને કર્ક રાશિમાં બૃહસ્પતિ હોય અને અગ્યારમે ચન્દ્રમા બુધ અને શુક્ર હોય તથા મેષ રાશિમાં સૂર્ય હોય, તો તે રાજા બને છે.

જેને દશમાં સ્થાનમાં બૃહસ્પતિ, બુધ, શુક્ર તથા ચન્દ્રમા હોય, તેનાં સર્વકાર્યો સિદ્ધ થાય છે અને તે રાજાઓમા પૂજ્ય બને છે.

જેને છઠ્ઠે, આઠમે, પાંચમે, નવમે અને બારમે શુભગ્રહ અને ક્રુરગ્રહ હોય, તે પણ રાજાઓમાં પૂજ્ય બને છે.

पञ्चमे च यदा षष्ठे चाष्टमे नवमे क्रमात्। भौमराहुसितार्का· स्युर्जातकः कुलपालकः ॥६१॥

लग्ने सौरिस्तथा चन्द्रश्चाष्टमे भार्गवो यदा। जायतेऽत्र नृपो योगे मानी भूरिप्रियः सदा ॥६२॥

मिथुनस्थो यदा राहुः सिंहस्थो भूमिनन्दनः। अत्र योगे नरो जातो नृपोऽश्वगजनायक ॥६३॥

અર્થ:– જેને પાંચમે મગળ છઠ્ઠે રાહુ, આઠમે શુક્ર અને નવમે સૂર્ય હોય, તે કુળનુ પાલન કરનારો બને છે

લગ્નમાં શનિ તથા ચન્ મા અને આઠમે શુક્ર હોય એવા યોગમાં જન્મેલો માણસ, સન્માની અને બહુ લોકપ્રિય બને છે.

મિથુન રાશિમા રાહુ અને સિહ રાશિમાં મગળ હોય એવા યોગમાં જનમેલો માણુસ અશ્વો અને હાથીનો સ્વામી બને છે. અર્થાત્ રાજા બને છે.

चापार्द्धे शशिना युक्तो यदिसूर्यः प्रजायते ।
लग्ने च सबलो मंदो मकरे च कुजो भवेत् ।।६४।।

अत्र योगे समुत्पन्नो महाराजो भवेन्नरः ।
दूरादेव नमन्त्यस्य प्रतापैश्चरणौ नृपाः ।।६५।।

उच्चाभिलाषुकः सूर्य स्त्रिकोणस्थो यदा भवत् ।
अपि नीचकुले जातो राजा स्याद्धनपूरितः ।।६६।।

અર્થઃ- ધનુરાશિના અર્ધા ભાગમાં ચન્દ્રમા યુક્ત સૂર્ય લગ્નમાં હોય, વળી શનિ અને મકર રાશિમા મગળ હોય તો આ યોગમા જન્મેલો માણસ મહારાજા બને છે. અને રાજાઓ તેને જોતાં દુરથી પણ તેને પ્રણામ કરે છે.

જેને ઉચ્ચાભિલાષી સુર્ય નવમે યા પાંચમે પડે, તે માણસ નીચ કુળમાં જન્મેલો હોય તો પણ સમૃદ્ધ રાજા બને છે.

धनस्थाने यदा शुक्रो, दशमे च बृहस्पतिः ।
षष्ठे च सिंहिकापुत्रो, राजा भवति विक्रमी ।। ७।।

चतुर्ग्रहा यदेकत्र यदि सौम्या भवन्तिहि ।
भ्रातृ धी धर्म लग्नाद्यै राजयोगो भवेदयम् ।।६८।।

सर्वैर्ग्रहैर्यदा चन्द्रो विना हेलि निरीक्ष्यते ।
षष्ठाष्टमे च जामित्रे स दीर्घायुर्नराधिपः ।।६९।।

नवमे पञ्चम स्थाने चतुर्थे च यदा ग्रहाः ।
आदौ जातश्च नश्यन्ति पश्चाज्जातश्च जीवति ।।७०।।

विवाहितायामन्य स्यामेक पुत्रो भवेत्तदा ।
विख्यातो भुवने त्यागी स दीर्घायुर्महीपतिः ।।७१।।

અર્થ:- જેના બીજા સ્થાનમાં શુક્ર, દશમે બ્રહસ્પતિ અને છટ્ઠે રાહુ હોય, તે માણુસ પરાક્રમી રાજા બને છે.

જેના ચાર ગ્રહો (શુભ અશુભ બંને) એક જ સ્થાન પૈકી- ત્રીજા, પાંચમા, નવમા, લગ્ન અને બીજા એ એકમાં જ રહેલા હોય તો પણ રાજયોગ થાય છે.

છઠ્ઠા, આઠમા, સાતમા સ્થાનમાં રહેલા ચન્દ્રમા સિવાય, બધા ગ્રહો સૂર્યને જોતા હોય એવા યોગમાં જન્મેલો માણુસ દીર્ઘાયુષી રાજા બને છે.

નવમા, પાંચમા ચોથા એ સ્થનોમાં બધા ગ્રહો રહેલા હોય તો આ યોગમાં પ્રથમ જન્મેલો મરી જાય છે અને પછી જન્મેલો જીવે છે. આ યોગમાં જન્મેલા માણુસને બીજીવારના લગ્નથી એક પુત્ર થાય છે, તે સંસારમાં પ્રસિદ્ધ, ત્યાગી અને દીર્ઘાયુષી રાજા બને છે.

कन्यया च यदा राहुः, शुक्रो भौमः शनिस्तथा।
तत्र जातस्य जायेत, कुबेरादधिकं धनम् ।७२।

लग्ने मीने जीवशुक्रौ, मेषेऽर्को मकरे कुजः।
दासवशेऽपि जातोऽसौ, राजा छत्र धरो भवेत् ।७३।

भ्रातृस्थाने यदा जीवो, लाभस्थाने यदा शशी।
स लोके गृहमध्यस्थो जायते कुलदीपक. ।७४।

અર્થ:- રાહુ, શુક્ર, મંગળ તથા શનિ, કન્યા રાશિમાં રહેલા હોય એવા યોગમાં જન્મેલો માણુસ કુબેરથી અધિક સંપત્તિવાળો બને છે.

જેના લગ્નમાં બ્રહસ્પતિ હોય, મીનરાશિમાં શુક્ર હોય. મેષમાં સૂર્ય હોય, મકરમાં મંગળ હોય, તે માણુસ દાસકુળમાં જન્મેલો હોય તો પણ છત્રધારી રાજા બને છે.

જેના દશમા સ્થાનમાં બ્રહસ્પતિ અને અગ્યારમા ભાવમાં ચન્દ્રમા હોય, તે દુનિયામાં કુળદીપક બને છે.

दशमस्थौ बुधादित्यौ, षष्ठे राहुधरासुतौ ।
राजयोगोऽत्र यो जातः स पुमान्नायको भवेत् ।७५।

चतुर्ग्रहैरेकगृहे च सस्थैर्धीधर्मंदु श्चिक्यतनुस्थितैर्वा ।
दासश्चजातः क्षितिपाल तुल्यो भवेन्नरेन्द्रोऽथ समुद्र पारगः।७६।

અર્થઃ- દશમા સ્થાનમાં બુધ, સૂર્ય અને છઠ્ઠે રાહુ, મંગળ હોય તો રાજયોગ થાય છે.

જેના ચાર ગ્રહો એક જ ઘરમાં થઈને બીજા, નવમા, ત્રીજા તથા લગ્નમાં રહેલા હોય તો તે માણસ દાસકુળમાં જન્મેલો હોવા છતા રાજા તુલ્ય બનીને સમુદ્રની પાર પહોચે છે. એવો પ્રભાવશાળી નીવડે છે.

सुरगुरुश शियुक्ते ककटे हे लग्न सस्थे
भृगुतनय बलिष्ठः केन्द्रयातोऽथ शैपैः ।
शिव सहज रिपु स्थैर्यस्य जन्मात्र योगे
नियतमिति यदायुश्चक्रवर्ती नरेशः ।७७।

तुले मीन मेषे वृषे दैत्यपुत्रो भवेद्राजमानी कलाकौतुकी च ।
त्रयं पुत्रजात चिरजीवतां च भवेद्वत्सरे वह्नि युग्मे (२३)
च भुक्ते ।७८।

लग्नाधिपतिः केन्द्रे बलपरिपूर्णः करोति नृपतुल्यम् ।
गोपालकुलेऽपि जातं किं पुनरिह नृपति सभूतम् ।७९।

અર્થઃ- કર્ક રાશિમા બૃહસ્પતિ, ચન્દ્રમા સાથે રહેલો હોય, અને બળવાન શુક્ર કેન્દ્રમાં હોય તેમજ બાકીના ગ્રહો અગ્યારમે, ત્રીજે, છઠ્ઠે રહેલા હોય આ યોગમાં જન્મેલો પુરૂષ દીર્ઘ આયુષ્ય-

વાળો ચક્રવર્તી રાજા બને છે.

જેને શુક્ર, તુલા, મીન, મેષ, વૃષ એ રાશિઓમાં હોય, તે પુરૂષ રાજાનો માનીતો અને કલા–કૌતુકસંપન્ન બને છે. તે પુરૂષને મોટી ઉમરે ત્રણ પુત્રો થાય છે.

જેના લગ્નનો સ્વામી બળવાન થઈને કેન્દ્રમાં રહેલો હોય, તે પુરૂષ જો ગોવાળના કુળમાં જન્મ્યો હોય તો શી નવાઈ ? કારણ કે તે રાજાનો પુત્ર થાય છે.

रवि स्तृतीथे भृगुनन्दनः सुखे बुधौ द्वितीये यदि पञ्चमे स्थितः ।
न नीचराशौ न च खान्त वेश्मगो भवेन्नरेन्द्रस्त्रिसमुद्र पालकः ।८०।

यदि भवति च केन्द्रे धर्मगे स्वोच्चसंस्थे
सुतभवनगतश्चेद्वाकपमतिर्जन्मकाले ।
स भवति नरनाथः सार्वभौमो जितारिः
शशिबुधभृगुपुत्रैरन्वितो वीक्षितो वा ।८१।

અર્થઃ– જેને સૂર્ય ત્રીજા સ્થાનમાં હોય, શુક્ર ચોથે હોય બુધ બીજે યા પાંચમે પણ નીચ રાશિમાં હોય અને દશમા–અગ્યારમા તેમજ બારમા સ્થાનમાં કોઈ ગ્રહ ન હોય તે પુરૂષ ત્રણ સમુદ્ર પર્યંતના પ્રદેશનો રાજા બને છે.

જેને જન્મ સમયે ઉચ્ચનો બૃહસ્પતિ, કેન્દ્ર (૧–૪–૭–૧૦)માં યા નવમે કે પાંચમે રહેલો હોય અને ચન્દ્રમા, બુધ, શુક્રની સાથે હોય અથવા બુધ, શુક્રની દૃષ્ટિમાં હોય. તો તે માણસ શત્રુઓને જીતનારો સાર્વભૌમ ચક્રવર્તી બને છે.

विलग्ननाथः खलजात संस्थः सुहृद्गृहे मित्रयुतो यदि स्थितः ।
करोति सर्वं पृथिवीतलस्य दुर्वारवैरिघ्नमहोदयं शुभम् ।८२।

लग्न विहाय केन्द्रे सकलकला पूरितो निशानाथः
विदधाति महीपालं विक्रम बलवाहनो पेतम् ।८३।

स्वोच्चैः स्वकीयभवने क्षितिपालतुल्यो लग्नेऽर्कजे भवति
देशपुराधिनाथः । दारिद्र्यदुःखपरिपीडित एव लोकः
शेषेषु सर्वं जननिन्द्यशरीर चेष्ट ।८४।

लग्ने उच्च पद गते दिनपतौ चंद्रे धनस्थे भृगौ दुश्चिक्ये
तमसंयुते सुखगते जीवे व्ययस्थे बुधे । लाभे सूर्यसुते हि शत्रु-
भवने याते कुले भूपते र्जातोऽय मनुजः सदा
नृपगणे सम्राटपदं गच्छति ।८५।

અર્થઃ- જેના જન્મ સમયે લગ્નનો સ્વામી મિત્રના ઘરમાં, મિત્રની સાથે જો દશમા સ્થાનમાં, લગ્નમાં યા સાતમે રહેલો હોય તો તે પુરૂષ પૃથ્વી પર વેરીઓનો નાશ કરનારો પ્રતાપી પુરૂષ નીવડે છે.

જેનો પૂર્ણ બળવાન ચન્દ્રમા, લગ્નના ઘરને છાડીને કેન્દ્ર (૧-૪-૭-૧૦)માં રહેલો હોય તો તે પુરૂષ પરાક્રમ, બળ, વાહનાદિ યુક્ત રાજા બને છે.

પણ જો સ્વક્ષેત્રી ઉચ્ચનો ન હોય તો તે માણુસ દુઃખ દારિદ્રથી પીડાય છે તેમજ સર્વજનો તેની નિંદા કરે છે.

ઉચ્ચનો સૂર્ય લગ્નમાં હોય, ચન્દ્રમા બીજે હોય, શુક્ર ત્રીજે હોય અને રાહુ સહિત બૃહસ્પતિ ચોથે હોય, બુધ બારમે અને શનિ અગ્યારમે યા છઠ્ઠે હોય-એ યોગમાં રાજવંશમાં જન્મેલો માણુસ રાજાઓમા પણ સમ્રાટની પદવી ધારણ કરનારો બને છે.

उच्चाभिलाषी सविता त्रिकोणे शशी तथा जन्मनि यस्य जन्तोः ।
तस्यातिपृथ्वी बहु रत्नपूर्णा बृहस्पतिः कर्कटके यदि स्यात् ।८६।

सर्वेप्याकाशवासाः स्फटिक विशलताकाशकार्पासभेशो लग्नं संवी-
क्षमाणो नरपति तिलक तं समुत्पादयन्ति। नीयन्तेऽस्य प्रश-
स्त्यै जल्दनिभमथ श्वेतमानं यशोभि र्बिभ्राणं शेसुशंका मधुमथ-
नमतो भद्रमाला र्पित श्रीः ।८७।

અર્થઃ- જેને ઉચ્ચાભિલાસી અર્થાત્ મીન રાશિનો સૂર્ય ત્રિકો-
ણમાં હોય તથા ચન્દ્રમા મેષનો હોય, ત્રિકોણમાં બૃહસ્પતિ કર્ક રાશિમાં,
હોય તો તે પુરૂષ પૃથ્વીને રક્ત વડે રંગે છે. અર્થાત્ તે મહાપરાક્રમી
યોદ્ધો બને છે.

જેના બધા જ ગ્રહો તથા દશમ અને જન્મ-લગ્નનો સ્વામી,
લગ્નને દેખતો હોય, તો તે ઉચિત પ્રશંસાવાળો, ઉજવળ યશવાળો,
શંકારહિત, ભ્રમણ કરનારો, શત્રુઓનો નાશ કરનારો અને કલ્યાણ-
માળા, લક્ષ્મી ધારણ કરનારો મુખ્ય રાજા બને છે.

सर्वैर्गगन श्रमणैर्दृष्टे भवेन्महीपालः ।
बलिभिः सौख्यार्थयुतो, विगतभयो दीर्घजोवी च ।८८।

चतुर्थे भवने शुक्रो, दशमे च धरा सुतः ।
रविः सौरिर्भवे द्युक्तो राजा भवति निश्चितम् ।८९।

मिथुनेऽजे वृषे मीने कुम्भे च मकरे ग्रहाः ।
यो योगेऽस्मिन्नरो जातो जायते गज यानवान् ।९०।

जीवनिशाकर सूर्याः पञ्चमनवम तृतीयगाः ।
लग्नाद्यपि भवति तदा राजा कुबेरतुल्यो धनप्रसवैः ।९१।

અર્થઃ- જેના જન્મ-લગ્નને સંપૂર્ણ ગ્રહ દેખતો હોય તો
તે બલકર સહિત સૌખ્ય, લક્ષ્મીવાન, ભયવિનાનો અને મોટી ઉંમર-
વાળો રાજા બને છે.

ચોથે શુક્ર, દશમે મંગલ અને રાહુ તથા શનિ ક્રરયુક્ત સ્થિર હોય તેવા યોગમાં ઉત્પન્ન થયેલો અવશ્ય રાજા હોય છે.

મિથુન, મેષ, વૃષભ, મીન, કુંભ, મકર એ રાશિઓમાં પૂર્ણ ગ્રહ સ્થિર હોય તો તેવા યોગમાં પેદા થયેલ હોય તે હાથીઓને રાખનારો હોય છે. અથવા ઉત્તમ હાથીઓ તેની પાસે હોય છે.

જેનો ગુરુ પાંચમો ચન્દ્રમા નવમો અને સૂર્ય ત્રીજા સ્થાનમાં બેઠેલો હોય તે કુબેરની સમાન ધન મેળવીને રાજા બને છે.

सिहे जीवस्तुलाकीट धनुर्मकर केषु च ।
ग्रहाश्चान्ये यदा जातो देशभोगी भवेन्नरः ।९२।

स्वगृहे च भवेत्सूर्यस्तुलाया च भवेत् सितः ।
मिथुने तिष्ठति सौरी राजयोगः प्रजायते ।९३।

षष्ठे च पचमे चैव नवमे द्वादशे तथा ।
सौम्यक्रूरग्रहा योगा राजमान्यः सकण्टकः ।९४।

त्रिकोण कोणे बुध जीव शुक्राश्चि षट्दशे सोमसुतेऽर्कपुत्रे ।
जायास्थिते चेत्परिपूर्णचद्रे नूनं सजातो नृपतेः समानः ।९५।

અર્થ:- જેને બૃહસ્પતિ સિંહ રાશિમાં હોય અને બાકીના ગ્રહો તુલા, વૃશ્ચિક, ધનુ, મકર—એ રાશિઓમાં હોય તે પુરૂષ દેશને ભોગવનારો બને છે.

સૂર્ય પોતાના ઘરમાં હોય, શુક્ર તુલા રાશિમાં હોય, શનિ મિથુનમાં હોય તો પણ રાજયોગ થાય છે.

જેને છઠ્ઠે, પાંચમે, બારમે શુભ અને ક્રુર ગ્રહો રહેલા હોય તે કંટક સહિત રાજમાન્ય થાય છે.

ત્રિકોણમાં બુધ, બૃહસ્પતિ અને શુક્ર હોય તથા ત્રીજે; છઠ્ઠે,

દશમે બુધ અને શનિ હોય, અને પૂર્ણ ચન્દ્રમાં સાતમે રહેલો હોય, એ યોગમાં જન્મેલો માણસ રાજા સમાન બને છે.

लग्ने सौरिस्तथा चन्द्रश्चाष्टमे भवने सितः ।
राजमान्यो महाकामी भोगपत्नी जनस्तथा ।९६।

धने शुक्रश्च भौमश्च मीने जीवो घटे बुधः ।
नीचश्चन्द्रः सूर्ययुक्तो राजयोगोऽभिधीयते ।९७।

अस्मिन् योगे नरो जातो, जातो राजा विभववर्जितः ।
दान भोगादि विख्यातः सम्मान्यः स भवेन्नरः ।९८।

मीने शुक्रो बुधश्चान्ते लग्ने सूर्यः शशी धने ।
सहजे च भवेद्राहू राज योगः प्रचक्ष्यते ।९९।

मीने जीवस्तथा शुक्रश्चन्द्रमाश्च यदा भवेत् ।
तस्य जातस्य राज्यं स्यात् पत्नी च बहुपुत्रिका ।१००।

અર્થ:- જેને શનિ લગ્નમાં અથવા ચન્દ્રમા લગ્નમાં હોય અને મંગળ આઠમે હોય તે પુરૂષ રાજમાન્ય, મહાકામી અને ભોગવૃત્તિવાળી પત્નીનો પતિ બને છે.

શુક્ર અને મંગળ ધનુરાશિમાં હોય, બ્રહસ્પતિ મીનમાં, કુંભમાં બુધ અને નીચરાશિ (૮) માં ચન્દ્રમા સૂર્ય સાથે રહેલો, હોય તો રાજયોગ થાય છે.

આ યોગમાં જન્મેલો માણસ વૈભવહીન રાજા બને છે. અને દાનભોગાદિ વડે વિખ્યાત બને છે.

મીનરાશિમાં શુક્ર, બારમે બુધ, લગ્નમાં સૂર્ય, બીજે ચન્દ્રમા અને ત્રીજે રાહુ હોય તો રાજયોગ થાય છે

જેને મીનરાશિમાં બ્રહસ્પતિ તથા શુક્ર અને ચન્દ્રમા રહેલા હોય તે બહુપુત્ર પત્નીઓવાળો રાજા બને છે.

आयस्थाने यदा सौम्यः क्रूरस्थानीयचन्द्रमा. ।
कर्मस्थाने पुनः सौम्यस्तदा राज्यं विधीय ते ।१।

आदौ जीवः पच्चमे च दशमे चन्द्रमा भवेत् ।
राजमान्यो महाबुद्धिस्तेजस्वी चाति तेजसः ।२।

અર્થ:- અગ્યારમે શુભ ગ્રહો હોય અને ક્રુર રાશિમાં ચન્દ્રમા હોય તથા દશમ ભાવમાં પણ શુભગ્રહ રહેલા હોય, તો રાજયોગ થાય છે.

જેને લગ્નમાં બ્રહસ્પતિ અને પાંચમે તથા દશમે ચન્દ્રમા રહેલો હોય, તે માણસ રાજમાન્ય મહાબુદ્ધિશાળી, તેજસ્વી અને પ્રતાપી બને છે.

(રાજયોગ પૂરો થયો)

## [૯૩] અરિષ્ટયોગ

### તેમાં— તનુભાવ ફળ

सूर्याच्च नवमे तातश्चन्द्रे माता चतुर्थगः ।
भौमस्य तृतीये भ्राता, बुधे चतुर्थमातुलः ।३।

गुरोः पच्चमत्त पुत्रो भृगुः सप्तमतः स्त्रियाः ।
शनेरष्टमतो मृत्युर्यदाक्रूरो भवेन्नरः ।४।

અર્થ:- સુર્યથી નવમુ સ્થાન પિતાનુ છે. ચન્દ્રમાથી ચોથુ સ્થાન માતાનું છે, મંગળથી ત્રીજુ સ્થાન ભાઇઓનુ છે, બુધથી ચોથું સ્થાન મામાઓનુ છે. બ્રહસ્પતિથી પાચમુ સ્થાન પુત્રોનું છે. શુક્રથી સાતમુ સ્થાન સ્ત્રીનું છે. અને શનિથી આઠમું મૃત્યુ-સ્થાન છે. એટલે આમાં જો ક્રુર ગ્રહ હોય તો ક્રમશઃ સર્વને અનિષ્ટ માનવા.

## (૯૪) દ્વાદશ ભવન વિચાર

**પહેલાં અરિષ્ટની વાત રજુ થાય છે.**

सूर्यो भौमस्तथा राहुः शनि मूर्तौ यदान्वितः ।
सन्तापो रक्तपीडा च सौम्येः सर्वं विरोगता ।५।

गौमक्षेत्रे यदा जीवो, जीवक्षेत्रे च भूसुतः ।
द्वादशे वत्सरे मृत्यु बालकस्य न संशयः ।६।

धनस्थाने यदा भौमः शनैश्चरसमन्वितः ।
सहजे ज भवेद्राहुर्वर्षमेकं स जीवति ।७।

चतुर्थे च यदा राहुः षष्ठे चन्द्रोऽष्टमे.ऽपि वा ।
सद्यश्चैव भवेन्मृत्यु शंकरो यदि रक्षति ।८।

अष्टमस्थो निशानाथः केन्द्रे पापेन संयुत. ।
चतुर्थे च यदा राहुर्वर्षमेकं स जीवति ।९।

लग्ने व्यये धने क्रूरो यदा मृत्यौ च जायते ।
विष्ठाया मार्गबन्ध. स्याद्द्वादशाष्टमवत्सरे ।१०।

અર્થઃ– જેના જન્મ સમયે સૂર્ય, મંગળ તથા રાહુ– શનિ લગ્નમા રહેલા હોય તે માણસ સતાપ અને લોહીના દર્દથી પીડાય છે અને જો શુભ ગ્રહો રહેલા હોય તો નીરોગી રહે છે.

જેના જન્મ સમયે બ્રહસ્પતિ મંગળના સ્થાન (૧–૮) માં રહેલો હોય અને બ્રહસ્પતિના સ્થાન (૯–૧૨) માં મંગળ રહેલો હોય તે વ્યકિત બારમા વર્ષે મૃત્યુ પામે છે.

જેના બીજા સ્થાનમાં શનિ સાથે મંગળ હોય અને ત્રીજા સ્થાનમાં રાહુ હોય, તો તે જાતક એક વર્ષ જીવે છે.

જેના ચોથા સ્થાનમાં રાહુ અને છઠ્ઠા અથવા આઠમે ચન્દ્રમા

હોય, તો તે બાળક શંકરથી રક્ષાએલો હોય તો પણ તરત મૃત્યુ પામે છે.

જેના આઠમા સ્થાનમાં ચન્દ્રમા હોય અને કેન્દ્રસ્થાન પાપ ગ્રહયુક્ત હોય તથા રાહુ ચોથે રહેલો હોય તો તે બાળક એક વર્ષ જીવે છે.

જેના લગ્નમાં બારમે, બીજે અને આઠમા સ્થાનમાં ક્રુર ગ્રહો હોય તે બાળક ઝાડે ફરવાનો માર્ગ બંધ થવાથી બારમા યા આઠમા દિવસે મૃત્યુ પામે છે.

सप्तमे भवने भौमो ह्यष्टमे भार्गवो यदा ।
नवमे भवने सूर्यश्चाल्पायुस्तस्य कथ्यते ।११।

धने क्रूरः स्वभवने क्रूरः पातालगो यदा ।
दशमे भवने क्रूरः कष्टं जीवति जातकः ।१२।

स्मरे व्यय च सहजे मध्ये क्रूरे यदा ग्रहाः ।
तदा जातस्य बालस्य शरीरे कष्टमादिशेत् ।१३।
लग्न स्थाने यदा भौमो द्वादशे च यदा गुरुः ।
शुक्रः शत्रुगृहेयस्य, मासमेकं स जीवति ।१४।
क्षीणचन्द्रे गते लग्ने क्रूरग्रह निरीक्षते ।
द्वितीये द्वादशे भौमो मासमेक स जीवति ।१५।

અર્થ : જેના સાતમા સ્થાનમાં મંગળ, આઠમામાં બુધ અને નવમામાં સુર્ય હોય, તે અલ્પ આયુષ્યવાળો હોય છે.

જેના ધનભાવમાં ક્રુર ગ્રહ હોય અને સ્વગૃહી ક્રુર ચોથે હોય તથા દશમે ક્રુર ગ્રહ હોય તે બાળક કષ્ટપૂર્વક જીવે છે.

જેને સાતમે, બારમે, ત્રીજે અને દશમે ક્રુર ગ્રહ હોય, તે બાળકનું શરીર કષ્ટગ્રસ્ત રહે છે.

જેને લગ્નમાં મંગળ હોય, બારમે બુહસ્પતિ હોય અને શુક્ર શત્રુના ઘરમાં હોય, તે બાળક ફક્ત એક માસ જીવે છે.

જેને ક્ષીણ ચન્દ્રમા, પાપ ગ્રહની દૃષ્ટિવાળા લગ્નમાં રહેલો હોય, અને બીજે તથા બારમે મંગળ હોય, તે બાળક પણ એક માસ જીવે છે.

मूर्तिसप्तमथोः क्रूराः पापा व्ययद्वितोयगाः ।
चतुर्थे च यदा राहुः सप्ताहान्म्रियते तदा ।१६।

षष्ठाष्टमे ऽपि चन्द्रः सद्यो मरणाय पाप सन्दृष्टः ।
अष्टाभिः शुभदृष्टो वर्षैर्मिं श्रैस्तदर्द्धेन ।१७।

द्वादशस्थो यदा सौरिर्लग्न संस्थश्चभूसुतः ।
चतुर्थो रोहिणेयश्च ह्यष्ट मासान् स जीवति ।१८।

शुभलग्ने यदा जीवो ह्यष्टमे च शनैश्चरः ।
रन्ध्रसंस्थे च पापे च सद्योमृत्युप्रदो भवेत् ।१९।

चतुर्थे नवम मूर्ये अष्टमे च बृहस्पतौ ।
द्वादशे च शशांके च सद्यो मृत्करो भवेत् ।२०

અર્થ : જેને લગ્નમાં અને સાતમે ક્રુર ગ્રહ રહેલ હોય અને પાપ ગ્રહ બારમે બીજે રહેલ હોય તથા ચોથે રાહુ રહેલ હોય, તે બાળક સાત દિવસમાં મૃત્યુ પામે છે.

જેને પાપ- દૃષ્ટ ચન્દ્રમા છટ્ઠે કે આઠમે રહેલ હોય તે તરત મરી જાય છે.

જો શુભ ગ્રહ દેખતા હોય તો તે બાળક આઠમે વર્ષે અને પાપ- શુભ બને પ્રકારના ગ્રહો દેખતા હોય તો ચાર વર્ષની વયે મરી જાય છે.

જેને બારમે શનિ, લગ્નમાં મંગળ અને ચોથે બુધ રહેલો હોય, તે બાળક આઠ મહિના જીવે છે.

જેને બૃહસ્પતિ શુભ રાશિમાં રહેલો હોય, આઠમે શનિ હોય તથા આઠમા સ્થાનમાં પાપ ગ્રહ રહેલા હોય, તે બાળક તરત મૃત્યુ પામે છે.

જેને ચોથે યા નવમે સૂર્ય હોય અને આઠમે બ્રહસ્પતિ રહેલો હોય તથા બારમે ચન્દ્રમા હોય તે તરત મૃત્યુ પામે છે.

शशिसूर्यसिते केन्द्रे संयुक्तश्चन्द्रजार्किणा ।
हन्ति वर्षद्वयेनैव जातकं शिष्टभावितः ।२१।

गुरुर्मन्दगृहे वक्री मन्दगे बुधभास्करे ।
ईप्सितं कुरुते मृत्युं मदे चैकादशे ध्रुवम् ।२२।

सूर्यमन्दगृहे शुक्रो गुरुणा च विलोकितः ।
नवभिर्मारयत्येनं वर्षैर्जातं न संशयः ।२३।

सूर्येण सहितश्चन्द्रो बुधस्थानगतः सदा ।
न वीक्षितश्च सौम्येन नव वर्षेण मृत्युदः ।२४।

बुधः सूर्येन्दु संयुक्तो वीक्षितोऽपि शुभैर्ग्रहैः ।
वर्षैरेकादशैस्तेन मारयत्येव निश्चितम् ।२५।

અર્થ :– જેને શુક્ર, ચન્દ્રમા અને સૂર્ય, કેન્દ્રસ્થાનમાં બુધ શનિની સાથે રહેલા હોય, તે બાળક બે વર્ષમાં મૃત્યુ પામે છે.

જેને બ્રહસ્પતિ વક્રી થઈને શનિના ઘર (૧૦–૧૧)માં રહેલો હોય અને બુધ, સૂર્ય સાતમા સ્થાનમાં હોય તે સ્વેચ્છા મુજબ મૃત્યુ પામે છે. પણ જો અગ્યારમે શનિ હોય તો તરત મૃત્યુ પામે છે

જેને શુક્ર, બ્રહસ્પતિની દૃષ્ટિમાં રહેલા સૂર્ય અથવા મંગળના ઘરમાં રહેલા હોય તે બાળક નવ વર્ષ પછી મૃત્યુ પામે છે.

જેને સૂર્યયુક્ત ચન્દ્રમા બુધના સ્થાન (૬–૩)માં રહેલો હોય અને બુધની દૃષ્ટિ તેના ઉપર ન પડતી હોય, તે બાળક નવમા વર્ષે મૃત્યુ પામે છે.

તો તે માનવોને પૂર્વ ભવમાં મધ્યમ સ્થિતિવાળા જાણવા જોઈએ.

અને જો તે જ ગ્રહો પોતાના નીચ સ્થાનમાં રહેલા હોય તો તે માનવ પ્રાણિઓને પૂર્વ ભવમાં નીચ દશાવાળા જાણવા.

જેને આઠમા સ્થાનમાં ચર રાશિ હોય તે માનવ પ્રાણિ પરદેશમાં, સ્થિર રાશિ હોય તો સ્વદેશમાં દ્વિસ્વભાવ રાશિ હો યતો તો તે રસ્તામાં મૃત્યુ પામે છે.

જે મનુષ્યના જન્મ સમયે લગ્નથી આઠમા સ્થાનમાં કોઈ ગ્રહ ન હોય તો તે આઠમા સ્થાનને, જે ગ્રહ બળવાન બનીને જોતો હોય તે ગ્રહની પૂર્વોક્ત કફ-વાત-પિત્તાદિ જન્ય દૂષિત અસરથી તેનુ મરણ થાય છે અને જે બળવાન ગ્રહ પણ વધુ દેખતો હોય તો બહુ પ્રકારના ધાતુના કોપથી તે માણસ મૃત્યુ પામે છે.

જો સૂર્ય મરણનો હેતુ હોય, તો પિત્ત પ્રકોપથી મરણ થાય, ચન્દ્ર હોય તો કફથી મગળ હોય તો પિત્તથી બુધ હોય, તો ત્રિદોષથી, ગુરુ હોય તો કફથી, શુક્ર હોય તો અગ્નિથી અને શનિ હોય તો પણ અગ્નિથી પ્રાણીનું મરણ થાય છે.

## ૧૦૩ ભાગ્યભવન વિચાર

विहाय सर्व गण के विंचिन्त्य भाग्यालयं केवलमत्र यत्नात् ।
आयुश्च माता च पिता च वन्धु र्भाग्यान्वि ते नैव
भवन्ति धन्याः ।१।

यस्यास्ति भाग्य स नरः कुलीनः, स पण्डितः स
श्रुतिमान् गुणज्ञ. । स एव वक्ता, स च दर्शनीयो
भाग्यान्वित. सर्वगुणरुपेत ।२।

**અર્થ** :- જ્યોતિષીઓએ બાર ભાવોના વિચાર છોડીને પ્રથમ ભાગ્ય ભાવનો વિચાર કરવો જોઇએ.

જે ભાગ્યવાન છે. તેના આયુષ્ય, માતા-પિતા-ભાઇ એ બધાને ધન્ય છે.

જે ભાગ્યવાન છે, તે પુરુષ કુળવાન છે, પંડિત છે, ગુણજ્ઞ છે, વક્તા છે, દર્શનીય છે અને સર્વગુણોને ધારણ કરનારો છે.

### ૧૦૪ ભાગ્યોદય લક્ષણ

द्वाविंशे रविणा च वर्षकथितं, चन्द्रे चतुर्विंशति ह्यष्टा
त्रिंशति भूमि नन्दनमतं दातुर्बुधे च स्मृतम् । जीवे
षोडश भृगोः पञ्च विंशति तथा षट्त्रिंश सौरी
वदेत् कर्मेशात्खलु क्रम चैव कथितं लग्नाधिपैः चेत्स्मृतम् ।३।

भाग्य योगान्तरे सौरिः स्थितो जन्म यथा भवेत् ।
लग्नपे तु विशेषेण यावज्जीवं समृद्धिमान् ।४।

मूर्तेश्चापि निशापतेश्च नवम भाग्यालयं कीर्तितं तत्वस्व
स्वामियुते क्षितं प्रकुरुते भाग्य च देशोद्भवम् । चेदन्यै
विषयान्तरेऽत्र शुभदाः स्वोच्चादिगाः सर्वदा कुर्युर्भाग्यम
साधवो न च बलादुःखो पलब्धिं पराम् ।५।

**અર્થ** :- નવમા ભાવમાં રહેલા ગ્રહ દ્વારા ભાગ્યોદય, દશમા ભાવના સ્વામીથી કર્મ એવં લગ્નાધિપતિથી કરીને આ પ્રકારે ક્રમ જાણવો.

એટલે સૂર્યથી ૨૨ વર્ષ, ચન્દ્રમાથી ૨૪ વર્ષ, મંગળથી ૨૮ વર્ષ, બુધથી ૩૨ વર્ષ, ગુરુથી ૧૬ વર્ષ, શુક્રથી ૨૬ વર્ષ અને અને શનિથી ૩૬ વર્ષ પર ભાગ્યોદય કહેવો જોઈએ.

જે માણુસના જન્મ સમયે ભાગ્યયોગના અંતરાળે ખાસ કરીને શનિ, લગ્નના સ્વામી તરીકે રહેલો હોય, તે માણુસ જીવે છે ત્યાં સુધી સમૃદ્ધિવાન રહે છે.

લગ્નથી યા ચન્દ્રમાથી જે નવમું સ્થાન છે તે ભાગ્યસ્થન છે તેનો સ્વામી પોતાના ભાવમાં બેસે યા પોતાના સ્થાનને દેખે, તો તે મનુષ્યનો ભાગ્યોદય પોતાના દેશમાં થાય છે. અને જો ભાગ્ય-ભાવને પોતાનો સ્વામી ન જોતો હોય, પણુ શુભ ગ્રહો દેખતા હોય તો તે માણુસનો ભાગ્યોદય પરદેશમાં થાય છે.

અને જો ભાગ્યાધીશ પોતાની ઉચ્ચ રાશિમાં બળવાન થઈને બેસે યા દેખે તો તેનો ભાગ્યોદય હંમેશા રહે છે અને જો ગ્રહો નિર્બળ હોય યા તેના ઉપર પાપગ્રહોની દષ્ટિ હોય તો ભાગ્યનો ઉદય મહા કષ્ટે થાય છે.

भाग्येश्वरो भाग्यगतोऽस्ति किवा स्वस्थानगः सार विरा-
जमानः । भाग्याश्रितः कोऽस्ति विचार्य सर्वमत्यल्पमल्प
परिकल्पनीयम् ।६।

तनुत्रि सूनूपगतो ग्रहश्चेद्यो वाधिवीर्यो नवमं प्रवश्येत् ।
यस्य प्रसूतौ स तु भाग्यशाली विलासशीलो बहुलार्थ युक्तः ।७।

चेद् भाग्यगामी खचरः स्वगेहे सौम्येक्षितो यस्य नरस्य सूतौ ।
भाग्याधिशाली स्वकुलाव तंसो हसो यथा मानसराजमान. ।८।

पूर्णेन्दुयुक्तौ रविभूमि पुत्रौ भाग्यस्थितौ सत्त्व समन्वितौ च ।
वशानु मानात्सचिवं नृप वा कुर्वन्ति ते सौम्यदशां विशेषात् ।९।

स्वोच्चो पगो भाग्यगृहे न भोगो नरस्य योग कुरुते च लक्ष्म्या ।
सौम्ये क्षितोऽसौ यदि भूमिपाल दन्तावलोत्कृष्ट विलासशीलम् ।१०।

અર્થ :- જે માણસના ભાગ્યનો સ્વામી ભાગ્યભાવમાં હોય અથવા કેન્દ્ર ત્રિકોણમાં બળવાન થઈને બેઠો હોય તો તે માણસનો ભાગ્યોદય થાય છે. તે ભાગ્યોદય તે જેટલા પ્રમાણમાં બળવાન હોય છે તેટલા પ્રમાણમાં થાય છે. જો અલ્પબલી હોય તો ભાગ્યોદય ઓછો થાય છે.

કોઈ ગ્રહ લગ્નમાં યા ત્રીજે યા પાંચમે અત્યંત બળવાન થઈને બેઠેલો હોય અને નવમા સ્થાનને જોતો હોય તો તેવા ગ્રહયોગ વાળો માણસ ભાગ્યવાન બને છે અને ઉત્તમ સુખની સામગ્રી મેળવે છે તેમજ ભોગવે છે.

કોઈ ગ્રહ નવમા સ્થાનમાં બેઠો હોય અને તે સ્થાન તેજ ગ્રહનું હોય અથવા કોઈ શુભગ્રહ તેને દેખતો હોય તો તેવા યોગવાળો માણસ મહા ભાગ્યશાળી બનીને પોતાના કુળને અજવાળનારો નીવડે છે તેમજ માનસરોવરમાં ક્રીડા કરતા હંસની જેમ સુખભોગ માણે છે.

ભાગ્યસ્થાનમાં પૂર્ણ ચન્દ્રમાની સાથે સૂર્ય, મંગળ બળવાન થઈને બેઠા હોય તો પોતાના વંશ અનુસાર તે માણસ રાજા યા રાજાનો મંત્રી બને છે અને જો તે ગ્રહો ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય છે. તો વિશેષ ફળ મળે છે.

જો ભાગ્યસ્થાનમાં કોઈ શુભ ગ્રહ પોતાની ઉચ્ચ રાશિમાં બેઠો હોય તો બહુ ધનની પ્રાપ્તિ કરાવે છે અને જો તેના ઉપર શુભગ્રહોની દૃષ્ટિ હોય છે તો હાથીની સવારી સાથેનો ગૌરવ અપાવે છે.

### ૧૦૫ દશમભાવ ફળ

समुदित मूर्षि वर्यैर्मानिवाना प्रयत्नादिह हि दशमभावे सर्वकर्म प्रकामम् । गगनग परिदृष्टया राशिखेट स्वभावैः सकलमपि विचिन्त्यं सत्त्व योगात्सुधीभिः ।१।

तनोः सकाशा द्दशमे शशांके वृत्तिर्भ वेत्तस्य नरस्य नित्यम्।
नानाकला कौशलवाग्विलासैः सर्वोद्यमैः साहस कर्मभिश्च ।२।

तनोः शशाका द्दशमे वलीयान् स्याज्जीवन तस्य खगाख्यवृत्या।
बलान्विता द्दर्गपतेस्तु यद्वा वृत्तिर्भवेतस्य खगस्य पाके ।३।

विवामगिः कर्मणि चन्द्रतन्वो द्रव्याण्यनेके कोद्यम वृत्तियोगात्।
सत्वाविकत्वं च सदा सुरम्यं पुष्टत्त्वमङ्गे मनसः प्रसादः ।४।

लग्नेन्दुतः कर्मणि चेन्महीज. स्यान् साहसाच्चौर्य निषादवृत्तिः।
नूनं नराणां बिषयाति सक्ति र्दूरे निवासः सहसा कदाचित् ।५।

અર્થ:– પ્રાચીન આચાર્યોએ દશમા ભાવમાંથી યત્નપૂર્વક સંપૂર્ણ કર્મોના સાધન ઉત્તમ અને અધમ કર્મોનું સ્વરૂપ ગ્રહોની દૃષ્ટિથી અને રાશિના સ્વભાવથી તેમજ ગ્રહોના બળાબળના સંપૂર્ણ અભ્યાસથી નિર્ણય કરીને પ્રસ્તુત કર્યું છે.

જન્મ લગ્નથી ચન્દ્રમાં જેના દશમ ભાવમાં બેઠો હોય તે માણુસ અનેક પ્રકારની કલા કારીગિરીથી અને વાણી-વિલાસથી તેમજ ઉદ્યમ અને સાહસથી ધન પેદા કરે છે.

લગ્ન યા ચન્દ્રમાંથી દશમા ભાવમા જે ગ્રહ બળવાન થઈને બેઠો હોય, તે ગ્રહ મુજબ જાતકની વૃત્તિ કહેવી અથવા બળવાન ષડ્વર્ગના સ્વામીથી તેની દશામાં તેવી જ વૃત્તિ જાતકની હોવી જોઈએ.

ચન્દ્રમા અથવા સૂર્ય લગ્નથી દશમા ભાવમાં બેસે તો તે માણુસને અનેક પ્રયત્ને ધનલાભ થાય છે. અને જો તે સૂર્ય ઉચ્ચ સ્થાનમાં બળવાન બનીને બેસે તો તે માણુસ સદા નિરોગી અને પ્રસન્ન રહીને સુખ ભોગવે છે.

લગ્ન યા ચન્દ્રમાથી દશમા ભાવમાં મંગળ બેઠો હોય તો

સાહસ, ચોરી પારધીની વૃત્તિથી તે માણુસ ધન મેળવે છે અને તે વિષયાસક્ત હોય છે તેમજ ઘર છોડીને બીજે વસે છે.

लग्नेन्दुभ्या कर्मगो रौहिणेयः कुयद्दिव्य नायकत्व बहूनाम् ।
शिल्पेऽभ्यास साहस सर्वकार्ये विद्वद्वृत्त्या जीवन मानवानाम् ।६।

त्रिलग्नतः शीतमयूखरश्मितो माने मघोनः सचिवो यदि स्यात् ।
नाना धनाभ्यागम नानि पुसा विचित्र वृत्त्या नृपगौरव च ।७।

होरायाश्च निशाकराद् भृगुसुतो मेषूरणे संस्थितो नाना शास्त्र कलाकलाप विल्सदू वृत्त्या दिशेज्जीवनम् । दाने साधुनि वें यथा विनयतां काम धनाभ्यागमं नाना मानव नायकादि विरलं विस्तीर्ण शील यशः ।८।

होरायाश्च सुधाकरा द्रवि सुतः शैलूष मध्य स्थितो वृत्ति हीनें तरां नरस्य कुरुते कार्श्य शरीरे सदा । खेदं वादभय च धान्य-धनयो र्हानि स्वमुच्चैर्मनश्चित्तो द्वेगसमुद् भवेन चपलं शील च नो निर्मलम् ।९।

जीवो द्वि जात्माकर देव धर्मैः शुक्रो मह्रिष्यादि करौप्य रत्नै ।
शनैश्चरो नीचतर प्रकारैः कुर्यान्नराणां खलु कर्मवृत्तिम् ।१०।

**અર્થ :-** જેને લગ્ન અને ચન્દ્રમાથી દશમા ભાવમાં બુધ હોય તે માણુસ બહુ જનોનો સ્વામી, કારીગરીના કાર્યમાં કુશળ, સાહસિક અને લખવા- ભણુવા વડે નિર્વાહ ચલાવે છે.

લગ્ન યા ચન્દ્રમાથી દશમા ભાવમાં બૃહસ્પતિ હોય તો અનેક પ્રકારે ધન પ્રાપ્તિ કરે. તે માણુસ વિચિત્ર વૃત્તિવાળો હોય અને રાજ્યનો મંત્રી બનીને રાજ્યનું ગૌરવ બને.

જેને લગ્ન યા ચન્દ્રમાથી, શુક્ર દશમા ભાવમાં બેઠો હોય તે માણુસ અનેક શાસ્ત્રોના અભ્યાસથી તથા અનેક પ્રકારની ચતુરાઇથી

ધન મેળવે દાન આપવામાં તે સાધુ-મતિવાળો હોય, ઉત્તમ શીત્ર પાળનારો હોય. સર્વત્ર પ્રતિષ્ઠા પામનારો હોય.

જેને લગ્ન યા ચન્દ્રમાથી દશમા ભાવમાં શનિ રહેલો હોય તે અધમ વૃત્તિથી નિર્વાહ ચલાવનારો, રોગી, સજ્જનો સાથે વિવાદ કરનારો, ધન ધાન્ય વગરનો, ચિત્તમાં ઉદ્વેગ રાખનારો અને ચચળ તેમજ મલિન સ્વભાવનો હોય છે.

સૂર્ય, ચન્દ્રમા અને લગ્ન આ ત્રણેથી જે દશમા ભાવના સ્વામી છે, તેમાથી જે બળવાન છે, તે જે ગ્રહના નવાંશમાં બેઠો હોય તે જાતકની વૃત્તિ તેના સ્વભાવ જેવી હોય તેમ જાણવું.

જો નવાંશમાં બૃહસ્પતિ બેઠો હોય તો જાતકને બ્રાહ્મણથી તેમજ ઉત્તમ ધર્મ કાર્ય દેવપૂજા-ભક્તિ વગેરેથી ધનનો લાભ થાય છે.

જો નવાંશમાં શુક્ર બેઠો હોય તો જાતકને રાજરાણી વગેરે તેમજ ચાદી યા રત્નથી ધનનો લાભ થાય.

જો શનિ બેઠો હોય તો નીચ કર્મ કરવાથી ધન મળે.

જો સૂર્ય બેઠો હોય તો શ્રેષ્ઠ ઔષધિઓથી ઉનનાં વસ્ત્રોથી આજીવિકા ચાલે છે

ચન્દ્રમા બેઠો હોય તો સ્ત્રી અથવા જળથી યાં ખેતીથી ધન મળે છે.

મંગળ બેઠો હોય તો સાહસ કરવાથી યા સુવર્ણ આદિ ધાતુથી યા શસ્ત્રોથી આજીવિકા ચાલે છે.

બુધ બેઠો હોય તો કાવ્ય રચના તેમજ બુદ્ધિ બળથી ધન મળે.

कर्म स्वामी ग्रहो यस्य नवांशे परिवर्तते ।
तत्तुल्य कर्मणा वृत्ति निर्दिशन्ति मनीषिण: ।११।

मित्रारिगेहोपग तैर्न भोगैस्ततस्ततोऽर्थः परिकल्पनीयः ।
तुङ्गे पतङ्गे स्वगृहे त्रिकोणे स्यादर्थ सिद्धिर्निज बाहु वीर्यात् ।१२।

बुध भार्गव जीवार्कि युक्तो राहुश्च तुष्टये ।
कुरुते कमलारोग्य पुत्र मानादिक फलम् ।१ .।

कर्मस्थाने निजक्षेत्रे भौम शुक्र बुधैर्युतः ।
यदि राहु र्भवेत्तस्य क्षणे वृद्धिः क्षणे क्षयः ।१४।

पाताले चाम्बरे पापो द्वादशे य यदा स्थित.।
पितर मातरं हन्ति देशान्तरं व्रजेत् ।१५।

અર્થ:- દશમા ભાવનો સ્વામી જેના નવાંશમાં બેઠો હોય તેના સ્વભાવ સુજબના કર્મોથી જાતક આજીવિકા ચલાવે છે એમ પડિત પુરુષો કહે છે.

મિત્ર-ઘરમાં યા શત્રુના ઘરમાં જે ગ્રહો રહેલા હોય છે, તે જ રીતે મિત્ર યા શત્રુથી ધનનો લાભ કરાવનારા નીવડે છે.

જો સૂર્ય પોતાના ઉચ્ચ સ્થાને હોય યા સ્વસ્થાનમાં હોય । મૂળ ત્રિકોણમાં બેઠો હોય તો તેવા યોગવાળો માણસ પોતાના બાહુબળથી ધન મેળવે છે.

જેને બુધ, શુક્ર, બૃહસ્પતિ, શનિની સાથે હોય અને રાહુ કેન્દ્ર સ્થાનમાં રહેલો હોય તે પુરૂષ આરોગ્યવાન, પુત્રવાન અને ધનવાન હોય છે.

જેને દશમા સ્થાનમાં પોતાની રાશિનો મંગળ, શુક્ર બુધની સાથે રહેલો હોય અને રાહુ પણ ત્યાં રહેલો હોય તે માણસ ક્ષણમાં વૃદ્ધિ અને ક્ષણમાં ક્ષય પામનારો હોય છે.

જેને આઠમે, દશમે, બારમે પાપગ્રહો રહેલા હોય છે, તે

પોતાના માતપિતાને મારનારો અને દેશ છોડી વિદેશમાં ભ્રમણ કરનારો હોય છે.

चापे सूर्यः शनिः कुम्भे मेषे भवति चन्द्रमा ।
मकरे च यदा शुक्रो याति नाशं पितुर्धनम् ।१६।

सप्तमें भवने भानु मंध्यस्थो भूमिनन्दनः ।
राहु श्चान्ते च तस्यैव पिता कष्टन जीवति ।१७।

कन्यायां मिथुने राहुः केन्द्रे षष्टे व्यये भवेत् ।
त्रिकोणे च तदा जातो, दाता भोक्ता निरामयः ।१८।

सूर्यः पापेन संयुक्तः सूर्यश्च पापमध्यग. ।
सूर्यात्सप्तमगः पापस्तदा पितृवधो भवेत् ।१९।

दशमस्थो यदा भौमः शत्रुक्षेत्र स्थितो यदि ।
म्रियते तस्य बालस्य पिता शीघ्रं न संशयः ।२०।

અર્થ :- જેને ધનુમાં સૂર્ય, કુંભ રાશિમાં શનિ, મેષમાં ચન્દ્રમા અને મકરમાં શુક્ર હોય તો પિતાની સંપત્તિનો નાશ કર-કરનારો થાય છે.

જેને સાતમે સૂર્ય, દશમે મંગળ અને બારમે રાહુ હોય છે, તેનો પિતા મુશ્કેલીથી જીવન વીતાવે છે.

જેને રાહુ કન્યા યા મિથુન રાશિનો થઇને કેન્દ્રમાં છઠ્ઠે બારમે અથવા ત્રિકોણમા બેઠેલો હોય તે માણુસ દાતા, ભોક્તા અને નિરોગી હોય છે.

જેને સૂર્ય પાપ ગ્રહયુકત હોય અથવા પાપગ્રહોની વચ્ચે રહેલો હોય અને સૂર્યથી સાતમે પાપગ્રહો હોય તો તેના પિતાનુ મૃત્યુ થાય છે.

જેને દશમે મંગળ, શત્રુના ક્ષેત્રમાં રહેલા હોય તેના પિતા તરત મૃત્યુ પામે છે.

लग्ने जीवो धने मन्दो रवि भौंमस्तदा बुध. ।
विवाह समये तस्य बालस्य म्रियते पिता ।२१।

भ्रातृस्थाने यदा जीवो, लाभ स्थाने यदा शशो ।
स लोके गृह मध्यस्थो जायते कुलदीपकः ।२२।

सिंहे लग्ने यदा भौमः पञ्चमे च निशाकरः ।
व्ययस्थाने. राहुः स जातः कुलदोपकः ।२३।

અર્થ :- જેને લગ્નમાં બૃહસ્પતિ, ધન રાશિમાં સૂર્ય, મંગળ તથા બુધ રહેલા હોય તો તેના વિવાહ સમયે તેના પિતા મૃત્યુ પામે છે.

જેને ત્રીજે બૃહસ્પતિ અને અગ્યારમે ચન્દ્રમા રહેલો હોય છે, તે ગૃહસ્થ પોતાના કુળને અજવાળનારો નીવડે છે.

જેને સિંહલગ્નમાં મંગળ, પાંચમે ચન્દ્રમા અને બારમે રાહુ હોય તો તે પણ કુળ દીપક બને છે.

एकः पापो यदा लग्ने पापश्चैको रसातले ।
जायते च द्विनाली स्यात् स जातः कुलदीपकः ।२४।

लग्ने वा सप्तमे भौमः पञ्चमे च दिवाकरः ।
व्ययस्थाने यदा राहु र्विख्यातः स न संशयः । ।२५।

केन्द्रे शुभे यदैकोऽपि बली विश्व प्रकाशकः ।
सर्व दोषाः क्षयं यान्ति दोर्घायुश्च भवेन्नरः ।२६।

અર્થ :- જેને એક પાપગ્રહ લગ્નમાં હોય છે અને એક પાપગ્રહ આઠમે હોય છે તે પણ કુળ દીપક બને છે.

જેને લગ્નમાં યા સાતમે મંગળ હોય, પાંચમે ચન્દ્રમા અને બારમે રાહુ હોય તો તે માણસ અચૂકપણે વિખ્યાત બને છે.

જેને કેન્દ્રમાં એક પણ શુભ ગ્રહ બળવાન થઈને રહ્યો હોય છે, તો તે સર્વ દોષોનો નાશ કરે છે અને તે માણસ દીર્ઘ આયુષ્યવાળો બને છે.

### ૧૦૬ એકાદશ લાભ ભાવ ફળ

लाभ स्थाने ग्रहा सर्वे राज्य लाभफल प्रदाः ।
गजाश्वपति मोप्सां च सौम्या' कुर्वन्ति निश्चितम् ।१।

सूर्येण युक्तः स्वविलोकितो वा लाभालये तस्य गणोऽत्र
चेत्स्यात् । भूपालतश्चौर कुलात्कलेर्वा चतुष्पदा देर्बहुधा
घनाप्तिः ।२।

चन्द्रेण युक्तं च विलोकितं वा लाभालय चन्द्रगणाश्रित चेत् ।
जलाशय स्त्री गज वाजि वृद्धि पूर्ण भचेत्क्षीणतरे विलोमात् ।३।

लाभालयं मङ्गल युक्त दृष्ट प्रकृष्ट भूषामणणि हेम लब्धिः ।
विचित्र यात्रा बहु साहमी स्थान्नाना कलाकोमल वुद्धियोगं ।४।

અર્થ :- અગ્યારમા સ્થાનમાં બધા જ ગ્રહો રાજ્ય લાભ દાયક હોય છે.

શુભ ગ્રહ માણસને હાથી ઘોડાના સ્વામી અને ઈચ્સાવાન બનાવે છે.

જો લાભ ભાવમાં સૂર્ય બેઠો હોય, યા લાભ ભાવને દેખતો હોય, અથવા ષડ્વર્ગ લાભ ભાવને દેખતા હોય અથવા ષડ્વર્ગ લાભ ભાવમાં હોય, તો રાજાથી યા ચોરોથી યા કલહથી યા ચાર પગ વાળા પશુઓથી ધનનો લાભ થાય.

જો લાભ ભાવમાં ચન્દ્રમા બેઠો હોય યા ચન્દ્રમાની દૃષ્ટિ હોય ષડ્વર્ગ ચન્દ્રમાનો હોય તો જળાશયથી યા સ્ત્રી પક્ષથી ધનનો લાભ થાય. પૂર્ણ ચન્દ્રમા હોય તો હાથી-ઘોડા આદિનો લાભ થાય અને ચન્દ્રમા ક્ષીણ હોય તો વિપરીત પરિણામ આવે.

જો લાભ ભાવને મંગળ જોતો હોય અથવા મંગળ યુક્ત હોય તો ઉત્તમ સુવર્ણ-રત્નો આદિનો લાભ કરાવે અને સાહસ કાર્ય, દેશાટન વગેરેમાં બુદ્ધિનો સદુપયોગ કરાવે તેમજ કલામા પ્રીતિવાન બનાવે.

लाभे सौम्य गणाश्रिते सति युते सौम्ये च सद्वोक्षिते नानाकाव्य कला-कलाप विधिना शिल्पेन लिप्या सुखम् । युक्ति र्द्रव्यमया भवेद्धनचय: सत्साह सैरुद्यमैः सख्य चापि वणिग् जनैर्बहुतरं क्लोबैर्नृणां कीर्तितम् ।५।

यज्ञ क्रिया साधु जनानुयातो राजाश्रितोत्कृष्ट कृपो नर स्यात् । द्रव्येण हेमप्रचुरेण युक्तो लाभे गुरौ वर्ग निरीक्षण चेत् ।.।

लाभालये भार्गववर्गयाते युक्तेक्षितं वा यदि भार्गवेण । वेश्या जनैर्वापि गमागमैर्वा स दौप्य मुक्ता प्रचुराऽस्य लब्धिः ।७।

लाभवेश्म निरीक्षिते युक्ते तद् गुणेन सहिते सति पुंसाम् । नीललोहमहिषी गजलाभो ग्राम वृन्दपुर गौरव मिश्रम् ।८।

युक्तेक्षिते लाभागृहे सुखाख्ये वर्गे शुभानां समवस्थिते च । लाभो नराणां बहुधा थवाऽस्मिन् सर्वैग्रहै र्युक्त निरीक्ष्यमाणे ।९।

અર્થ :- લાભ ભાવમાં બુધ બેઠો હોય અને શુભ ગ્રહ અને શુભ ગ્રહો પણ તેને જોતા હોય તો અનેક કાવ્યોની રચના દ્વારા કલા દ્વારા સુખ મળે અને ધનનો સંચય સાહસથી અથવા અનેક ઉદ્યમોથી તથા વણિક જનોની મિત્રતાથી તથા નિર્માલ્ય માણસોથી થાય.

લાભ ભાવમાં બૃહસ્પતિ બેઠો હોય યા લાભ ભાવને દેખતો હોય યા ષડ્વર્ગ હોય તો યજ્ઞ કર્મથી સાધુ પુરૂષોની સોબતથી યા રાજા મારફત સોનુ-ચાંદી વગેરે સંપત્તિ વિપુલ પ્રમાણમા મળતી રહે.

લાભ ભાવમાં શુક્ર બેઠો હોય યા તેની દૃષ્ટિ હોય યા ષડ્વર્ગ હોય તો વેશ્યાઓથી યા પરદેશ જવા-આવવાથી ધન, મોતી આદિનો મોટો લાભ થાય.

જો લાભ ભાવમાં શનિ બેઠો હોય યા તેની દૃષ્ટિ હોય યા ષડવર્ગ હોય તો ગળીના વેપારથી યા લોખંડના વેપારથી યા ભેંસ, હાથીના વેપારથી ધન લાભ થાય છે તેમજ ઘણા ગામોથી ધન લાભમાં વૃદ્ધિ થાય છે.

જો બધા ગ્રહો લાભ ભાવને દેખતા હોય અને લાભ સ્થાનથી અથવા ચોથા સ્થાનમાં શુભ ગ્રહો હોય યા તેમની દૃષ્ટિ હોય યા ષડ્વર્ગ હોય તો નિરંતર ધનલાભ થયા કરે.

## ૧૦૭ વ્યયભાવ વિચાર

कुशीलं च तथा काणं पापिनं दुःखिनं नरम् ।
महाव्यय महादुष्ट व्ययभावादयो ग्रहाः ।१।

व्ययालये क्षीणकरः कलानां सूर्येऽथ्वा द्वावपि तत्र संस्थौ ।
द्रव्यं हरेद् भूमिपतिस्तु तस्य व्ययालये बाहुज दृष्टि युक्ते ।२।

पूर्णेन्दु सौम्ये ज्यसिता व्ययस्थाः कुर्वन्ति सस्थां धनसञ्चयस्य ।
प्रान्त्य स्थिते सूर्य सुते कुजेन युक्ते क्षिते वित्तविनाशन स्यात् ।३।

અર્થ :- જેના બારમા ભાવમાં કોઈ ગ્રહ રહેલો હોય તો તે માણસ ખરાબ ચારિત્રવાળો, કાણો, પાપી, દુઃખી, ખર્ચાળ અને દુષ્ટ હોય.

જેને વ્યય ભાવમાં ક્ષીણ ચન્દ્રમા અથવા સૂર્ય અથવા તે બન્ને રહેલા હોય તો તેનું ધન રાજા લઈ જાય અને જો મંગળની દૃષ્ટિ હોય તો પણ તેના ધનનું રાજા હરણ કરે.

જેને બારમા ભાવમા પૂર્ણ ચન્દ્રમા બૃહસ્પતિ, બુધ, શુક્ર એ બેઠા હોય તો તેનુ ધન શુભ કાર્યોમાં વપરાય પણ જો બારમે શનિ યા મંગળ હોય તો ધનનો નાશ કરે.

## ૧૦૮ મહત્ત્વના કેટલાક શ્લોકો

उच्चा भिलाषिग्रह योगा जन्मकाले पतन्ति, च स नरो
भूप पूज्यः स्वाद् वंशस्य नृपति र्भवेत् ।१।

रवौ मीने, शशी मेषे, भौमे धनुष्युदाहृतम् ।
सिंहे बुधे, गुरौ मिथुने, शुक्र. कुंभे तथैव च ।२।
कन्ये शनिः प्रकुर्वीत ह्युच्चा भिलाषि प्रकीर्तितः ।३।

અર્થ :- જેના જન્મ સમયે બધા જ ગ્રહો ઉચ્ચાભિલાષી રાશિઓમાં થઇને બેઠા હોય તે માણસ રાજપૂજ્ય અને પોતાના વંશનો રાજા બને છે.

સૂર્ય, મીન રાશિમાં ઉચ્ચાભિલાષી બને છે, ચન્દ્રમાં મેષ રાશિમાં, મંગળ ધન રાશિમાં, બુધ સિંહ રાશિમાં, બૃહસ્પતિ મિથુન રાશિમાં શુક્ર કુંભમાં અને શનિ કન્યા રાશિમાં ઉચ્ચાભિલાષી બને છે.

## ૧૦૯ સબળ-નિર્બળ-ગ્રહ-જ્ઞાન

उदितः स्वगृहस्थश्च मित्रगेहे स्थितोऽपि च ।
मित्रवर्गेण दृष्टश्च स ग्रहः सबलः स्मृतः ।१।

स्वामिना बलिना दृष्टः सबलैश्च शुभैर्ग्रहै ।
न दृष्टो न युतः पापैः स लग्नः सबलः स्मृतः ।२।

અર્થ :- જે ગ્રહ ઉદિત હોય અથવા પોતાના જ ઘરમાં

હોય યા મિત્રના ઘરમાં હોય યા મિત્ર ગ્રહોની દૃષ્ટિમાં હોય તે ગ્રહને બળવાન જાણવો.

જે ભાવ પોતાના બળવાન સ્વામીની પૂર્ણ દૃષ્ટિથી જોવાતો હોય અને બળવાન શુભ ગ્રહ પણ તેને દેખતા હોય તેમજ તેની સાથે પાપગ્રહ પણ ન હોય અને પાપગ્રહની દૃષ્ટિ પણ ન પડતી હોય તે ભાવને બળવાન જાણવો.

## ૧૧૦ સર્વ ગ્રહોની દ્રષ્ઠિ

ज्ञार्केन्दु शुक्रास्त्रिदशं त्रिकोण तुर्येऽष्ट मद्यूनमथांशवृद्धया ।
पश्यन्ति तुर्याष्टम सप्तमस्थं दश त्रिकोण च गुरुः क्रमेण ।१।

त्रिकोण चतुरस्रं च सप्तमं त्रिदश शनिः ।
अस्त त्रिख त्रिकोणं च चतुरस्र क्रमात्कुजः ।२।

विषमस्तं चतुरस्र त्रिकोण तदा पश्यति ।
वक्रदृष्टि विजानीयाज्ज्योति-शास्त्र विशारद ।३।

आये व्यये न पश्यन्ति, न पश्यन्ति द्वितीयके ।
मूर्तौ ग्रहा न पश्यन्ति षष्टि जात्यन्धको ग्रहः ।४।

અર્થ : બુધ, સૂર્ય, ચન્દ્રમા અને શુક્ર પોતાના સ્થાનથી ત્રીજા, દશમા, નવમા, પાંચમા, ચોથા, આઠમા સાતમા, સ્થાનને અંશવૃદ્ધિ કરીને દેખે છે અર્થાત્ ત્રીજા અને દશમા સ્થાનને એક ચરણ કરીને, નવમા અને પાંચમા સ્થાનને બે ચરણ કરીને, ચોથા અને આઠમા સ્થાનને ત્રણ ચરણ કરીને અને સાતમા સ્થાનને ચાર ચરણ કરીને અર્થાત્ પૂર્ણ દૃષ્ટિ કરીને જુએ છે.

આ ક્રમથી બૃહસ્પતિ પોતાના સ્થાનથી ચોથા, આઠમા, સાતમા, દશમા, ત્રીજા, નવમા અને પાંચમા સ્થાનને જુએ છે.

શનિ, પોતાના સ્થાનથી એક ચરણ કરીને નવમા સ્થાનને

બે ચરણુ કરીને પાંચમાસ્થાનને ત્રણુ ચરણુ કરીને આઠમા સ્થાનને ચોથા અને પૂર્ણું દૃષ્ટિ કરીને ત્રીજા અને દશમા સ્થાનને જુએ છે.

મંગળ એક ચરણુ કરીને સાતમા સ્થાનને બે ચરણુ કરીને ત્રીજા અને દશમા સ્થાનને ત્રણુ ચરણુ કરીને નવમા અને પાંચમા સ્થાનને અને ચોથા તેમજ આઠમા સ્થાનને પૂર્ણું દૃષ્ટિ વડે જુએ છે.

વિષમ-સાતમી, ચોથી, આઠમી, નવમી અને પાંચમી દૃષ્ટિને જ્યોતિષ શાસ્ત્રમાં નિપુણુ જનોએ વક્રદ્રષ્ટિ કહી છે,

અગ્યારમા, બારમા, બીજા, લગ્નસ્થાન અને છઠ્ઠા સ્થાનને ગ્રહ નથી જોતા તે અંધક ગ્રહ જાણુવા.

## ૧૧૧ જન્મપત્રિકા નામાનિ

तिथिवारं च नक्षत्र नामाक्षार समन्वितम् ।
वेदेन हरते भागं शेषं नाम तदुच्यते ।१।

व्योमा द्यौमा च मुर्द्धा च पद्मा चैव चतुर्थकम् ।
जन्म पत्री यदा नाम यो जानाति स पण्डितः ।२।

व्योमा च पितृहानिः स्याद् द्योमामातृक्षयकरी ।
मुर्द्धा ह्यायुष्करी ज्ञेया पद्मा बलप्रदायिनी ।३।

**અર્થ** : જન્મ સમયની તિથિ, વાર, નક્ષત્ર અને નામના અક્ષર–એ બધાનો સરવાળો કરીને ચારથી ભાગતા જે શેષ રહે તેનાથી જન્મપત્રીનો પ્રકાર જાણુવો.

એક શેષ વધે તો વ્યોમા, બે વધે તો દ્યોમા, ત્રણુ વધે તો મૂર્દ્ધા અને ચાર અર્થાત્ શૂન્ય શેષ રહે, તો પદ્મા જાણુવી.

જન્મ પત્રિકાના આ નામોને જે જાણે છે. તે પંડિત છે.

વ્યોમા હોય તો પિતાની હાનિ થાય, દ્યોમા માતાનો નાશ કરે. મૂર્દ્ધા હોય તો દીર્ઘ આયુષ્ય બક્ષે અને પદ્મા બળપ્રદ ગણુાય છે.

## ૧૧૨ જન્મ સમયે શબ્દજ્ઞાન

शब्दो मेषे वृषे सिहे मकरे च तथा तुले ।
अर्द्ध शब्दो घटे कन्ये शेषाः शब्द विवर्जिताः ।१।

અર્થ – જે બાળકનો જન્મ મેષ, વૃષ, સિંહ, મકર તથા તુલા લગ્નમાં થાય, તો તે જન્મતાંની સાથે જ રડવા માંડે છે. અને જન્મસમયે કુંભ તથા કન્યા લગ્ન હોય છે તો થોડું રૂદન કરે છે અને શેષ લગ્ન અર્થાત્ મિથુન, કર્ક, વૃશ્ચિક, ધનુ, મીન તે પૈકી કોઈ લગ્ન જન્મ સમયે હોય છે. બાળક જન્મતાંની સાથે જ નથી રડતો.

## ૧૧૩ નાળનું જ્ઞાન

वामे सिंहे वृषे लग्ने वृश्चिके नालवेष्टितः ।
नृलग्ने दक्षिणे पार्श्वे स्त्री लग्ने वामपार्श्वगः ।१।

અર્થ .– સિંહ ૫, વૃષ ૨, વૃશ્ચિક ૮ તેમાં જન્મ થાય, તો નાળ ડાબી બાજુએ લપટાએલી જાણવી અને પુરુષ લગ્નમાં નાળ જમણી બાજુએ અને સ્ત્રી સંજ્ઞક લગ્નોમાં ડાબી બાજુએ જાણવી.

## ૧૧૪ લગ્નથી જન્માદિજ્ઞાન

शीर्षोदये विलग्ने मूर्द्धा प्रसवोऽन्यथोदये चरणौ ।
उभयोदये च हस्तौ शुभदृष्टः शोभने ऽन्यथा कष्टः ।१।

सूर्यश्चतुष्पदस्थः शेषा द्विशरीर संस्थिता बलिनः ।
के शैर्वेष्टित देहौ यमलौ खलु सम्प्रसूयेते ।२।

क्रूर ग्रह संविगते शशिनि वृषे भौमसौरि संदृष्टे ।
मूक सौम्ये दृष्टो वाचं कालान्तरे वदति ।३।

दक्षिणाङ्गे ग्रहाः सर्वे दीप्ता अस्तमितेक्षणाः ।
तस्य त्रिंशत्तमे वर्षे गजो द्वारे ऽवतिष्ठति ।४।

चतुः सागरगे चन्द्रे कोणे चैव दिवाकरे।
अपि दासकुले जातः सोऽपि राजा भविष्यति ।५।

त्रिभिः स्वश्यै भंवेन्मंत्री त्रिभिरुच्चैर्नराधिप.।
त्रिभिर्नोचैर्भवे द्दासस्त्रिभिर स्तङ्ग तैर्जडः ।६।

અર્થ :- જેના જન્મ સમયે શિર્ષોદય મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃષિક, કુંભ રાશિ લગ્નમાં હોય તો તેને માથાના ભાગથી જન્મેલો જાણવો. અન્યથા પગથી જન્મેલો જાણવો અને મીન રાશિ હોય તો હાથથી જન્મેલો જાણવો.

લગ્નને શુભ ગ્રહો દેખતા હોય છે તો માતાને કષ્ટ નથી પહોંચતું અને જો પાપગ્રહો દેખતા હોય તો કષ્ટ પહોંચે છે.

સૂર્ય ચતુષ્પદ રાશિમાં હોય અને બાકી ગ્રહો મનુષ્ય રાશિમાં હોય પરંતુ બળવાન હોય તો તે બાળકના શરીરે વાળ હોય છે તેમજ ઓર સાથે તે જન્મે છે.

જેને ક્રુર ગ્રહ સંધિમાં અર્થાત્ નવમ નવાંશમાં રહેલા હોય, ચન્દ્રમા વૃષમાં હોય અને મંગળ-શનિની દૃષ્ટિ હોય, તો તે બાળક મુંગો હોય છે જો શુભ ગ્રહ દેખતા હોય તો ઘણા દિવસો પછી તે બોલતો થાય છે.

જેની જન્મપત્રિકાના જમણા ભાગમાં દીપ્ત, અસ્ત સંપૂર્ણ ગ્રહો રહેલા હોય તો તે ત્રીસ વર્ષનો થાય છે ત્યારે તેના દ્વારે હાથી હોય છે.

ચતુઃ સાગરમાં ચન્દ્રમા કોણ ૯-૫ માં સૂર્ય, જેને રહેલો હોય, તે નીચ કુળમાં જન્મે તો પણ રાજા થાય છે.

જેને ત્રણ ગ્રહો પોતાની રાશિમાં રહેલા હોય, તે મંત્રી બને છે અને ત્રણ ગ્રહો ઉચ્ચના હોય છે તો રાજા બને છે, ત્રણ

ગ્રહ નીચ રાશિમાં હોય તો તે હાસ બને છે અને ત્રણ ગ્રહો અંતને પામેલા હોય છે તો તે જડ જેવો બને છે.

## ૧૧૫ નવ ગ્રહોનાં પુરુષાકાર ચક્ર પહેલું સૂર્યચક્ર

लिखित्वा नरचक्र च यत्र सूर्यो व्यवस्थितः
तन्नक्षत्रादिक, कृत्वा त्रय दद्याच्च मस्तके ।१।

वदने च त्रयं, दद्यादे कैकं स्कन्धयोर्द्वयोः।
बाहु द्वये तथैकैक पाणौ चैकैकमेव च ।२।

ऋक्षाणि हृदये पच नाभौ स्यादेक मेव हि ।
ऋक्षं गुह्ये भवेदेकमेकेक जानुनो द्वयोः ।३।

नक्षत्राणि षडन्याणि दद्यात्पादद्वये बुधः ।
पाद स्थिते च नक्षत्रे निर्द्धनो ऽल्पायुरेव च ।४।

विदेशगमनो जातो गुह्ये स्यात् पारदारिकः ।
अल्पतोषी भवेन्नाभौ हृदये चे श्वरस्तथा ।५।

અર્થ :– નરચક્ર લખીને જે નક્ષત્રનો સૂર્ય હોય, તેની સાથે ૩ નક્ષત્ર મસ્તક પર ધારણ કરવાં, મુખમાં ત્રણ અને બન્ને ખભામાં એક એક, બંને ભુજાઓમાં એક એક તથા બન્ને હાથોમાં એક એક અને બન્ને પગોમાં એક એક નક્ષત્ર ધારણ કરવુ. પાંચ નક્ષત્ર હૃદયમાં અને નાભિમાં, એક ગુહ્યમાં અને એક એક ઘુંટણમાં એક એક ધારણ કરવુ. બન્ને પગોમાં છ નક્ષત્ર ધારણ કરવાં.

આ રીતે સૂર્ય નક્ષત્રથી જન્મના નક્ષત્ર સુધી ગણત્રી કરવી.

જો ચરણોમાં જન્મનું નક્ષત્ર પડે, તો જાતક દરિદ્ર અને અલ્પાયુવાળો થાય ઘુંટણોમાં પડે તો વિદેશગમન કરનારો થાય. ગુહ્યમાં પડે તો પરસ્ત્રીગામી હોય. નાભિમાં પડે તો થોડામાં સંતોષ માનનારો થાય, હૃદયમાં પડે તો સમર્થ બને છે.

तस्कर: पाणियुग्मे च वाहौ स्थान च्युतो भवेत् ।
स्कन्धे गज स्कन्धगामी मुखे मिष्टान्न भोजनम् ।६।

मस्तकस्थे च नक्षत्रे पट्टबन्धो भवेन्नर ।
सूर्यँ नक्षत्र तो जन्म नक्षत्रमिति गण्यते ।७।

शत वर्षाणि जीवेत शिरोजातो न सशयः ।
मुखेना शोति वर्पाणि स्कन्धाभ्यां च तथैव च ।८।

हस्ताभ्या बाहुयुग्मेन जोवेत सप्तसप्ततिः ।
हृदये अष्टषष्टिश्च नाभौ चापि तथैव ।९।

गुह्ये च षष्टिवर्षाणि चाष्टौ वर्षाणि जानुनि ।
पादयो: षट् च वर्षाणि रविचक्रे क्रमेण च ।१०।

**અર્થ** :– જો જન્મનક્ષત્ર પગમાં પડે તો જાતક ચોર થાય, બાહુમાં પડે તો સ્થાન ભ્રષ્ટ કરે ખભામાં પડે તો હાથી ઉપર બેસનારો થાય, મુખમાં પડે તો મિષ્ટ ભોજન કરનારો થાય, મસ્તકમાં પડે તો પટ્ટબંધી થાય.

સૂર્યના નક્ષત્રથી જન્મના નક્ષત્ર સુધી ગણત્રી કરીને આ બધું જાણવું.

સૂર્યચક્રમાં જન્મનુ નક્ષત્ર મસ્તકમાં પડે તો જાતત્ર મસ્તમાં પડે તો જાતક સો વર્ષ જીવે. મુખમા પડે, તો એસી વર્ષ અને ખભામાં પડે તો પણ એસી વર્ષ જીવે, બંને હાથમાં યા બને બાહુમાં પડે સિત્તેર વર્ષ, હૃદયમાં અને નાભિમાં પડે તો અડસઠ વર્ષનું આયુષ્ય હોય ગુહ્યામાં પડે, તો સાઈઠ વર્ષ, જંઘાઓમાં પડે, તો આઠ વર્ષ અને પગમાં પડે તો છ વર્ષ જીવે.

આ રીતે સૂર્યચક્રથી આયુષ્યનો વિચાર કરવો જોઇએ

## ૧૧૬ ચન્દ્ર ચક્ર

र्णिमायां तु ऋक्षं यः तदादौ त्रीणि मस्तके ।
मुखे त्रीणि भुजे षट्कं हृदि त्रीण्युदरे त्रयम् ।१।

गुह्ये त्रीणि पदे षट्क न्यसेच्चन्द्रस्य सर्वदा ।
यावत्स्वजन्म नक्षत्र गणनीयमिति क्रमात् ।२।

अर्थसिद्धिर्न वृत्त श्रीः कुशलश्चाद्भुतं शुभम् ।
मार्गमृत्युं श्रिय क्षेममिति चन्द्रफल वदेत् ।३।

**અર્થ** :– નજીકની પૂનમે જે નક્ષત્ર હોય, તેની સાથે ત્રણ નક્ષત્ર મસ્તકે સ્થાપિત કરવાં, પછી મુખમાં ત્રણ ભુજામાં છ, હૃદયમા ત્રણ અને પેટમાં ત્રણ રાખવા. ગુદામાં ત્રણ અને પગમાં છ ધારણ કરવાં.

જે સ્થાનમાં જન્મનક્ષત્ર હોય, ત્યાં સુધી ગણી જવું

અર્થસિદ્ધિ, લક્ષ્મી, કુશળતા, અદ્ભુત શુભ, માર્ગમા મૃત્યુ, શ્રી, ક્ષેમ આ ફળ ક્રમશ: પૂર્વોક્ત સ્થાનોમાં જાણવું.

## ૧૧૭ ભૌમ [મંગળ] ચક્ર

यस्मिन्नृक्षे भवेद् भौमस्त दादौ त्रीणि मस्तके ।
मुखे त्रीणि, त्रयं नेत्रे, कण्ठे द्वे च चतुष्करे ।१।

पञ्चोदरे त्रीणि गुह्ये, पादे चत्वारि द्रापयेत् ।
जन्मऋक्षं स्थितं यत्र फलं तत्र वदेत्पुमान् ।२।

मुखे रोगं, सुखं नेत्रे शिरौ राज्य रुजा करे ।
कण्ठे रोगी, धनी वक्षे गुह्ये भोगी, पदे–भ्रमः ।३।

**અર્થ** :– જે નક્ષત્ર પર મંગળ હોય તેનાથી શરૂ કરીને ૩ નક્ષત્ર મસ્તકે ધારણ કરવાં મુખમાં ૩, આંખોમાં ૩, કંઠમાં ૨, હાથોમાં ૪, ઉદરમાં ૫, ગુદામાં ૩ અને પગમા ૪ નક્ષત્ર સ્થાપવાં.

જે જગ્યાએ જન્મ નક્ષત્ર પડે તેનું ફળ કહેવું.

જો મોમાં પડે તો રોગ, મસ્તકે પડે તો રાજ્ય, હાથોમાં રોગ, કંઠમાં પડે તો પણ રોગ, છાતીમાં પડે તો જાતક ધનવાન બને., ગુદામાં પડે તો ભોગી બને અને પગોમાં પડે તો પરદેશમાં ભ્રમણ કરનારો બને.

## ૧૧૮ બુધ ચક્ર

यस्मिन्नृक्षे भवेत्सौम्यस्तदादौ मस्तके चतुः ।
मुखे त्रीणि चतुर्वामे करे दक्षिणके चतुः ।१।
हृदि पञ्चकं गुह्यकं त्रीणि द्वे पदे विन्यसेत् ।
जन्मऋक्ष स्थित यत्र फलं तत्र वदेत् पुमान् ।२।
मुखेष्टभुक् शिरो राज्यं कष्ट वामकरे तथा ।
वक्षे याम्यकरे सौख्य गुह्ये रोगी पदे–भ्रमः ।३।

અર્થ :– બુધ જે નક્ષત્રમાં હોય ત્યાંથી ગણત્રી કરીને મસ્તકે ૪, મુખમાં ૩, ડાબા હાથમાં ૪, જમણા હાથમાં ૪, હૃદયમાં ૬, ગુદામાં ચાર અને પગોમાં બે નક્ષત્ર સ્થાપિત કરીને જન્મનક્ષત્ર જ્યાં પડતુ હોય તેનું ફળ વિચારવુ.

જન્મ નક્ષત્ર મુખમાં પડે તો જાતક શ્રેષ્ઠ પદાર્થોનો ભોગ કરનારો બને, મસ્તકે પડે તો રાજ્ય મળે. ડાબા હાથમાં પડે તો કષ્ટ મળે, જમણા હાથમાં પડે તો સુખ મળે. ગુદામાં પડે તો રોગી બનાવે અને પગમાં પડે તો ભ્રમણ કરાવે.

## ૧૧૯ ગુરુ ચક્ર

शीर्षे चत्वारि राज्य युग परिगणित स्कन्धयुग्मे च लक्ष्मीरेक कण्ठे विभूतिर्मदम परिमितं वक्षसि प्रीति लाभम्। षड्भिः पोडांध्रियुग्मे जलधि परिमित वाम हस्ते च मृत्युदग्युग्मे त्रीणि कुर्यान्नृपति समसुखं वाक्पतेश्चक्रमे तत् ।१।

અર્થ – બૃહસ્પતિ જે નક્ષત્રમાં હોય ત્યાંથી ગણુતરી કરતાં મસ્તકમાં ચાર નક્ષત્ર રાજ્ય આપનારાં થાય છે. બંને ખભામાં ચાર લક્ષ્મી આપનારા છે, કંઠમાં એક ઐશ્વર્ય આપનારૂં છે. હૃદયમાંપાચ પ્રીતિદાયક છે. બંને પગમાં છ પીડા આપનારા છે. જમણા હાથમાં ચાર મૃત્યુ આપનારાં છે. બને નેત્રોમાં ત્રણ રાજા જેવું સુખ આપનારાં છે.

## ૧૨૦ ભૃગુ [શુક્ર] ચક્ર

यस्मिन्नृक्षे भवेच्छुक्रस्तदादौ च चतुः शिरे ।
कण्ठे च हृदये पञ्च, त्रि गुह्ये पञ्च जंघयोः ।।१।

त्रीणि द्वे च पदे दद्यात्फलं जन्मर्क्षं यावतः ।
शिरो राज्यं, धनं कण्ठे हृदये सौख्यमेव च ।२।

शत्रुभीति र्भवेद्गुह्ये जंघायां मिष्ट भोजनम् ।
पादे च सुख संप्राप्तिः शुक्रचक्र क्रमेण च ।३।

અર્થ :– જે નક્ષત્રમાં શુક્ર હોય તે નક્ષત્રથી ગણુતા જે પહેલા ચાર નક્ષત્ર આવે તે મસ્તકે સ્થાપવા, પછી પાંચ કંઠમાં, ત્રણ હૃદયમાં, બે મુખમાં, બાહુમાં સાત, ગુહ્યમાં ત્રણ, જાઘમાં ત્રણ પગોમા બે સ્થાપવાં.

આ પ્રમાણે જન્મ નક્ષત્ર સુધી ગણત્રી કરવી. તે પ્રમાણે ગણુતા જે નક્ષત્ર મસ્તકે પડે તે જાતકને રાજ્ય અપાવે, કંઠમાં પડે તે ધન અપાવે, હૃદયમાં પડે તો સુખ અપાવે. ગુહ્યમાં પડે તે શત્રુનો ભય ઊભો કરે બને જાંઘમાં પડે તે મિષ્ટ ભોજન અપાવે અને બને પગમાં પડે તે સુખદાયી નીવડે.

## ૧૨૧ શનિ ચક્ર

शनि चक्रं नराकारं लिखित्वा सौरिभादितः ।
नामऋक्षं भवेद्यत्र ज्ञेय तत्र शुभाशुभम् ।।१।

नक्षत्रमेकं च शिरो विभागे तथा मुखे त्रीणि युगं च गुह्ये।
नेत्रे च नक्षत्रयुगं हृदिस्थं भूपञ्चक वामकरे चतुष्कम् ।२।

वामे च पादे त्रितय च भानां, भानांत्रय दक्षिणपाद सस्थम्।
चत्वारि ऋक्षाणि च दक्षिणेतरे पाणौ प्रणीत' मुनि नारदेन ।३।

रोगो लाभो हानि राप्तिश्च सौख्यं बन्ध: पीडा सत्प्रयाण च लाभ:
मान्दे चक्रे मार्गगे कल्पनीय तद्वै लोम्याच्छीघ्रगे स्यात्फलानि ।४।

અર્થ :– શનિ જે નક્ષત્રમાં રહેલો હોય તેને મુખ્ય ગણીને નરાકાર ચક્ર લખવું.

જ્યાં નામનું નક્ષત્ર પડે તેનું શુભાશુભ ફળ કહેવું.

એક નક્ષત્ર મસ્તકે સ્થાપવું અને ત્રણ મોમાં, ચાર નક્ષત્ર ગુહ્યમાં, બે નેત્રોમાં, હૃદયમાં ત્રણ, ડાબા હાથમાં ચાર, જમણા પગમાં ત્રણ, ડાબા પગમાં ત્રણ અને જમણા હાથમાં ચાર નક્ષત્રો સ્થાપવાં.

આ ચક્ર આ પ્રકારે નારદમુનિએ કહ્યું છે.

જો શનિ નક્ષત્ર મસ્તકે પડે તો જાતક રોગી રહે. મોમાં પડે તો લાભ કરે, ગુહ્યમાં પડે તો નુકસાન થાય, નેત્રમાં પડે તો ધનની પ્રાપ્તિ થાય, હૃદયમાં પડે તો સુખદાયી થાય, જો ડાબા હાથમાં પડે તો ધનની પ્રાપ્તિ થાય અને ડાબા પગમાં પડે તો પીડા થાય અને જો જમણા પગમાં પડે તો શ્રેષ્ઠ યાત્રાનો લાભ થાય અને જમણા હાથમાં પડે તો લાભ થાય.

## બીજો પ્રકાર

यस्मिश्चर्छनिश्चरति वक्रगतं तदक्ष चत्वारि दक्षिणकरेऽध्रियुगे
च षट्कम

चत्वारि वामकरणेऽप्युदरे च पञ्च
मूर्ध्नि त्रय नयनयोर्द्वितय गुदे च ।१।

रोगो लाभस्तदा द्रव्यं लाभो बन्धनमेव च।
पूजा च जनसौभाग्यमल्प मृत्युः क्रमात्फलम् ।२।

અર્થ :- જે નક્ષત્રમાં શનિ હોય તે નક્ષત્રથી ઉલટા ચાર જમણા હાથમાં, બને પગમાંછ, ચાર નક્ષત્ર જમણાહાથમાં પેટમાં પાંચ, મસ્તકે ત્રણ, આંખમાં અને ગુહ્યમાં બે-બે નક્ષત્ર સ્થાપિત કરવાથી સ્પષ્ટ ચક્ર બને છે.

રોગ, લાભ, ધન, લાભ, બધન, પૂજા, સૌભાગ્ય, અપમૃત્યુ એ ક્રમથી ઉક્ત સ્થાનોનાં ફળ જાણવા.

## ૧૨૨ રાહુ ચક્ર

यस्मिन्नृक्षे भवेद् राहुस्तदादौ सप्त पादयोः ।
दक्षिणे च भुजे पञ्च शिरसि त्रीणि दापयेत् ।१।

द्वे ऋक्षे हृदये न्यस्य मुखे चैकं नियोजयेत् ।
पञ्च ऋक्षं करे ज्ञेयं ऋक्षमेकं च नाभिगम् ।२।

तत्रैव त्रीणि गुह्ये च राहुचक्र विधीयते ।
धन हानिर्भवेत्पादे सतापंदक्षिणे करे ।
शीर्षे शत्रुभयं विद्याद्धृदये दुर्जन प्रियम् ।३।

मुखे दुर्जन सहार मृत्युर्वामे करे भवेत् ।
नामिस्थ सर्वनाशाय गुह्ये प्राण विनाशनम् ।४।

અર્થ :- જે નક્ષત્રમાં રાહુ હોય ત્યાંથી ગણતા પહેલાં આવતા સાત નક્ષત્રો બંને પગમાં સ્થાપિત કરવાં, પછી જમણા હાથમાં પાંચ, મસ્તકે ત્રણ, બે નક્ષત્ર હૃદયમાં, મોઢામાં એક, પાંચ નક્ષત્ર ડાબા હાથમાં અને એક નાભિમાં સ્થાપવું. ગુહ્યમાં ત્રણ સ્થાપીને રાહુચક્ર બનાવવું.

જો જન્મ નક્ષત્ર બંને પગમાં પડે તો ધન હાનિ થાય.

જમણી ભુજામાં પડે તો સંતાપ થાય, મસ્તકે પડે તો શત્રુનો ભય ઊભો થાય. હૃદયમાં પડે તો જાતક દુર્જનોનો પ્રિય બને. મુખમાં પડે તો દુર્જનોનો નાશ અને ડાબા હાથમાં પડે તો મૃત્યુ થાય. નાભિમાં પડે તો સર્વનાશ થાય અને ગુદામાં પડે તો પ્રાણોનો નાશ થાય.

## ૧૨૩ કેતુ ચક્ર

शीर्षे पञ्च द्वे मुखे पञ्च कर्णे वक्षे च द्वौ वेद ऋक्ष च हस्ते ।
अंघ्रौ पच . बस्ति चत्वारि ज्ञेय केतो चक्र प्रोदितं बुद्धिमद्‌भिः ।
मुखे भय मूर्ध्नि जय करोति कर्णे भय पाणियुगे च सौख्यम् ।
पादे सुखं वक्षसि शोकमेव गुह्ये भ्रम दुःख विकार हेतुः ।२।

અર્થ :- જે નક્ષત્રમાં કેતુ હોય તેની સાથે પાંચ નક્ષત્ર મસ્તકે સ્થાપવાં. મોમાં બે, કાનમાં પાંચ, હૃદયમાં બે, હાથમાં. ચાર, અંઘ્રિમાં નાભિમાં પાંચ, બસ્તિમાં ગુદામાં ચાર નક્ષત્ર સ્થાપવા.

આ પ્રકારે બુદ્ધિમાન પુરૂષો કેતુચક્ર બનાવે છે.

જન્મનક્ષત્ર મુખમાં પડે તો ભય ઊભો થાય, મસ્તકે પડે તો જય થાય, કાનમાં પડે તો ભય, બંને હાથમાં પડે તો સુખ થાય, પગમાં પડે તો પણ સુખ. હૃદયમાં પડે તો શોક અને ગુદામાં પડે તો ભય અને દુઃખના હેતુરૂપ થાય.

## ૧૨૪ નવ–પ્રકાર ગ્રહ ફળ

दोप्तः १ स्वस्थो २ मुदितः ३ शान्तः ४ शक्तः ५ प्रकोडितो
६ दीनः ७ विकलः ८ खलश्च ९ कथितो नव प्रकारो
ग्रहो हरिणा ।१।

दीप्तस्तुङ्ग गतः खगो निजगृहे स्वस्थो हिते हर्षितः ।
शान्तः शोभनवर्गगश्च खचरः शक्तः स्फुर दस्मिभाक् ।
लुप्तः स्याद् विकलः स्वनोचगृहगो दीनः खलः पापयुक्
खेटो यः परिपीडितश्च खचरैः स प्रोच्यते पीडितः ।२।

અર્થ :– દીપ્ત, સ્વસ્થ, મુદિત, શાન્ત, શક્ત, પીડિત, દીન, વિકલ અને ખલ એ અવસ્થા નવ પ્રકારથી ગ્રહોની કહી છે.

જે ગ્રહ પોતાની ઉચ્ચ રાશિમા બેઠો છે તેની અવસ્થા દીપ્ત છે.

જે ગ્રહ પોતાના ઘરમા બેઠો છે, તેની અવસ્થા સ્વસ્થ છે.

જે ગ્રહ મિત્રના ઘરમાં છે તે હર્ષિત-મુદિત છે અને જે શુભ ગ્રહ ષડવર્ગમા હોય તેની શાંત અવસ્થા જાણવી. અને જે ગ્રહ ઉદય પામેલો છે તે શક્તાવસ્થામા છે. અને જે ગ્રહ પોતાની નીચ રાશિમા છે અથવા સૂર્યના કિરણોમાં અસ્ત થઈ ગયો છે તે દીન છે અને જે ગ્રહ. પાપગ્રહ સાથે બેઠેલો છે, તે ખલ છે અને જે ગ્રહ પાપ-ગ્રહોથી પીડિત છે, તે પીડિતાવસ્થામાં છે.

### ૧૨૫ અવસ્થા ફળ

दीप्ते प्रतापादतिता पिता रिर्गलन् मदालंकृत कुञ्जरेशः ।
नरो भवेत्तन्निलये सलील पद्‌मालय.लकुरुते विलासम् ।३।

स्वस्थे महद्वाहन धान्यरत्न विशालशाला बहुलेन युक्तः ।
सेनापतिः स्यान् मनुजो महौजा वैरिव्रजावाप्त जयाधिशाली ।४।

हर्षिते भवति कामिनी जनोऽत्यत भूषण मणि व्रज वित्तः ।
धर्मकर्म करणैकमानसो मानसोद् भवचयो हृत शत्रु ।५।

शान्तेऽति शान्ते हि महीपतीना मन्त्री स्वतन्त्रो वहु मित्रपुत्रः
शास्त्राधिकारी सुतरां नरः स्यात्परोपकारी सुकृतैकचित्त ।६।

शक्तेऽतिशक्त पुरुपो विशेषात्सुगन्धमाल्या भिरुचि. शुचिश्च ।
विख्यात कीर्तिः सुजनः प्रसन्नो जनोपकर्ताऽरिजन प्रहर्ता ।७।

અર્થ :– જે ગ્રહ દીપ્ત અવસ્થામાં છે. તેનું ફળ ઘણું સારૂં હોય છે અર્થાત્ એવા ગ્રહયોગવાળો પુરૂષ બહુ પ્રતાપી ગજસ્વામી,

ધનવાન, શત્રુઓને જીતનારો અને વિખ્યાત કીર્તિવાળો હોય છે, તેના ઘરમાં લક્ષ્મી નિરંતર વાસ કરે છે.

જેના જન્મકાળે ગ્રહ સ્વસ્થાવસ્થામાં હોય છે, તે પુરૂષને ઘણા વાહનોનું સુખ હોય છે. તેમજ તે ઉત્તમ સ્થાનમાં નિવાસ કરનારો હોય છે તથા ધનધાન્યથી સમૃદ્ધ તે મોટી સેનાનો સ્વામી અને શત્રુઓને પરાસ્ત કરનારો હોય છે.

જેના ગ્રહ હર્ષિતાવસ્થામાં હોય છે, તે પુરૂષ અનેક સ્ત્રીઓ સાથે ભોગ વિલાસ કરનારો, રત્નાદિ આભૂષણો પહેરનારો મોટો ધનપતિ, ઉત્તમ યશ મેળવનારો ધર્મનિષ્ઠ અને શત્રુ રહિત હોય છે.

જેના ગ્રહ શાંતાવસ્થામાં બેઠા હોય હોય છે, તે પુરૂષ અધિક શાન્તિયુક્ત, રાજાનો મંત્રી, સ્વતંત્ર વ્યક્તિત્વવાળો, અનેક મિત્ર અને પુત્રોવાળો, સુખી, પ્રસન્ન ચિત્તવાળો, શાસ્ત્રાભ્યાસી, નિરંતર અભ્યાસમગ્ન, પરોપકારી તથા સાવધાન ચિત્તવાળો હોય છે.

જેના ગ્રહ શક્તાવસ્થામાં બેઠા હોય છે, તે પુરૂષ ખાસ કરીને સર્વ કાર્યો કરવામાં સમર્થ હોય છે તેમજ સુગંધી પુષ્પો વગેરે પદાર્થોમાં રૂચિવાળો હોય છે. તથા તે પવિત્ર આત્મા કીર્તિવાન સુજનોમાં પ્રસન્ન થનારો, ઉપકાર બુદ્ધિવાળો અને શત્રુઓને હણનારો હોય છે.

हतबलो विकले मलिनः सदा रिपुकुल प्रबलत्व गलन्मतिः ।
खलसखः स्थल सचरतो नरः कृशतरः परकार्यगतादरः ॥

दीनेति दीनोपचयेन तप्तः संप्राप्त भूमी पति शत्रुभीतिः ।
सत्यक्तनीतिः खलु हीनकान्तिः स्वजातिवैरं हि नरः प्रयाति ।९।

खलाभिधाने हि खल्वै. कलिः स्यात् कान्ताति चिन्ता परितप्त चित्त.।
विदेशयान घनहीन तान्तः को ऽ पि भवेल्लुब्धमति प्रकाश. ।१०।

पीडि भवति पीडितः सदा व्याधिभिर्व्यस नतोऽपि नितान्तम् ।
याति संचलनतां निजस्थलाद् व्याकुलत्वमपि बन्धु चिन्तया ।११।

અર્થ :- જેના ગ્રહ વિકલાવસ્થામાં બેઠા હોય તે પુરૂષ નિર્બળ, મલિન, સદા શત્રુઓથી પીડિત, બુદ્ધિહીન, નીચ માણસોની સોબત કરનારો, પરદેશમાં વસનારો અને પારકા કામ કરનારો હોય છે.

જેના ગ્રહ દીનાવસ્થામાં બેઠા હોય, તે પુરૂષ દયાપાત્ર, રાજાથી પીડિત, શત્રુઓથી ભયભીત, નીતિહીન, કાંતિહીન અને સ્વજનોથી વેર રાખનારો હોય છે.

જેના ગ્રહ ખલાવસ્થામાં બેઠા હોય, તે પુરૂષ ખલ-ઠગ-ધૂર્ત લુચ્ચા માણસોથી ઝઘડા કરનારો, સ્ત્રીથી દુખી ચિંતાગ્રસ્ત, દ્રવ્યની ઝંખના કરનારો, પરદેશમાં ભ્રમણ કરનારો, દરિદ્ર, ક્રોધી અને બુદ્ધિહીન હોય છે.

જેના ગ્રહ પીડિતાવસ્થામાં બેઠા હોય, તે પુરૂષ સદા પીડા ગ્રસ્ત રહે છે. તેમજ ચીંથરેહાલ દશામાં પરદેશ જાય છે અને પોતાના બંધુઓની ચિંતાથી વ્યાકુળ રહે છે.

## ૧૨૬ ગજ ચક્ર

येन विज्ञान मात्रेण यात्रा युद्ध जयो भवेत् ।१।
गजाकारं लिखेच्चक्रं सर्वावयव स युतम् ।
अष्टविंशति ऋक्षाणि देयानि सृष्टिमार्गतः ।२।
मुखे शुण्डाग्रे नेत्रे च कर्णशीर्षा ध्रिपुच्छके ।
द्विकं द्विक च दातव्यं पृष्ठो दरे चतुश्चतुः ।३।
द्विरद०यय भान्यादौ वदनाद् गण्यते बुधैः ।
यत्र ऋक्षे स्थितः सौरिर्ज्ञेय तत्र शुभाशुभम् ।४।

અર્થ :- હવે ગજ ચક્ર કહુ છું. જેનો યથાર્થ વિચાર કરવાથી યાત્રા અને યુદ્ધમાં સફળતા મળે છે.

પહેલા સંપૂર્ણ અંગોપાંગવાળા હાથીનું ચક્ર બનાવવું.

પછી સૃષ્ટિ માર્ગે કરીને અઠ્ઠાવીસ નક્ષત્ર સ્થાપવા.

મુખમાં, સૂંઢના અગ્રભાગમાં, કાનમાં, મસ્તકમાં, ચરણમાં અને પૂંછડામાં બે-બે નક્ષત્ર સ્થાપવા. પીઠ અને પેટમાં ચાર-ચાર સ્થાપવાં.

અશ્વિની આદિ પ્રથમ બાર નક્ષત્રની ગણના મુખથી શરૂ કરવી પછી જ્યાં જે નક્ષત્રમાં શનિ સ્થિત હોય તેનુ શુભાશુભ ફળ કહેવું.

मुखे शुण्डाग्रे नेत्रे च सौरिभं मस्तकोदरे ।
युद्धकाले गते यस्य जयस्तस्य न संशयः ।५।

पृष्टे, पादे च पुच्छे च कर्णे संस्थे शनैश्वरे ।
मृत्युर्भङ्गो रणे तस्थ ऐरावतसमो यदि ।६।

एतेषां दुष्टभङ्गानां तत्कालः संस्थितः शनिः ।
तत्काले षट्टबन्धोऽपि वर्जनीयः प्रयत्नतः ।७।

पृथिव्या भूषणं मेरुः, शर्वर्या भूषणं शशी ।
नराणां भूषणं विद्या, सैन्यानां भूपणं गजः ।८।

અર્થ:- મુખમાં, સૂંઢના અગ્ર ભાગમાં, નેત્રમાં, મસ્તકમાં તથા પેટમાં જો શનિનું નક્ષત્ર પડે એવા સમયે તેનો યુદ્ધમા જય થાય છે. અને જો પીઠમાં ચરણોમાં, પૂછડે અથવા કાનમાં શનિનુ નક્ષત્ર રહેલું હોય તો તે હાથી ઐરાવત જેવો હોય તો પણ તે રણસંગ્રામમાં માર્યો જાય છે.

આ દુષ્ટ ભંગસ્થાનનું શનિની દશાવાળો મનુષ્ય જો પટ્ટબધ હોય તો પણ તેણે પ્રયત્નપૂર્વક તરત તેનો યાત્રાદિમાં ત્યાગ કરવો જોઇએ.

પૃથ્વીનું આભૂષણ મેરૂ પર્વત છે, રાત્રિનું આભૂષણ ચન્દ્રમા છે, મનુષ્યનુ આભૂષણ વિદ્યા છે. તે જ રીતે સેનાનું આભૂષણ હાથી છે

### ૧૨૭ અશ્વ ચક્ર

अश्वाकार लिखेच्चक्र विश्वधिष्ण्यादि तारकाः ।
वदनात् सृष्टिगा देया अष्टा त्रिंशति संख्यया ।१।
मुखा क्षिकर्ण शीर्षेषु पुच्छांघ्री युग्मसंख्यथा ।
पञ्चपञ्चो दरे पृष्टे सौरिर्यत्र फलं ततः ।२।
मुखाक्षिकर्ण शीर्षस्थो यदा सौरिस्तुरङ्गमे ।
तदाऽरिर्भङ्ग मायाति रण शत्रुर्वश गतः ।३।
कर्णाघ्रि पृष्ठे पुच्छस्थे अश्वाङ्गे ष्वर्कनन्दने ।
विभ्रमभङ्ग हानिं च कुरुतेऽसौ महा हवे ।४।
एतत्थान स्थितः सौरिः सदा काले हयस्य च ।
पट्टबन्धे गमे युद्धे वर्जयेत्तं हय नृपः ।५।
देशान्तर स्थित. सौरौ रिपवः सन्ति शकिता ।
तुरङ्ग यस्य भूपस्य विचरन्ति मही तले ।६।

અર્થ :- અશ્વાકાર ચક્ર લખીને, અશ્વિની આદિ અઠ્ઠાવીસ નક્ષત્ર સૃષ્ટિ માર્ગે કરીને સ્થાપવા.

મુખ, નેત્ર, કાન, પૂછડું, ચરણ તેમાં બે-બે નક્ષત્ર ધરવાં.

ઉદર અને પીઠમાં પાંચ-પાંચ નક્ષત્ર સ્થાપવાં પછી જ્યાં શનિ સ્થિત હોય, તેનું ફળ કહેવું.

મુખમાં, નેત્રમાં, કાનમાં, મસ્તકમાં જો શનિ-અશ્વચક્રમાં સ્થિત હોય, તો યુદ્ધમાં શત્રુ પરાજિત થઈને વશવર્તી બને.

અને જો શનિ, ચરણોમાં, પીઠમાં યા પૂછડે સ્થિત હોય તો યુદ્ધમાં પરાજય થાય

અશ્વચક્રમાં આ સ્થાનોમાં સ્થિત શનિ પટ્ટબંધમાં, યાત્રામાં, યુદ્ધમાં છોડી દેવો. અશ્વચક્રમાં અન્ય સ્થાનોમાં જે રાજાને શનિ રહેલો હોય તે રાજાના શત્રુઓ શંકા સહિત પૃથ્વી પર ફરે છે.

### १२८ शत पद चक्र

चक्रं शतपदं वक्ष्ये ऋक्षांशा क्षरसंभवम् ।
नामादि वर्णतो ज्ञेयमृक्षराश्यंशकं तथा ।१।
तिर्यगूर्ध्वगता रेखा रुद्रसंख्या लिखेद् बुधः ।
जायते कोष्ठक तत्र शतमेकं न संशयः ।२।

| अ | ब | क | ह | ड | मो | मे | मु | मी | म |
|---|---|---|---|---|---|---|---|---|---|
| हु | वि | कि | हि | डि | टो | टे | टु | टी | ट |
| थ | वु | कु | हु | डू | पो | छे | घु | प | प |
| ए | वे | के | हे | डे | रो | रे | रु | रा | र |
| ओ | वो | को | हो | डो | तो | ते | तू | ती | त |
| ल | लि | लू | ले | लो | वो | जी | जे | यो | वे |
| च | चि | चू | चे | चो | भे | झे | म | ये | ने |
| द | दि | दू | दे | दो | गु | जु | भ | यु | नु |
| श | शि | शू | शे | शो | खि | जि | भि | यि | यु |
| अ | गि | गू | गे | गो | प | ज | म | य | भ |

न्यस्यावक हडा दीनि रुद्रादि विदिशः क्रमात् ।
पञ्च पञ्च क्रमेणैव विशद्वर्णान् प्रयोजयेत् ।३।
पञ्चस्वर समायोग एकैकं पंचधा कुरु ।
कुर्यात् कुपुमृदु स्थानि त्रीणि त्रीण्य क्षराणि च ।४।
कुधङव भवेत्स्तंभो रौद्र ईशानगोचरे ।
पुषणठ भवेत् स्तंभो हस्त माग्नेय संज्ञके ।५।

अघफढ भवेत्पूर्वे दुघडज उत्तरातले ।
एवं स्तम्भ चतुष्कं च ज्ञातव्यं स्वर वेदिभिः ।६।
धिष्ण्यानि कृत्तिकादोनि प्रत्येकं चतुरक्षरैः ।
साभिजित्पंव शस्तस्य शतकं द्वादशाधिकम् ।७।
यद्दक्षांशक कोष्ठस्थः क्रूरः सौम्योऽपि वा ग्रहः ।
यज्ञस्त द्वर्जयेन्नित्यं पुंसो नामाद्यमक्षरम् ।८।

આમ શતપદ ચક્ર બનાવવાનો ક્રમ ઉક્ત ચક્રથી ૨૫૮પણે જાણી લેવો. પછી નામના અક્ષરથી વેધનો વિચાર કરવો.

सौम्यै विद्धे शुभं ज्ञेयमशुभं पापखेचरैः ।
मिश्रैर्मिश्रफलं तत्र निर्वेधेन शुभाशुभम् ।९।
यदुक्त सर्वतो भद्रं ग्रहोपग्रहवेधतः ।
शुभाशुभ फलं सर्वं तदिहापि विचिन्तयेत् ।१०।

અર્થ :- શુભ ગ્રહથી નામાદિ અક્ષરનો વેધ હોય તો શુભ જાણવો. અને પાપગ્રહોના વેધથી અશુભ જાણવો. મિશ્ર અર્થાત્ શુભ ગ્રહ અને પાપગ્રહ બંનેનો વેધ હોય, તો મિશ્ર ફળ જાણવું. જો વેધ ન હોય, તો શુભાશુભ ફળ ઉપરવિચાર કરવો. જે રીતે સર્વતો ભદ્ર ચક્રમાં ઉપગ્રહના વેધથી શુભાશુભ ફળ કહેલું છે, તે જ રીતે આ ચક્રમાં પણ વેધના ફળનો વિચાર કરવો.

## ૧૨૯ સૂર્ય કાલાનલ ચક્ર

सूर्यकालानलं चक्रं स्वर शास्त्रोदितं महत् ।
तदहं विशदं वक्ष्ये चमत्कृतिकर परम् ।१।
त्रिशूलकाग्राः सरलाश्च तिस्रः कीलोर्ध्व रेखा परिकल्पनीयाः ।
रेखात्रय मध्यगत च तत्र द्वे द्वे च कोणो परिगे विधेये ।२।
त्रिशूलकोणान्तर गान्यरेखा तदंग्रगोः शृङ्गयुग विधेयम् ।
मध्य त्रिशूलस्य य दण्डमूलात्सव्येन भान्यर्कभतोऽभिजिच्च ।३।

અર્થ :- સ્વર શાસ્ત્રમાં સૂર્ય કાલાનલ ચક્રનું જે વર્ણન છે તે કહું છું. તે મહા ચમત્કારી ફળ આપનારૂં છે.

પહેલાં ઊભી ત્રણ રેખાઓ ખેંચવી, તે પ્રત્યેક રેખામાં એક એક ત્રિશૂળ બનાવવું અને ત્રણ રેખા ઉત્તરથી દક્ષિણ તરફ આડી બનાવવી તેમજ બે-બે રેખાઓ તે તે ખૂણાઓમા બનાવવી.

ત્રિશૂળ અને ખૂણાઓ વચ્ચે શ્રુંગ બનાવવુ જમણી અને ડાબી તરફ મધ્ય ત્રિશૂળના દંડની નીચે જે નક્ષત્ર પર સૂર્ય હોય તે નક્ષત્રને ત્યાં સ્થાપવું. જમણીબાજુથી અભિજિત સહિત અઠ્ઠાવીસે નક્ષત્રની સ્થાપના કરવી.

स्वनामभं यत्र गतं च तत्र प्रकल्पनीयं सद सत्फलं हि ।
तत्तस्य ऋक्षत्रितये क्रमेण चिन्ता वधश्च प्रतिवन्धनानि ।४।
शृङ्गद्वये रक् च भवेत्त्व भङ्गः शूलेषु मृत्युं परिकल्पयन्ति ।
शेषेषु धिष्ण्येषु जयश्च लाभोऽभीष्टर्थं सिद्धिर्विविधा नराणाम् ।५।

અર્થ :- પછી પોતાના નામનું નક્ષત્ર જ્યાં પડે તેનુ શુભાશુભ ફળ જાણી લેવું.

નીચેના ત્રણે નક્ષત્રોનાં ફળ-ચિંતા, વધ અને બંધન જાણવાં.

બને શ્રુગોના નક્ષત્રોનાં ફળ-રોગ અને ભંગ છે. અને જે નવ નક્ષત્ર ત્રિશૂળની ઉપર છે અને છ નક્ષત્ર મધ્યમાં છે તેનું ફળ જય, લાભ અને ઇષ્ટસિદ્ધિ છે.

श्री सूर्यकालानलचक्र मेतद्गदे च वादे च रणे प्रयाणे ।
प्रयत्न पूर्वपरिचिन्तनीयं पुरातनानां वचनं प्रमाणम् ६।
रवेर्वेधे मनस्तापो द्रव्य हानिश्च भूसुते ।
रोग पीडाकरो मन्दो राहुः केतुश्च मृत्युदः ।७।
गुरोर्वेधे भवेल्लाभो रत्नलाभश्च भार्गवे ।
स्त्रीलाभश्चन्द्रवेधे च सुखं स्याद् बुध वेधतः ।८।
जन्म राशेश्च वेधेन फलमेतत् प्रकीर्तितम् ।९।

અર્થ - આ સૂર્ય કાલાનલ ચક્ર રોગમાં વિવાદમાં, સંગ્રામમાં અને યાત્રામાં વિચારણીય છે.

સૂર્યના વેધથી મન સંતાપ્રાપ્ત બને છે, મંગળના વેધથી દ્રવ્યની હાનિ, શનિના વેધથી રોગ અને પીડા રાહુ કેતુના વેધથી મૃત્યુ થાય છે.

બૃહસ્પતિના વેધથી લાભ થાય છે, શુક્રના વેધથી રત્નોનો લાભ થાય છે, ચન્દ્રમાના વેધથી સ્ત્રીનો લાભ થાય છે અને બુધના વેધથી સુખ મળે છે.

જન્મરાશિના વેધથી આ ફળ કહેવામાં આવ્યું છે.

# વિભાગ ત્રીજો

## 'વાસ્તુસાર પ્રકરણ' નામે ગ્રન્થમાંથી

### ૧ ભૂમિ પરીક્ષા

च उ वीसंगुलभूमी खणे वि पुरिज्ज पुण वि सा गत्ता ।
तेणे व मट्टिआए हीणाहिय समफला नेया ।।

અર્થ :– ઘર અને મંદિર આદિ બનાવવાની ભૂમિમાં ચોવીસ આંગળના માપનો ખાડો ખોદવો તેમાંથી જે માટી નીકળે, તે માટીથી પાછો તે ખાડો પૂરવો. જો ખાડો પૂરતાં માટી ઓછી થાય અર્થાત્ ખાડો પૂરો ભરાય નહિ, તો હીનફળ સમજવુ અને જો માટી વધી જાય, તો ઉત્તમ ફળ સમજવુ અને માટીથી ખાડો બરાબર ભરાઈ જાય તો સમાન ફળ સમજવું.

अह् सा भरिय जलेग य चरणसयं गच्छमाण जा सुसइ ।
ति–दु–इग–अगुल भूमो अहम–मज्झम–उत्तमा जाण ।।

અર્થ :– અથવા તે ચોવીસ આંગળના ખાડામાં બરાબર પૂરૂં પાણી ભરવું પછી એક સો પગલાં દૂર જઈને, પાછા ફરીને પાણીથી ભરેલા તે ખાડાને જોવો. જો ખાડામાં ત્રણ આગળ જેટલું પાણી સૂકાઈ ગયુ હોય, તો અધમ, બે આગળ જેટલું પાણી સૂકાઈ જાય, તો મધ્યમ અને એક આંગળ જેટલું પાણી સૂકાઈ ગયેલુ હોય, તો ઉત્તમ ભૂમિ જાણવી

### ૨ વર્ણાનુકૂળ ભૂમિ

सियविप्पि अरुणखत्तिणो, पीअवइसी अ कसिणसुद्दी अ ।
मट्टि अ वण्णपमाणा भूमि निय निय वण्णसुक्खयरी ।।

અર્થ :–સફેદ વર્ણની ભૂમિ બ્રાહ્મણને લાલવર્ણની ભૂમિ

ક્ષત્રિયને, પીળા વર્ણની ભૂમિ વૈશ્યને અને કાળા વર્ણની ભૂમિ શુદ્રને માટે છે. એ માટીના વર્ણ પ્રમાણે પોત પોતાના વર્ણને સુખ કારક ભૂમિ જાણવી.

### ૩ દિશા-સાધન

समभूमि दुकरवित्थरि दुरेहचवकस्स मज्झि रविसंकं ।
पढमत छाय गब्भे जमुत्तरा अद्धि उदयत्थ ॥

અર્થ :- સમતળ ભૂમિ ઉપર બે હાથના વિસ્તારવાળો એક ગોળ-વૃત્ત કરવો પછી તે ગોળકના મધ્ય ભાગમાં બાર આંગળનો એક શંકુ સ્થાપન કરીને સૂર્યોદયના સમયે જોવું.

જ્યાં શંકુની છાયાનો અન્ત્ય ભાગ ગોળકની પરિધિમાં આવે, ત્યાં એક ચિન્હ કરવું આ પશ્ચિમ દિશા જાણવી.

પછી સૂર્યાસ્ત સમયમાં જોવું અને જ્યાં શંકુની છાયાનો અન્ત્ય ભાગ પરિધિમાં આવે ત્યાં બીજું ચિન્હ કરવું. આ પૂર્વ દિશા જાણવી.

પછી પૂર્વ અને પશ્ચિમ સુધી એક સરળ રેખા ખેચવી. આ રેખા બરાબર વ્યાસાર્ધ માનીને એક પૂર્વ ચિન્હથી અને બીજો પશ્ચિમ ચિન્હથી, આ પ્રમાણે બે ગોળાકાર કરવાથી પૂર્વ-પશ્ચિમ રેખા ઉપર માછલીના આકાર જેવી એક આકૃતિ બનશે, આવા મધ્ય-બિંદુથી, ગોળાકારના સ્પર્શ-બિંદુ સુધી એક સરળ રેખા ખેચો જયા આ રેખા ઉપરના બિંદુને સ્પર્શ કરે તે ઉત્તર દિશા અને જ્યાં નીચેના બિંદુને સ્પર્શ કરે, તે દક્ષિણ દિશા જાણવી.

ઉદાહરણ :- જેમકે 'ઈ ઉ એ' ગોળનું મધ્ય બિંદુ 'અ' છે તે ઉપર બાર આંગળનો શંકુ સ્થાપીને સૂર્યોદયના સમયમાં જોવુ તો શંકુની છાયા ગોળમાં 'ક' બિંદુની પાસે પ્રવેશ કરતી જણાય છે, તો 'ક' બિંદુને પશ્ચિમ દિશા સમજવી.

અને આ શંકુની છાયા મધ્યાહ્ન પછી સૂર્યાસ્ત સમયમાં 'ચ' બિંદુની પાસે ગોળની બહાર નીકળતી જણાય, તો 'ચ' બિંદુને પૂર્વદિશા જાણવી.

પછી 'ક' બિંદુથી 'ચ' બિંદુ સુધી એક સરળ રેખા ખેંચવી તો તે પૂર્વ-પશ્ચિમ રેખા થાય છે.

આ પૂર્વ-પશ્ચિમ રેખાને વ્યાસાર્ધ માનીને એક 'ક' બિંદુથી 'ચ છ જ' અને બીજા 'ચ' બિંદુથી 'ક ખ ગ ગોળ બનાવવો તે પૂર્વ-પશ્ચિમ રેખાના ઉપર એક માછલીની આકૃતિ જેવી આકૃતિ બને છે પછી મધ્યના 'અ' બિંદુથી એક લાંબી સરળ રેખા ખેંચો જે માછલીની આકૃતિવાળા આકારની મધ્યમાં થઈ બંને ગોળાકારના સ્પર્શબિંદુને સ્પર્શ કરતી બહાર નીકળે તે ઉત્તર-દક્ષિણ રેખા જાણવી.

૪ દિશા-સાધન યંત્ર




અથવા શંકુની છાયા તીર્છી 'ઇ' બિંદુની પાસે ગોળાકારમાં પ્રવેશ કરતી જણાય; તો 'ઇ' પશ્ચિમ બિંદુ, અને 'ઉ' બિંદુની બહાર નીકળતી જણાય તો 'ઉ' પૂર્વ-બિંદુ જાણવું. પછી 'ઇ' બિંદુથી 'ઉ' બિંદુ સુધી સરળ રેખા ખેંચો તો તે પૂર્વ-પશ્ચિમ

રેખા થાય છે. પછી મધ્યબિંદુ 'અ' થી પૂર્વવત્ ઉત્તર-દક્ષિણ રેખા ખેંચવી.

५ સમચોરસ સ્થાપના

समभूमी ति ट्ठीए वट्टति अट्ठकोण कक्कडए ।
कूण दु दिसि सत्तरंगुल मज्झि तिरिय हत्थुचउरंसे ।।

અર્થ :- સમતલ ભૂમિ ઉપર એક હાથના વિસ્તારવાળો ગોળાકાર બનાવવો તે ગોળાકારમાં આઠ ખૂણિયો અને તે આઠ ખૂણાની બંને તરફ ૧૭ આંગળની ભુજાવાળો એક સમચોરસ બનાવો.

ગણિતશાસ્ત્રના હિસાબે એક હાથના વિસ્તારવાળા ગોળાકારમાં આઠ ખૂણા બનાવવામાં આવે તો પ્રત્યેક ભુજાનું માપ નવ આંગળ અને સમચોરસ બનાવવામાં આવે તો પ્રત્યેક ભુજાનુ માપ સત્તર આંગળ થાય છે.

૬ સમ ચોરસ ભૂમિ-સાધન યંત્ર



ભૂમિ લક્ષણ-ફળ

दिण तिग बीअप्पसवा च उ रंसाऽवम्मिणी कफुट्टा य ।
असल्ला भू सुहया पुव्वे साणुत्तरं बुवहा ।।

वम्मइणो वाहिकरी, ऊसरभूमीइ हवइ रोरकरी ।
अइफुट्टा मिच्चुकरी, दुक्खकरी तह्य ससल्ला ।१०।

અર્થ :- જે ભૂમિમાં બીજ વાવવાથી ત્રણ દિવસમાં ઉગી જાય તેવી સમ ચોરસ ઉધઈ વગરની નહિ ફાટેલી. શલ્ય રહિત તથા જેમાં પાણીનો પ્રવાહ પૂર્વ, ઈશાન યા ઉત્તર તરફ જતો હોય તેવી ભૂમિ સુખ આપનારી છે.

ઉધઈવાળી ભૂમિ વ્યાધિ કારક છે, ખારી ભૂમિ ઉપદ્રવકારક છે. અધિક ફાટેલી ભૂમિ મૃત્યુ કારક છે અને શલ્યવાળી ભૂમિ દુઃખ દેનારી છે.

સમરાંગણ સૂત્ર ધારમાં કહ્યું છે કે-

रक्षोम्बुनाथको नाश–मरुद्दहनदिक्प्लवा ।
मध्यप्लवा च भूर्व्याधि–दारिद्रयमर कावहा ।।

वह्निप्लवा वह्निभिये मृतये दक्षिणप्लवा ।
रुजेरक्षःप्लवा प्रत्यक्प्लवा धान्यधनच्छिदे ।।

कलहाय प्रवासाय रोगाय च मरुत्प्लवा ।
मध्यप्लवा तु भूमिर्या सर्वनाशाय सा भवेत् ।।

અર્થ :- ઘરની ભૂમિમાં નૈઋત્ય કોણ પશ્ચિમ દિશા, દક્ષિણ દિશા-વાયવ્ય કોણ અને મધ્યભાગ તરફ પાણીનો પ્રવાહ જતો હોય, અર્થાત્ તે-તે ભાગ નીચો હોય તો, તે ભૂમિ વ્યાધિ, દારિદ્ર, રોગ અને વધ કરવાવાળી છે.

ઘર કરવાની ભૂમિ અગ્નિ ખૂણા તરફ નીચી હોય તો અગ્નિનો ભય કરે. દક્ષિણ તરફ નીચી હોય તો મૃત્યુ કારક છે. નૈઋત્ય ખૂણા તરફ નીચી હોય તો રોગ કારક છે. પશ્ચિમ દિશા તરફ નીચી હોય તો ધન-ધાન્યનો વિનાશ કરે, વાયવ્ય કોણ તરફ નીચી હોય તો ક્લેશ-પ્રવાસ અને રોગ વર્ધક છે મધ્ય ભાગમાં નીચી હોય તો સર્વ પ્રકારે વિનાશકારક છે.

સમરાંગણ સૂત્ર ધારમાં પ્રશસ્ત ભૂમિનું લક્ષણ આ પ્રમાણે કહ્યું છે :

घर्मागमे हिमस्पर्शा या स्यादुष्णा हिमागमे ।
प्रावृष्युष्णा हिमस्पर्शा सा प्रशस्ता वसुन्धरा ।।

**અર્થ** :– જે ભૂમિ ગરમીની મોસમમાં ઠંડી, ઠંડીની મોસમમાં ગરમ અને ચોમાસાની મોસમમાં ગરમ અને ઠંડી એ પ્રમાણે સમયાનુકૂળ રહે તો તે ભૂમિ પ્રશંસનીય છે.

मनसश्चक्षुसोर्यत्र सन्तोषो जायते भुवि ।
तस्यां कार्यं गृह सर्वै–रिति गर्गादि सम्मतम् ।।

**અર્થ** :– જે ભૂમિને જોવાથી મન અને નેત્ર પ્રસન્ન થાય. તે ભૂમિ ઉપર ઘર બનાવવું એવો ગર્ગ આદિ આચાર્યોનો મત છે.

**૭ શલ્ય શોધન વિધિ :**

ब क च त ए ह स पच्छा इअ नव वण्णा कमेण लिहिअ०वा ।
पु०वाइदिसासु तहा भूमिं काऊण नव भाए ।।
अहिमंतिऊण खडिअं विहिपुव्वं कन्नाया करे दाऊं ।
आणाविज्जइ पण्ह पण्हा इम अक्खरे सल्ल ।।

**અર્થ** :– ભૂમિ ઉપર મકાન, મંદિર આદિ બનાવવાની ઇચ્છા હોય, તે ભૂમિના એક–સરખા નવ ભાગ કરવા પછી એ નવ ભાગમાં પૂર્વાદિ આઠ દિશાના ક્રમથી અને એક મધ્યમાં 'બ ક ચ ત એ હ સ પ અને જ' એ નવ અક્ષર ક્રમથી લખવા.

પછી "ૐ હ્રીં શ્રી એં નમો વાગ્વાદિની ! મમ પ્રશ્ને અવતર અવતર" એ મંત્ર વડે ખડી મંત્રીને કન્યાના હાથમાં આપીને તેની પાસે કોઇ પણ અક્ષર લખાવવો અથવા બોલાવવો. જો ઉપર લખેલ નવ અક્ષરોમાંથી કોઇ એક અક્ષર તે લખે યા બોલે તો તે અક્ષરવાળા ભાગમા શલ્ય છે એમ

સમજવું અને ઉપરના નવ અક્ષરોમાંથી કોઈ અક્ષર પ્રશ્નમાં ન આવે તો તે ભૂમિ શલ્ય રહિત જાણવી

| | | |
|---|---|---|
| ઈશાન<br>प | પૂર્વ<br>व | અગ્નિ<br>क |
| ઉત્તર<br>स | ज | દક્ષિણ<br>प |
| વાયવ્ય<br>ह | પશ્ચિમ<br>ए | નૈરૂત્ય<br>त |

चप्पण्हे नरसल्ल सड्ढकरे मिच्चुकारगं पुव्वे ।
कप्पण्हे खरसल्ल अग्गीए दुकरि निवदहं ।।

અર્થ :- જો પ્રશ્નનો અક્ષર 'व' આવે તો પૂર્વ દિશાની ભૂમિનાં ભાગમાં દોઢ હાથ નીચે મનુષ્યનુ શલ્ય (હાડકા વગેરે) છે, એમ જાણવુ. તે રહી જાય તો ઘરધણીનુ મરણ થાય.

જો પ્રશ્નનો અક્ષર 'क' આવે તો અગ્નિ ખૂણામાં ભૂમિની અંદર બે હાથ નીચે ગધેડાનુ શલ્ય છે એમ જાણવુ તે રહી જાય તો રાજ્યનો ભય રહે.

जामे चप्पण्हेणं नरसल्लं कडितलम्मि मिच्चुकरं ।
तप्पण्हे नेरईए सड्ढकरे साणुसल्लु सिसुहाणो ।१४।

અર્થ :- જો પ્રશ્નાક્ષર 'च' આવે તો ભૂમિના દક્ષિણ ભાગમાં કમ્મર બરાબર નીચે મનુષ્યનું શલ્ય સમજવું. તે રહી જાય તો ઘરધણીનું મરણ કરે.

જો પ્રશ્નાક્ષર 'त' આવે તો નૈઋત્ય ખૂણામાં ભૂમિની અંદર દોઢ હાથ નીચે કૂતરાનું શલ્ય જાણવું. તે રહી જાય તો બાળકો ન જીવે, અર્થાત્ ઘરધણીને સંતાન-સુખ ન મળે.

पच्छिमदिसि एपण्हे सिसुसल्लं कर दुगम्मि परएसं।
वायव्वे हप्पण्हि चउकरी अगारा मित्तना सयरा ।।

અર્થ :– જો પ્રશ્નાક્ષર ,ए' આવે તો પશ્ચિમ દિશાના ભૂમિ ભાગની અંદર બે હાથ નીચે બાળકનુ શલ્ય જાણુવું. તે રહી જાય તો ઘરધણી ઘરમાં સુખ પૂર્વક નિવાસ ન કરી શકે.

જો પ્રશ્નાક્ષર 'ह' આવે તો વાયવ્ય ખુણામાં ભૂમિની અંદર ચાર હાથ નીચે અંગારા જાણુવા તે રહી જાય તો મિત્રોનો નાશ કરે.

उत्तरदिसि सप्पण्हे दिअवरसल्लं कडिम्मि रोरकर।
पप्पण्हे गोसल्लं सदुकरे धणविणासमीसाणे ।।

અર્થ .– જો પ્રશ્નાક્ષર 'स' આવે તો ઉત્તર દિશામાં ભૂમિની અંદર કમ્મર બરાબર નીચે બ્રાહ્મણનું શલ્ય જાણુવું. તે રહી જાય, તો ઘરધણીને દરિદ્રી કરે.

જો પ્રશ્નાક્ષર 'प' આવે તો ઇશાન ખૂણામાં દોઢ હાથ નીચે ગાયનું શલ્ય જાણુવું. તે રહી જાય તો ધનનો નાશ કરે.

जप्पण्हे मज्झगिहे अइच्छारकवालके सबहुसल्ला।
वच्छच्छलप्पमाणा पाएण य हुंति मिच्चुकरा ।।

અર્થ :– જો પ્રશ્નાક્ષર 'ज' આવે તો ભૂમિના મધ્ય ભાગમાં છાતી બરાબર નીચે અધિક ક્ષાર, કપાલ, કેશ આદિ અનેક પ્રકારના શલ્ય સમજવાં. તે રહી જાય તો ઘરધણીનુ મરણુ કરે.

इअ एवमाइ अन्नेवि जे पुव्व गयाइ हुंति सल्लाइं।
ते सव्वेवि य सोहिवि वच्छ बले कीरए गेह ।।

અર્થ :– ઉપર કહ્યા પ્રમાણે અથવા બીજા કોઇ જાતનાં શલ્ય જોવામા આવે, તો તે બધાંને કાઢી નાંખીને ભૂમિને શુદ્ધ કરવી. પછી વત્સનું શુભ બળ જોઇ મકાન આદિ બનાવવા.

'વિશ્વકર્મા પ્રકાશ' માં કહ્યું છે કે :–

जलान्तं प्रस्तरान्तं वा पुरुषान्त मथापि वा ।
क्षेत्रं सशोध्य चोद्धृत्य शल्य सदनमारभेत् ।।

અર્થ :- પાણી અથવા પત્થર નીકળે ત્યાં સુધી અથવા એક પુરૂષ-પ્રમાણ ખોદીને શલ્યને કાઢી નાખવુ અને ભૂમિને શુધ્ધ કરવી, પછી તે ભૂમિ ઉપર મકાન આદિ બાધવાની શરૂઆત કરવી.

૮ વત્સ ફળ

अग्गिमओ आउहरो धणक्खय कुणइ पच्छिमो वच्छो ।
वामो य दाहिणो वि य सुहावहो हवइ नायव्वो ।।

અર્થ - વત્સ સન્મુખ હોય તો આયુષ્યનો નાશ કરે છે, પાછળ હોય તો ધનનો નાશ કરે છે ડાબો અથવા જમણો વત્સ સુખકારક જાણવો.

પ્રથમ ખાત વખતે શેષનાગ ચક્ર (રાહુચક્ર) જોવાય છે તેને વિશ્વકર્માએ આ પ્રમાણે બતાવેલ છે.

ईशानत. सर्पति काल सर्पो,
विहाय सृष्टि गणयेद् विदिक्षु ।
शेषस्य वास्तो मुंख मध्यपुच्छं,
त्रयं परित्यज्य खनेच्च तुर्यम् ।।

અર્થ :- પ્રથમ ઈશાન ખૂણાથી રાહુ ચાલે છે સૃષ્ટિ માર્ગને છોડીને વિપરીત વિદિશામાં શેષ નાગનુ મુખ, નાભિ અને પૂછડુ રહે છે અર્થાત્ ઈશાન ખૂણામાં મુખ, વાયવ્ય ખૂણામાં નાભિ અને નૈઋત્ય ખૂણામાં પૂછડુ રહે છે. માટે આ ત્રણે ખૂણાને છોડી દઈને, ચોથો જે અગ્નિ ખૂણો ખાલી રહે છે. તેમાં ખાત મુહૂર્ત કરવુ જોઈએ. મુખ, નાભિ અને પૂછડા ઉપર ખાત મુહૂર્ત કરવું તે હાનિ કારક છે

'રાજવલ્લભ'માં બીજી રીત બતાવે છે.

कन्या दौ रवितस्त्रये फणिमुखं पूर्वादि सृष्टिक्रमात् ॥

અર્થ :- સૂર્ય, કન્યા, તુલા અને વૃશ્ચિક એ ત્રણ રાશિમાં હોય ત્યારે શેષનાગનું મુખ પૂર્વ દિશામાં રહે છે. પછી સૃષ્ટિક્રમથી સૂર્ય, ધન, મકર અને કુંભ એ ત્રણ રાશિમાં હોય ત્યારે દક્ષિણમાં, મીન, મેષ અને વૃષભ એ ત્રણ રાશિમાં હોય ત્યારે પશ્ચિમમાં અને મિથુન, કર્ક અને સિંહ એ ત્રણ રાશિમાં હોય ત્યારે શેષનાગનું મુખ ઉત્તરમાં રહે છે.

पूर्वास्ये ऽनिलखातनं यममुखे खात शिवे कारयेत् ।
शीर्षे पश्चिमगे च वह्निखनन सौम्ये खनेद् नैऋते ॥

અર્થ :- શેષનાગનું મુખ પૂર્વ દિશામાં હોય ત્યારે વાયવ્ય ખૂણામાં ખાત કરવું. મુખ દક્ષિણમાં હોય ત્યારે ઇશાન ખૂણામાં ખાત કરવું. મુખ પશ્ચિમમાં હોય ત્યારે અગ્નિ ખૂણામાં ખાત કરવુ અને ઉત્તરમાં મુખ હોય ત્યારે નૈઋત્ય ખૂણામાં ખાત કરવું.

'દૈવજ્ઞવલ્લભ' માં કહ્યું છે કે-

शिर खनेद् मातृपितृन् निहन्यात्, खनेच्च नाभौ भयरोग पीडाः ।
पुच्छ खनेत् स्त्री शुभ गोत्रहानि : स्त्री पुत्र रत्नान्नवसूनि शून्ये ॥

અર્થ - ખાત મુહુર્ત શેષનાગના માથા ઉપર કરે તો માતા પિતાનો વિનાશ થાય. મધ્યના ભાગમાં કરે તો અનેક પ્રકારના ભય અને રોગ થય પુંછડાના ભાગમાં કરે તો સ્ત્રી સૌભાગ્ય અને ગોત્રની હાનિ થય, ખાલી સ્થાન પર ખાત કરે તો સ્ત્રી, પુત્ર, રત્ન ધાન્ય અને અને ધનની પ્રાપ્તિ થાય.

## ૯ શેષનાગ ચક્ર

ઉપરનું શેષનાગ ચક્ર બનાવવાની વિધિ નીચે પ્રમાણે છે.




મકાન આદિ બનાવવાની જમીનમાં બરાબર સમચોરસ ચોસઠ કોઠા કરવા. પછી પ્રત્યેક કોઠામાં રવિવાર આદિ સાતે વાર લખવા અને છેલ્લા કોઠામાં પ્રથમ કોઠાનો વાર લખવો. પછી તેમાં નાગની આકૃતિ એવી રીતે કરો કે પ્રત્યેક શનિવાર અને મંગળવારના કોઠાને તે આકૃતિનો સ્પર્શ થાય આ બે વારના કોઠાઓમાં ખાત મુહૂર્ત કરવું નહિ.

## ૧૦ વૃષ વાસ્તુ ચક્ર

गेहाद्यारम्भेऽर्कभाद्वत्स शीर्षे, रामैर्दाहो वेदभिर अग्रपादे ।
शून्य वेदैः पृष्ठपादे स्थिरत्वं, रामैः पृष्ठे श्रीर्युगैर्दक्षकुक्षौ ।।

लाभो रामैः पुच्छगैः स्वामिनाशो,

वेदैर्नैः स्व्य वामकुक्षौ मुखस्थैः ।

रामैः पीडा सन्ततं चार्कधिष्ण्या दश्यैं रुद्रैर्दिग्भिरुक्तं ह्यसत्सत् ।।

અર્થ – ઘર અને પ્રાસાદ આદિના આરંભમાં આ વૃષ-વાસ્તુ-ચક્ર જોવાય છે.

જે નક્ષત્રથી ઉપર સૂર્ય હોય, તે નક્ષત્ર ચન્દ્રમાના (દિવસના) નક્ષત્ર સુધી ગણવું. તેમાં પહેલાં ત્રણ નક્ષત્ર વૃષભના મસ્તક ઉપર જાણવાં. આ નક્ષત્રોમાં ઘર આદિનો આરંભ કરે તો અગ્નિનો ઉપદ્રવ થાય.

ચારથી સાત નક્ષત્ર વૃષભના આગળના પગ ઉપર જાણવા. આમાં આરંભ કરે તો ઘર આદિ શૂન્ય–ખાલી રહે.

આઠથી અગ્યાર નક્ષત્ર વૃષભના પાછળના પગ ઉપર જાણવા. આમાં ઘર આદિનો આરંભ કરે તો ઘરનો માલીક સ્થિર–વાસ કરે.

બારથી ચૌદ નક્ષત્રને વૃષભની પીઠ ઉપર જાણવા. આ નક્ષત્રોમાં આરંભ કરે તો લક્ષ્મીની પ્રાપ્તિ થાય.

પંદરથી અઢાર નક્ષત્ર જમણી કૂખ ઉપર જાણવાં. આમાં આરંભ કરે તો અનેક પ્રકારના શુભ લાભની પ્રાપ્તિ થાય.

ઓગણીસથી એકવીસ નક્ષત્ર પૂંછડા ઉપર જાણવાં. આ નક્ષત્રોમાં આરંભ કરે, તો ઘરના સ્વામી નો વિનાશ થાય.

બાવીસથી પચીસ નક્ષત્ર ડાબી કૂખ ઉપર જાણવાં. આમાં આરંભ કરે તો ઘરનો સ્વામી દરિદ્રી બને.

છવ્વીસથી અઠ્ઠાવીસ નક્ષત્ર મુખ ઉપર જાણવાં આમાં આરંભ કરે તો નિરતર કષ્ટ રહ્યા કરે.

સામાન્ય પ્રકારે સારરૂપે કહ્યુ છે કે–સૂર્યનાં નક્ષત્રથી ચન્દ્ર-

માના નક્ષત્ર સુધી ગણાતાં પ્રથમ સાત નક્ષત્ર અશુભ છે. આઠથી અઢાર નક્ષત્ર શુભ છે, ઓગણીસથી અઠ્ઠાવીસ નક્ષત્ર અશુભ છે.

## ૧૧ ઘરના આરંભમાં રાશિનું ફળ

धनमीणमिहुण कण्णा–संकतीए न कारए गेहं ।
तुलविच्छियमेस विसे पुव्वावर सेस सेसदिसे ॥

અર્થ: ધન, મીન, મિથુન અને કન્યા એ ચાર રાશિઓની ઉપર જ્યારે સૂર્ય હોય ત્યારે કયારે પણ ઘરનો આરંભ કરવો નહિ.

તુલા, વૃશ્ચિક, મેષ અને વૃષભ એ ચાર રાશિઆની ઉપર સૂર્ય હોય ત્યારે પૂર્વ અને પશ્ચિમ દિશાના દ્વારવાળું ઘર ન કરવું પરંતુ દક્ષિણ અથવા ઉત્તર દિશાના દ્વારવાળા ઘરનો આરંભ કરવો.

બાકી કર્ક, સિંહ, મકર અને કુંભ–એ ચાર રાશિઓની ઉપર સૂર્ય હોય ત્યારે દક્ષિણ અને ઉત્તર દિશાના દ્વારવાળું ઘર ન કરવું, પરતુ પૂર્વ અથવા પશ્ચિમ દિશાના દ્વારવાળા ઘરનો આરંભ કરવો.



'दाहिणोवर' इति पाठान्तरे

મુહુર્ત ચિન્તા મણિની ટીકામાં શ્રીપતિ કહે છે.

कर्किनक्रहरिकुम्भगतेऽर्के, पूर्व पश्चिम मुखानि गृहाणि ।
तौलिमेष वृष वृश्चिकयाते, दक्षिणोत्तर मुखानि च कुर्यात् ॥
अन्यथा यदि करोति दुर्मति–र्व्याधिशोक धननाशमश्नु ते ।
मीनचाप मिथुनाङ्गनागते, कारयेत्तु गृहमेव भास्करे ॥

અર્થ: કર્ક, મકર, સિંહ અને કુંભ રાશિનો સૂર્ય હોય ત્યારે પૂર્વ અથવા પશ્ચિમ દિશાના દ્વારવાળા ઘરનો આરંભ કરવો તથા તુલા, મેષ, વૃષ અને વૃશ્ચિક રાશિનો સૂર્ય હોય, ત્યારે દક્ષિણ અથવા ઉત્તર દિશાના દ્વારવ.ળા ઘરનો આરંભ કરવો આથી ઉલટું

કરે તો અથવા મીન, ધન, મિથુન અને કન્યા રાશિનો સૂર્ય હોય ત્યારે ઘરનો આરંભ કરે. તો વ્યાધિ અને શોક થાય તથા ધનનો નાશ થાય.

નારદ મુનિ બારે રાશિનું ફળ આ પ્રમાણે કહે છે.

'गृहसांस्थापनं सूर्ये, मेषस्थे शुभदं भवेत् ।
वृषस्थे धनवृद्धिः स्याद् मिथुने मरण ध्रुवम् ।।

ककर्टे शुभदं प्रोक्तं, सिंहे भृत्य विवर्द्धनम् ।
कन्या रोग तुला सौख्यं, वृश्चिके धनवर्द्धनम् ।।

कामुकेतु महाहानि-र्मकरे स्याद् धनागमः ।
कुंभे तु रत्नलाभः मीने सद्म भवागहम् ।।

ઘરની સ્થાપના જો મેષ રાશિના સૂર્યમાં કરે તો શુભકારક છે. વૃષ રાશિના સૂર્યમાં ધન વૃદ્ધિ કારક છે મિથુનના સૂર્યમં નિશ્ચય મૃત્યુ દાયક છે. કર્ક રાશિના સૂર્યમાં શુભદાયક છે સિંહના સૂર્યમાં સેવક જનની વૃદ્ધિ થાય. કન્યાના સૂર્યમાં રોગ થાય, તુલાના સૂર્યમાં સુખ થાય, વૃશ્ચિકના સૂર્યમાં ધન વૃદ્ધિ થાય, ધનના સૂર્યમાં મહા-હાનિ થાય. મકરના સૂર્યમાં ધન પ્રાપ્તિ થાય, કુંભના સૂર્યમાં રત્નનો લાભ થાય અને મીનના સૂર્યમાં ઘર ભયદાયક થાય.

## ૧૨ ઘરના આરંભમાં માસ ફળ

सोग्र-घण-मिच्चु-हाणी अत्थं सुन्नं च कलह-उव्वसिथं ।
पूया-संपय-अग्गी सुहं च चित्ताइ-मासफलं ।।

અર્થ : ઘરનો આરંભ ચૈત્ર માસમાં કરે, તો શોક, વૈશાખ માસમાં કરે તો ધનની પ્રાપ્તિ, જેઠ માસમાં મૃત્યુકારક, અષાડમાં હાનિ, શ્રાવણમાં ધન પ્રાપ્તિ, ભાદરવામાં કરે તે ઘર ખાલી રહે, આસોમાં કરે તો કલેશ. કાર્તિકમાં ઉજ્જડ થાય, માગસરમાં પૂજા-સન્માન પ્રાપ્ત થાય, પોષમાં કરે તો સંપત્તિ મળે. માહ માસમાં અગ્નિ-ભય અને ફાગણ માસમાં કરે તો સુખ થાય.

હીર કલશ મુનિએ કહ્યું છે કે-

कत्तिअ-माह-भद्दवे चित्त आसो अ जिट्ठ आसाढे ।
गिह आरंभ न कीरइ अवरे कल्लाणमंगलं ।।

અર્થ : કાર્તિક, માહ, ભાદરવો, ચૈત્ર, આસો જેઠ અને અષાડ-આ સાત મહિનામાં ઘરનો આરંભ કરવો નહિ. અને બાકીના માગસર, પોષ, ફાગણ, વૈશાખ અને શ્રાવણ-આ પાંચ માસમાં ઘરનો આરંભ કરે તો મંગળ દાયક છે.

મુહુર્ત ચિંતામણિમાં લખે છે કે-ચૈત્રમાં મેષનો સૂર્ય હોય. જેઠમાં વૃષનો સૂર્ય હોય. અષાઢ માસમાં કર્ક રાશિનો સૂર્ય હોય. ભાદરવામાં સિંહનો સૂર્ય હોય. આસોમાં તુલાનો સૂર્ય હોય. કાર્તિકમાં વૃશ્ચિકનો સૂર્ય હોય. મગશરમાં મકરનો સૂર્ય હોય અને માઘ માસમાં મકર યા કુંભ રાશિનો સુર્ય હોય.

ત્યારે ઘરનો આરંભ કરવો તે શુભ માનેલ છે.

वइसाहे मग्गसिरे सावणि फग्गुणि मयंतरे पोसे ।
सियपक्खे सुहदिवसे कए गिहे हवइ सुहरिद्धि ॥

અર્થ : વૈશાખ, માગસર, શ્રાવણ, ફાગણ અને મતાંતરે પોષ એ પાંચ મહિનામાં શુક્લ પક્ષમાં શુભ દિવસે ઘરનો આરંભ કરે, તો સુખ અને ઋદ્ધિની પ્રાપ્તિ થાય.

## ૧૩ ગૃહારંભમાં નક્ષત્ર-ફળ

सुह लग्गे चद्रवले खणिज्ज नोमीउ अहोमुहे रिक्खे ।
उड्ढमुहे नक्खत्ते चिणिज्ज सुहलग्गि चदवले ॥

અર્થ :- શુભ લગ્ન અને ચન્દ્રમા પ્રબળ જોઈને અધોમુખ સંજ્ઞક નક્ષત્રમાં ખાતમુહુર્ત કરવું તથા શુભ લગ્ન અને ચદ્રમા બળવાન હોય ત્યારે ઉર્ધ્વમુખ સજ્ઞક નક્ષત્રમા શિલાનું સ્થાપન કરી ચણતરની શરૂઆત કરવી.

માંડવ્ય ઋષિનું કહેવું છે કે-

अधो मुखै र्भैविदधीत खातं, शिलास्तथा चोर्ध्वं मुखैश्च पट्टम् ।
तिर्यङ्मुखै र्द्वार कपाटयानं, गृह प्रवेशो मृदुभिर्ध्रुवर्क्षैः ॥

અર્થ :- અધોમુખ નક્ષત્રોમાં ખાતમુહુર્ત કરવું, ઉર્ધ્વમુખ નક્ષત્રોમાં શિલા અને પાટડા આદિનું સ્થાપન કરવું. તિર્યગમુખ નક્ષત્રોમાં દ્વાર, કબાટ અને વાહન બનાવવાં તથા મૃદુસંજ્ઞક (મૃગશિરા, રેવતી, ચિત્રા અને અનુરાધા) અને ધ્રુવસંજ્ઞક (ઉત્તરા ફાલ્ગુની ઉત્તરાષાઢા, ઉત્તરા-ભાદ્રપદ, રોહિણી) નક્ષત્રોમાં ઘરમાં પ્રવેશ કરવો.

## ૧૪ નક્ષત્રોની અધોમુખાદિ સંજ્ઞા

सवण–द्द–पुस्सु रोहिणितिउत्तरा । सय घणिट्ठ उड्ढमुहा ।
भरणिइसलेस तिपुव्वा मु म. वि कित्ती अहो वयणा ।।

અર્થ :– શ્રવણ, આર્દ્રા, પુષ્ય, રોહિણી, ઉત્તરા, ફાલ્ગુની, ઉત્તરા ભાદ્રપદ, શતભિષા અને ધનિષ્ઠા આ નવ નક્ષત્રો ઉર્ધ્વમુખ નામ વાળા છે.

ભરણી, અશ્લેષ, પૂર્વા ફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વા ભાદ્રપદ, મૂળ, મઘા, વિશાખા અને કૃત્તિકા આ નવ નક્ષત્રો અધોમુખ નામવાળાં છે.

આ સિવાય બાકીનાં અશ્વિની, મૃગસિરા, પુનર્વસુ, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, જયેષ્ઠા અને રેવતી–આ નવ નક્ષત્રો તીર્છામુખવાળાં છે.

## ૧૫ ખાત-લગ્ન-વિચાર

भिगु लग्गे बुहु दसमे दिणयरु लाहे अ बिहप्फइ किंदे ।
जइ गिहनी मारभे ता वरिस सयाउय हवइ ।।

અર્થ : શુક્ર લગ્ન સ્થાનમાં, બુધ દશમે, સૂર્ય અગ્યારમે અને બૃહસ્પતિ કેન્દ્રમા ૧–૪–૭–૧૦ સ્થાનમાં હોય, એવા લગ્નમાં જો નવા ઘરનું ખાત મુહુર્ત્ત કરે તો ઘર સો વર્ષના આયુષ્યવાળું થાય.

दसम चउत्थे गुरूससि सणिकुजलाहे अ लच्छि वरिस असो ।
इग ति चउ छ मुणि कमसो गुरु सणिभिगुरविवुहम्मि सयं ।।

અર્થ : લગ્નના દશમા અને ચોથા સ્થાનમાં ગુરૂ અને ચન્દ્રમા હોય તથા અગ્યારમાં સ્થાનમાં શનિ અથવા મંગળ હોય

એવા સમયમાં ઘરનો આરંભ કરે તો ઘરમાં લક્ષ્મી એંશી વર્ષ સુધી સ્થિર રહે.

ગુરૂ લગ્નમાં (પ્રથમ સ્થાનમાં) શનિ ત્રીજામાં, શુક્ર ચોથામાં, રવિ છઠ્ઠામા અને બુધ સાતમા સ્થાનમાં હોય એવા લગ્નના સમયમાં ઘરનો આરંભ કરે તો તે ઘરમા લક્ષ્મી સો વર્ષ સુધી સ્થિર રહે.

सुक्कुदए रवि तइए मंगल छट्ठं अ पंचमे जीवे ।
इअ लग्ग कए गेहे दो वरिस सयाउयं रिद्धि ।।

અર્થ : શુક્ર લગ્નમાં, સૂર્ય ત્રીજામાં, મંગળ છઠ્ઠામાં અને ગુરૂ પાંચમા સ્થાનમાં હોય એવા લગ્નના સમયમાં આરંભ કરેલ ઘરમાં બસો (૨૦૦) વર્ષ સુધી અનેક પ્રકારની ઋદ્ધિ થાય.

सगिहत्थो ससिलग्गे गुरु किंदे बलजुओ सुविद्धि करो ।
कूरट्ठम अइअसुहा सोमा मज्झिम गिहारंभे ।।

અર્થ : કર્ક રાશિનો ચન્દ્રમા લગ્નમાં હોય અને બૃહસ્પતિ બળવાન થઈને કેન્દ્રમાં ૧-૪-૭-૧૦ સ્થાનમાં રહેલ હોય, એવા લગ્નના સમયમાં આરંભ કરેલ ઘરમાં ધન-ધાન્યની સારી રીતે વૃદ્ધિ થાય. ઘરના આરંભ સમયમાં લગ્નના આઠમા સ્થાનમાં ક્રુર ગ્રહ હોય તો બહુ અશુભ કારક છે અને શુભ ગ્રહ હોય, તો મધ્યમ ફળ દાયક છે.

इक्के वि गहे णिच्छइ परगेहि परंसि सत्त-बारसमे ।
गिहसामी वण्णनाहे अबले पर हत्थि होई गिहं ।।

અર્થ જો લગ્નમાં કોઇ પણ એક ગ્રહ નીચ સ્થાનનો શત્રુના ઘરનો યા શત્રુના નવાંશનો થઇને સાતમા અથવા બારમા સ્થાનમાં રહેલ હોય તથા ઘરના સ્વામીનો વર્ણપતિ નિર્બળ હોય,

એવા સમયમાં ઘરનો આરંભ કરે, તો તે ઘર બીજાના હાથમાં જાય.

## ૧૬ ગૃહપતિના વર્ણનો સ્વામી

बंभण सुक्कबिहप्फइ रविकुजखत्तिय मयकुवइघो अ।
बुहसुद्द मिच्छतमसणि, गिहसामिय वण्णनाह इमे ॥

અર્થ : બ્રાહ્મણ વર્ણના સ્વામી શુક્ર અને ગુરૂ ક્ષત્રિય વર્ણના સ્વામિ રવિ અને મંગળ, વૈશ્ય વર્ણના સ્વામી ચન્દ્રમા, શૂદ્ર વર્ણના સ્વામી બુધ તથા મ્લેચ્છ વર્ણના સ્વામી રાહુ અને શનિ આ પ્રમાણે ઘરના સ્વામીના વર્ણપતિ છે.

## ૧૭ ઘર-પ્રવેશ-મુહુર્ત્ત

सयल सुह जोयलग्गे नीमारभे अ गिहपवेसे अ।
जइ अट्ठमो अ कूरो अवस्स गिहसामी मारेइ ॥

અર્થ :- પાયો ખોદવાના સમયે તથા નવા ઘરમાં પ્રવેશ કરવાના સમયે લગ્નમાં સમસ્ત શુભ યોગ હોય, છતાં આઠમા સ્થાનમાં કોઇ ક્રુર ગ્રહ હોય, તો તે ઘરના સ્વામીનો અવશ્ય વિનાશ કરે.

चित्त-णुराह-तिउत्तर-रेवइ-मिय रोहिणी अ विद्धिकरो।
मूल-द्दा-असलेसा-जिठ्ठा पुत्तं विणासेइ ॥

અર્થ :- ચિત્રા, અનુરાધા, ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ, રેવતી, મૃગસિરા અને રોહિણી એ નક્ષત્રોમાં ઘર-પ્રવેશ કરે, તો ધન-ધાન્યાદિની વૃદ્ધિ થાય. મૂળ આદ્રા. અશ્લેષા અને જયેષ્ઠા એ નક્ષત્રોમાં ગૃહ પ્રવેશ કરે તો પુત્રનો વિનાશ થાય.

पुव्वतिगं महभरणी गिह सामिवह विसाह-थीनास ।
कित्तिय अग्गि समत्ते गिहप्पदेसे अ ठिइसमए ।।

અર્થ :– ઘરનો આરંભ તથા ઘરમાં પ્રવેશ પૂર્વા ફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વા ભાદ્રપદ, મઘા અને ભરણી એ નક્ષત્રોમાં કરે તો ઘરના સ્વામીનો નાશ થાય. વિશાખા નક્ષત્રમાં ગૃહ–પ્રવેશ કરે તો સ્ત્રીનો વિનાશ થાય કૃત્તિકા નક્ષત્રમાં કરે, તો આગનો ઉપદ્રવ થાય.

तिहिरित्त वारकुजरवि चर लग्ग विरुद्धजोअ खिणचंदं ।
वज्जिज्ज गिहपवेसे सेसा तिहिवार लग्गसुहा ।।

અર્થ – રિક્તા તિથિ, મંગળ અથવા રવિવાર. ચર લગ્ન (મેષ, કર્ક, તુલા અને મકર લગ્ન) કંટક આદિ વિરુદ્ધ યોગ, ક્ષીણ ચન્દ્રમા, નીચનો અથવા ક્રુર ગ્રહયુક્ત ચન્દ્રમા એ બધા ઘરમાં પ્રવેશ કરતી વખતે છોડી દેવા જોઈએ, અથવા ગૃંહારંભ કરતી વખતે છોડી દેવા જોઇએ. બાકીના તિથિ, વાર, લગ્ન શુભ છે.

किंदु दु अडत कूरा असुहा, तिछग्गारहा सुहा भणिया ।
किंदु तिकोण तिलाहे सुहया सोमा समा सेसे ।।

અર્થ . ક્રુર ગ્રહ કેન્દ્ર (૧–૪–૭–૧૦) સ્થાનમાં તથા બીજા આઠમા અથવા બારમા સ્થાનમાં હોય તો અશુભ ફળદાયક છે પરંતુ ત્રીજા, છઠ્ઠા કે અગ્યારમા સ્થાનમાં હોય, તો શુભ ફળદાયી છે. શુભ ગ્રહ કેન્દ્ર સ્થાનમાં, નવમા, પાંચમા, ત્રીજા કે અગ્યારમા સ્થાનમાં હોય તો શુભ ફળદાયક છે અને બાકીના બીજા, છઠ્ઠા, આઠમાં કે અગ્યારમા સ્થાનમાં હોય તો સમાન ફળ આપનારા છે.

## ગૃહપ્રવેશ યા ગ્રહારંભમાં શુભાશુભ ગ્રહ યંત્ર

| વાર | ઉત્તમ | મધ્યમ | જઘન્ય |
|---|---|---|---|
| રવિ | ૩-૬-૧૧ | ૯-૫ | ૧-૪-૭-૧૦<br>૨-૮-૧૨ |
| સોમ | ૧-૪-૭-૧૦<br>૯-૫-૩-૧૧ | ૮-૨-૬-૧૨ | ૦ |
| મંગળ | ૩-૬-૧૧ | ૯-૫ | ૧-૪-૭-૧૦<br>૨-૮-૧૨ |
| બુધ | ૧-૪-૭-૧૦<br>૯-૫-૩-૧૧ | ૮-૨-૬-૧૨ | ૦ |
| ગુરૂ | ૧-૪-૭-૧૦<br>૯-૫-૩-૧૧ | ૨-૬-૮-૧૨ | ૦ |
| શુક્ર | ૧-૪-૭-૧૦<br>૯-૫-૩-૧૧ | ૨-૬-૮-૧૨ | ૦ |
| શનિ | ૩-૬-૧૧ | ૯-૫ | ૧-૪-૭-૧૦<br>૨-૮-૧૨ |
| રાહુ<br>કેતુ | ૩-૬-૧૧ | ૯-૫ | ૧-૪-૭-૧૦<br>૨-૮-૧૨ |

–શ્રી યતીન્દ્ર મુહૂર્ત દર્પણ :

## ૧૯ ઘર આદિના આય લાવવાની રીત

गिहसामीणो करेण भित्तिविणा मिणसु वित्थरं दीह ।
गुणि अट्ठेहिं विहत्तं सेस धयाइ भवे आया ॥

અર્થ :- પાયાના ઓસારની ભૂમિને છોડીને બાકી રહેલ ઓસારના મધ્ય ભાગની ભૂમિની લંબાઈ- અને પહોળાઈ જેટલા ગજની હોય, તે ગૃહ સ્વામીના હાથ વડે માપીને બનેનો ગુણાકાર કરવો. જે ગુણાકાર આવે તે ક્ષેત્રફળ સમજવુ ક્ષેત્રફળને આઠે ભાગતા જે શેષ વધે તે ધ્વજ આદિ આય સમજવા.

રાજવલ્લભમાં કહે છે કે-

मध्ये पर्यंकासने मंदिरे च, देवागारे मण्डपे भित्तिबाह्ये ॥

અર્થ :- પલંગ, આસન અને ઘર આદિમાં ઓસારને છોડીને મધ્યમાં રહેલ ભૂમિ માપીને આય લાવવો પરંતુ દેવમંદિર કે મંડપ વિગેરેમાં ઓસાર સહિત ભૂમિ માપીને આય લાવવો.

## ૨૦ આઠ આયના નામ

धय-धूम-सीह-साणा विस-खर-गय धंख अठ्ठ आय इमे ।
पूव्वाइ धयाइ ठिई फल च नामाणुसारेण ॥

અર્થ :- ધ્વજ, ધૂમ્ર, સિંહ, શ્વાન, વૃષ, ખર, ગજ અને ધ્વાંક્ષ (કાક) એ આઠ આયનાં નામ છે. તે પૂર્વાદિ દિશામાં સૃષ્ટિ ક્રમે અર્થાત્ પૂર્વમાં ધ્વજ, અગ્નિ ખૂણામાં ધૂમ, દક્ષિણ દિશામાં સિંહ ઈત્યાદિ આઠે દિશામાં ક્રમથી રહે છે. તે પોતાના નામ પ્રમાણે ફળ આપે છે.

## ૨૧ આય ચક્ર

| સંખ્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|
| આય | ધ્વજ | ધૂમ | સિંહ | શ્વાન | વૃષ | ખર | ગજ | ધ્વાંક્ષ |
| દિશા | પૂર્વ | અગ્નિ | દક્ષિણ | નૈઋત્ય | પશ્ચિમ | વાયવ્ય | ઉત્તર | ઈશાન |

## ૨૨ આય ઉપરથી દ્વારની સમજણ

सार्वं द्वार इह ध्वजो वरुणदिग्द्वारं च हित्वा हरिः ।
प्राग्द्वारो वृषभो गजो यम सुरे शाशामुखः स्याच्छुभः ॥

**અર્થ :–** ઘરનો આય ધ્વજ આવે તો પૂર્વ આદિ ચારે દિશામાં દ્વાર રાખી શકાય. સિંહ આય આવે તો પશ્ચિમ દિશાને છોડીને બાકીની ત્રણ દિશામા દ્વાર રખાય, વૃષભ આય આવે તો પૂર્વ દિશામા દ્વાર રખાય અને ગજ આય આવે તો પૂર્વ અને દક્ષિણ દિશામાં દ્વાર રખાય

## ૨૩ એક આયના ઠેકાણે બીજો આય આવી શકે ?

આ પ્રશ્નનો ખુલાસો આરંભસિદ્ધિમાં નીચે પ્રમાણે છે.

ध्वजः पदे तु सिंहस्य तौ गजस्य वृषस्य ते ।
एव निवेशमर्हन्ति स्वतोऽन्यत्र वृषस्तु न ॥

**અર્થ :** સર્વ આયના ઠેકાણે ધ્વજ આય આપી શકાય. તથા સિંહ આયના સ્થાનમા ધ્વજ આય, ગજ આયના સ્થાનમાં ધ્વજ અને સિંહ એ બેમાંથી કોઈ એક વૃષ આયના સ્થાનમાં ધ્વજ, સિંહ અને ગજ એ ત્રણમાંથી કોઈ આય આપી શકાય.

સારાંશ કે સિંહ આય જે ઠેકાણે આપવાનો હોય, તે સ્થાનમાં સિંહ આય ન મળે તો ધ્વજ આય આપી શકાય. આ પ્રમાણે એક આયના અભાવમાં બીજો આય ઉપર કહ્યા પ્રમાણે આપો શકાય પરંતુ વૃષ આય, વૃષ આયના ઠેકાણે આપવો. બીજા આયના સ્થાનમાં વૃષ આય દેવો નહિ.

## ૨૪ કયે કયે ઠેકાણે કયો કયો આય આપવો ?

विप्पे धयाउ दिज्जा खित्ते सोहाउ वइसि वसहाओ ।
सुद्दे अ कुंजराओ धंखाउ मुणीण नायव्वं ॥

અર્થ :- બ્રાહ્મણના ઘરમાં ધ્વજ આય, ક્ષત્રિયના ઘરમાં સિંહ આય, વૈશ્યના ઘરમાં વૃષ આય, શુદ્રના ઘરમાં ગજ આય અને મુનિના આશ્રમમાં ધ્વાંક્ષ આય આપવો.

धय-गय-सीहं दिज्जा संते ठाणे धओ अ सव्वत्थ।
गय-पंचाणण-वसहा खेडय तह कव्व डाईसु ॥

અર્થ :- ધ્વજ, ગજ અને સિંહ આ ત્રણે આય ઉત્તમ ઠેકાણે, ધ્વજ આય સર્વ સ્થળે, ગજ, સિંહ અને વૃષ આય નગર ગામ કિલ્લા આદિ ઠેકાણે આપવા.

वावी-कुव-तडागे सयणे अ गओ अ आसणे सीहो।
वसहो भोअणपत्ते छत्तालवे धओ सिट्ठो ॥

અર્થ : વાવ, કૂવા, તળાવ અને શય્યા (પલંગ) વગેરે એ ઠેકાણે ગજ આય આપવો શ્રેષ્ઠ છે. આસનમાં સિંહ આય શ્રેષ્ઠ છે. ભોજન કરવાના પાત્રમાં વૃષ આય શ્રેષ્ઠ છે. તથા છત્ર ચામર આદિમાં ધ્વજ આય શ્રેષ્ઠ છે.

विस-कुंजर-सीहाया नयरे पासाय सव्व गेहेसु।
साणं मिच्छाईसुं धंखं कारु अगिहाईसु ॥

અર્થ : વૃષ, ગજ અને સિંહ એ ત્રણ આય નગર, રાજમહેલ, દેવમંદિર અને ઘર એ દરેક ઠેકાણે આપવા-શ્વાન આય મ્લેચ્છ આદિના ઘરોમાં તથા ધ્વાંક્ષ આય સંન્યાસીઓના મઠ, સાધુઓના ઉપાશ્રય આદિ ઠેકાણે આપવા.

धूमं रसोइठाणे तहेव गेहेसु वण्हि जीवाणं।
रासहु विसाणगिहे धय-गय-सीहाउ रायहरे ॥

અર્થ : રસોઇ કરવાના રસોડામાં તથા અગ્નિ વડે આજીવિકા ચલાવનારાના ઘરમાં ધૂમ્ર આય આપવો વેશ્યાના ઘરમાં ખર આય આપવો. રાજમહેલમાં ધ્વજ, ગજ અને સિંહ આય આપવો.

## ૨૫ ઘરના નક્ષત્રની સમજણ

दीहं विस्थर गुणियं जं जायइ मूलरासि तं नेयं ।
अट्ठ गुणं उडुभत्तं गिहनक्खत्तं हवइ सेसं ॥

અર્થ :- ઘર કરવાની ભૂમિની લંબાઈ અને પહોળાઈનો ગુણાકાર કરવો. જે ગુણાકાર આવે તે ઘરનું ક્ષેત્રફળ જાણવું પછી ક્ષેત્રફળને આઠ વડે ગુણીને તેને સત્તાવીસ વડે ભાગવું. જે શેષ બચે તે ઘરનું નક્ષત્ર જાણવું.

## ૨૬ ઘરની રાશિની સમજણ

गिहरिक्ख चऊगुणि अ नवभत्तं लद्धु भुत्तरासीओ ।
गिहरासि सामिरासी सडट्ठ दु दुवालसं असुहं ॥

અર્થ :- ઘરના નક્ષત્રને ચારથી ગુણીને નવ વડે ભાગો. જે લબ્ધિ આવે તે ઘરની ભુક્ત રાશિ સમજવી. આ ઘરની રાશિ અને ઘરના સ્વામીની રાશિ પરસ્પર છઠ્ઠી અને આઠમી હોય અથવા બીજી અને બારમી હોય તો અશુભ સમજવી.

## ૨૭ ગૃહરાશિનું જ્ઞાન

अश्विन्यादित्रयं मेषे सिंहे प्रोक्तं मघात्रयम् ।
मूलादित्रितय चापे शेषमेषु द्वयम् ॥

અર્થ :- અશ્વિની આદિ ત્રણ નક્ષત્રો મેષ રાશિના, મઘા આદિ ત્રણ નક્ષત્રો સિંહ રાશિના અને મૂળ આદિ ત્રણ નક્ષત્રો ધન રાશિના છે. બાકીની નવ રાશિઓના બે-બે નક્ષત્ર છે. વાસ્તુ શાસ્ત્રમાં નક્ષત્રમાં ચરણભેદ વડે રાશિ માનેલ નથી. વિશેષ ખુલાસો નીચેના ગૃહરાશિ યંત્રમાં છે.

## ૨૮ ગૃહરાશિ યંત્ર

| મેષ ૧ | વૃષ ૨ | મિથુન ૩ | કર્ક ૪ | સિંહ ૫ | કન્યા ૬ | તુલા ૭ | વૃ ૮ | ધન ૯ | મકર ૧૦ | કુંભ ૧૧ | મીન ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અશ્વિની | રોહિણી | આર્દ્રા | પુષ્ય | મઘા | હસ્ત | સ્વાતિ | અનુરાધા | મૂળ | શ્રવણ | શતભિષા | ઉત્તરાભાદ્રપદ |
| ભરણી | મૃગશિર | પુનર્વસુ | આશ્લેષા | પૂ. ફા | ચિત્રા | વિશાખા | જ્યેષ્ઠા | પૂ. ષા | ધનિષ્ઠા | પૂ. ભા | રેવતી |
| કૃત્તિકા | ૦ | ૦ | ૦ | ઉ. ફા | ૦ | ૦ | ૦ | ઉ. ષા | ૦ | ૦ | ૦ |

## २९ व्यय લાવવાનો પ્રકાર

वसुभत्तरिक्खसेसं वयं तिहा जक्ख-रक्खस्स-पिसाया।
आऊअकाऊ कमसो हीणा हियसमं भुणय॰वं ॥

અર્થ :- ઘરના નક્ષત્રની સંખ્યાને આઠ વડે ભાગવી જે શેષ આવે તે વ્યય જાણવો યક્ષ રાક્ષસ અને પિશાચ એ ત્રણ પ્રકારનો વ્યય છે. આયની સંખ્યાથી વ્યયની સંખ્યા ઓછી હોય, તો યક્ષ નામનો વ્યય, અધિક હોય તો રાક્ષસ નામનો વ્યય અને સંખ્યા બરાબર હોય તો પિશાચ નામનો વ્યય સમજવો.

## ૩૦ વ્યયનું ફળ

जक्खवओ विद्धिकरो धणनास कुणइ रक्खसावओ अ।
मज्झिमवओ पिसाओ तह य जमंसं च वज्जिज्जा ॥

અર્થ :- ઘરનો યક્ષ વ્યય હોય તો ધન ધાન્યાદિની વૃદ્ધિ કરે. રાક્ષસ વ્યય હોય તો ધન-ધાન્યાદિનો વિનાશ કરે અને પિશાચ વ્યય હોય તો મધ્યમ ફળ આપે. નીચે બતાવેલ ત્રણ અંશોમાંથી યમ નામના અંશને છોડી દેવો.

## ૩૧ અંશ લાવવાનો પ્રકાર

मूलरासिस्स अक गिहनामक्खर-वयक संजुत्त।
तिविहत्तु सेस अंसा इदंस-जमंस-रायंसा ॥

અર્થ :- ઘરના ક્ષેત્રફળની સંખ્યા ધ્રુવ આદિ ઘરના નામાક્ષરની સંખ્યા અને વ્યયની સંખ્યા, એ ત્રણેનો સરવાળો કરીને તેને ત્રણ વડે ભાગવો, જે શેષ રહે તે અંશ જાણવો. શેષ એક રહે તો ઇન્દ્ર અંશ બે રહે તો યમ અંશ અને શૂન્ય શેષ રહે તો રાજ અંશ જાણવો.

## ૩૨ તારાની સમજણ

गेहभसामिभपिडं नवभत्तं सेस छ चउ नव सुहया।
मज्झिम दुग इग अट्ठा ति पच-सत्तहगा तारा ॥

અર્થ :- ઘરના નક્ષત્રથી ઘરના સ્વામીના નક્ષત્ર સુધી ગણવું. જે સંખ્યા આવે, તેને નવથી ભાંગવી જે શેષ રહે તે તારા જાણવી. તેમાં છઠ્ઠી, ચોથી અને નવમી તારા શુભ છે. બીજી, પહેલી અને આઠમી તારા મધ્યમ ફળવાળી છે. ત્રીજી, પાંચમી અને સાતમી તારા અધમ છે.

તારા જાણવાને માટે ઘરનું નક્ષત્ર ઉત્તરા ફાલ્ગુની છે. અને ઘરના માલીકનુ નક્ષત્ર રેવતી છે. તો ઉત્તરા ફાલ્ગુનીથી રેવતી સુધી ગણુતા ૧૬ ની સંખ્યા થાય છે. તેને ૯ વડે ભાગવાથી શેષ ૭ વધે છે તો સાતમી તારા જાણવી.

## ૩૩ આયાદિનો અપવાદ

આયાદિનો અપવાદ વિશ્વકર્મા પ્રકાશમાં બતાવે છે કે-

एकादशयवादूर्ध्वं यावद् द्वात्रिंश हस्त।
तावदायादिकं चिन्त्यं तदूर्ध्वं नैव चिन्तयेत् ॥
आयव्ययौ मासशुद्धि न जीर्णे चिन्तयेद् गृहे ॥

અર્થ :- જે ઘરની લંબાઈ ૧૧ જવથી અધિક ૩૨ હાથ સુધી હોય, તેવા ઘરમાં તો આય-વ્યય આદિનો વિચાર કરવો પરંતુ ૩૨ હાથથી વધારે લંબાઈવાળા ઘર હોય તેમાં આય-વ્યય આદિનો વિચાર કરવો નહિ તથા જીર્ણ થઇ ગયેલા મકાનનો ફરી ઉદ્ધાર કરતી વખતે પણ આય-વ્યય કે માસ શુદ્ધિ આદિનો વિચાર કરવો નહિ.

'મુહુર્ત્ત માર્તન્ડ'માં પણ કહ્યું છે કે-

द्वात्रिंशाधिकहस्तम द्विचवदनं तार्णं त्वलिन्दा दिकं।
नैष्वायादिकमोरितं तृणगृह सर्वेषु मास्सूदितम् ॥

અર્થ :- જે ઘર ૩૨ હાથથી વધારે લાંબું હોય, ચાર દરવાજાવાળુ હોય, ઘાસનુ હોય તથા અલિન્દ નિર્વ્યૂહ (માદલ) ઈત્યાદિ

ઠેકાણે આય-વ્યય આદિનો વિચાર કરવો નહિ. તેમજ ઘાસનું ઘર કોઇ પણ મહિનામાં બનાવી શકાય છે.

## ૩૪ લેણ દેણનો વિચાર

जह कण्णावरपीई गणिज्जए तहय सामियगिहाण,
जोणि-गण-रासि पमुहा नाडीवेहो य गणियव्वो ।६४।

અર્થ :- જેમ જ્યોતિષ શાસ્ત્રના પ્રમાણે કન્યા અને વરનો પરસ્પર વચ્ચેનો પ્રેમભાવ જોવાય છે, તે પ્રમાણે ઘર અને ઘરના સ્વામીનો લેણ દેણ આદિનો વિચાર યોનિ, ગણ, રાશિ અને નાડી-વેધ દ્વારા અવશ્ય કરવો જોઇએ.

## ૩૫ ગૃહપ્રવેશનો શુભાશુભ પ્રકાર

उत्सङ्गो हीनबाहुश्च पूर्ण बाहुस्तथा पर. ।
प्रत्यक्षायश्चतुर्थश्च निवेश: परिकीर्त्तित: ।।

અર્થ :- ઘરમાં પ્રવેશ કરવાને માટે પહેલો 'ઉત્સંગ' નામનો પ્રવેશ. બીજો 'હીનબાહુ' અર્થાત્ 'સવ્ય' નામનો પ્રવેશ. ત્રીજો 'પૂર્ણબાહુ' અર્થાત્ 'અપસવ્ય' નામનો પ્રવેશ અને ચોથો 'પ્રત્યક્ષાય' અર્થાત્ 'પૃષ્ઠભંગ' નામનો પ્રવેશ એ ચ ર પ્રકારનો પ્રવેશ માનવામાં આવે છે તેનું શુભાશુભ લક્ષણ નીચે બતાવે છે.

उत्सङ्ग एकदिक्काभ्यां द्वाराभ्यां वास्तु वेश्मनोः ।
स सौभाग्य प्रजावृद्धि-धन धान्य-जयप्रद: ।।

અર્થ :- મુખ્ય ઘરનું દ્વાર અને પ્રથમ પ્રવેશદ્વાર અર્થાત્ ખડકીનું દ્વાર એક જ દિશામાં હોય. તેને 'ઉત્સગ' નામનો પ્રવેશ કહે છે. આ પ્રકારનો પ્રવેશ સૌભાગ્યકારક, સંતાન વૃદ્ધિ કારક, ધન ધાન્ય વૃદ્ધિ કારક અને વિજયપ્રદ છે.

यत्र प्रवेशतो वास्तु–गृहं भवति वामतः ।
तद्धीन बाहुकं वास्तु निन्दितं वास्तु चिन्तकैः ।।
तस्मिन् वसन्नल्पवित्त स्वल्प मित्रो ऽल्प बान्धवः ।
स्त्रीजीतश्च भवेन्नित्यं विविध व्याधि पीडितः ।।

અર્થ :– જે મુખ્ય ઘરનું દ્વાર પ્રવેશ કરતી વખતે ડાબી તરફ હોય અર્થાત્ પ્રથમ ખડકીના દ્વારે પ્રવેશ કર્યા પછી ડાબી તરફ વળીને મુખ્ય ઘરમાં પ્રવેશ થતો હોય તેને 'હીનબાહુ' પ્રવેશ કહે છે. આ પ્રકારના પ્રવેશને વસ્તુ શાસ્ત્રના વિદ્વાનો 'નિંદિત' કહે છે. આ પ્રકારના પ્રવેશવાળા ઘરમાં રહેનારા માણસો થોડા ધનવાળા થોડા મિત્રવાળા સ્ત્રીને આધીન રહેનારા અને અનેક પ્રકારની વ્યાધિઓથી પીડા પામનારા હોય છે.

वास्तु प्रवेशतो यत्तु गृहं दक्षिणतो भवेत् ।
प्रदक्षिण प्रवेश त्वात् तद् विद्यात् पूर्ण बाहुकम् ।।
तत्र पुत्रांश्च पौत्रांश्च धन धान्य सुखानि च ।
प्राप्नुवन्ति नरा नित्यं वसन्तो वास्तुनि ध्रुवम् ।।

અર્થ :– પ્રથમ પ્રવેશ કરતી વખતે મુખ્ય ઘરનું દ્વાર જમણી તરફ હોય અર્થાત્ પહેલા ખડકીના બારણે પ્રવેશ કર્યા પછી જમણી તરફ વળીને મુખ્ય ઘરમાં પ્રવેશ થતો હોય, તેને 'પૂર્ણ-બાહુ' પ્રવેશ કહે છે. આવા પ્રવેશવાળા ઘરમાં રહેવાવાળા મનુષ્યને પુત્ર, પૌત્ર, ધન, ધાન્ય અને સુખની નિરંતર પ્રાપ્તિ થાય છે.

गृहपृष्ठं समाश्रित्य वास्तुद्वारं यदा भवेत् ।
प्रत्यक्षाय स्त्वसौ निन्द्यो वामावर्त्त प्रवेशवत् ।।

અર્થ :–મુખ્ય ઘરની પછીત ફરીને મુખ્ય ઘરમાં પ્રવેશ થતો હોય તે 'પ્રત્યક્ષાય' અર્થાત્ 'પૃષ્ઠભગ પ્રવેશ કહેવાય. આવા પ્રવે-શવાળા ઘર 'હીનબાહુ' પ્રવેશવાળા ઘરની જેમ નિંદનીય છે.

## ૩૬ મંદિરની ધજાની છાયાનું ફળ

पढमंत–जाम वज्जिय धयाइ दु–ति–पहर संभवा छाया ।
दुहहेऊ नायव्वा तओ पयत्तेण वज्जिज्जा ।।

અર્થ :– પહેલા અને ચોથા પ્રહરને છોડી દઈને બીજા અને ત્રીજા પ્રહરમાં મંદિરની ધજાની છાયા ઘરની ઉપર પડતી હોય તો તે દુઃખ કારક છે. તે માટે આ છાયાને છોડીને ઘર બનાવવું જોઈએ. અર્થાત્ બીજા અને ત્રીજા પ્રહરમાં મંદિરની ધજાની છાયા પડતી હોય તે ઠેકાણે ઘર ન બાંધવું જોઈએ.

## આમલસાર કળશનું સ્વરૂપ

पडिरह–त्रिकन्नमज्झो आमल सारस्स वित्थर द्धुदये ।
गीवंडय चंडिकामल सारिय पऊण सवाउ इक्किके ।।

અર્થ :– બંને રેખાની વચમાં પ્રતિરથનાં વિસ્તાર જેટલો આમલસાર કળશનો વિસ્તાર કરવો અને વિસ્તારથી અર્ધોઉદય કરવો. ઉદયના ચાર ભાગ કરવા. તેમાં પોણા ભાગનો ગળો, સવા ભાગનો ઈંડક (આમલસારના ગોળાનો ઉદય) એક ભાગની ચન્દ્રિકા અને એક ભાગની આમલસારિકા કરવી.

'પ્રસાદમંડન' માં પણ કહ્યું છે કે

रथयोरुभयोर्मध्ये वृत्त मामल सारकम् ।
उच्छ्रयो विस्तरार्द्धेन चतुर्भागैर्विभाजितः ।।

ग्रीवा चामलसारस्तु पादोना च सपादकः ।
चन्द्रिका भागमानेन भागेनामलसारिका ।।

અર્થ :– બંને ઉપરથના મધ્ય વિસ્તાર જેટલી આમલસાર કળશની ગોળાઇ કરવી. આમલસારના વિસ્તારથી અર્ધી ઉંચાઈ કરવી. તે ઉંચાઈના ચાર ભાગ કરવા. તેમાં પોણા ભાગનો ગળો,

સવા ભાગનો આમલસારના ગોળાનો ઉદય, એક ભાગની ચન્દ્રિકા અને એક ભાગની આમલસારિકા કરવી.

### આમલસારના કળશની સ્થાપના વિધિ

आमलसारय मज्झे चंदणखट्टासु सेय पट्टचुआ ।
तस्सुवरि कणयपुरिसं घयपूरतओ य वरकलसो ॥

અર્થ :- આમલસાર કળશને શિખર ઉપર સ્થાપીને તેમાં રેશમની શય્યા સાથે ચંદનનો પલંગ રાખવો. તેની ઉપર કનકપુરુષ (સોનાનો પ્રાસાદ પુરૂષ) રાખવો અને પાસે ઘીથી ભરેલો શ્રેષ્ઠ કળશ રાખવો આ ક્રિયા શુભ દિવસે આમલસારને શિખર ઉપર ચડાવ્યા પછી કરવી.

### ધ્વજાદંડનું માન

इग हत्थे पासाए दंडं पउणंगुलं भवे पिंड ।
अद्धगुल वुड्ढिकमे जाकर पन्नास कन्नुदए ॥

અર્થ :- એક હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં ધ્વજાદંડની જાડાઈ-પોણા આંગળાની કરવી. પછી પ્રત્યેક હાથ દીઠ અર્ધા-અર્ધા આંગળની વધારે જાડાઈ કરવી. જેમ કે બે હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં સવા આંગળની, ત્રણ હાથના પ્રાસાદમાં પોણા બે આંગળની,ચાર હાથના પ્રસાદમાં સવા બે આંગળની પાંચ હાથના પ્રાસાદમાં પોણાં ત્રણ આંગળની ઈત્યાદિ અનુક્રમે પચાસ હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં સવા પચીસ આંગળની જાડાઈનો ધ્વજા દંડ કરવો.

'પ્રાસાદમંડન' માં ધ્વજાદંડની જાડાઈનું માન (માપ) બતાવે છે.

एक हस्ते तु प्रासादे दण्डः पादोनमङ्गुलम् ।
कुर्यादद्धाङ्गुला वृद्धि-र्यावत् पञ्चासद्धस्तकम् ॥

અર્થ :- એક હાથનાં વિસ્તારવાળા પ્રાસાદમાં પોણા આંગળનો

જાડો ધ્વજાગરો કરવો. પછી પ્રત્યેક હાથ દીઠ અર્ધા-અર્ધા આંગળની વૃદ્ધિ જાડાઈમાં કરવી. તે પચ્ચાસ હાથના વિસ્તારવાળા પ્રાસાદ સુધી કરવી.

## ધ્વજાદંડની ઉંચાઈનું માન (મા૫)

दण्डः कार्य स्तृतीयांशः शिलातः कलशावधिम् ।
मध्योऽष्टांशेन हीनांशो ज्येष्ठात् पादोनः कन्यसः ।।

અર્થ :- ખુરશિલાથી શિખરના કળશ સુધીની ઉંચાઈના ત્રણ ભાગ કરવા તેમાથી એક ભાગ જેટલો લાંબો ધ્વજાદંડ કરવો. તે જ્યેષ્ઠ માનનો ધ્વજાદંડ થાય. જ્યેષ્ઠ માનનો આઠમો ભાગ જ્યેષ્ઠ માનમાંથી ઘટાડીએ તો મધ્યમ માનનો અને ચોથો ભાગ ઘટાડીએ તો કનિષ્ઠ માનનો ધ્વજાદંડ થાય.

## ૩૭ પ્રતિમાનું દૃષ્ટિ સ્થાન

दस भायकय दुवारं उदुंवर-उत्तरंग-मज्झेण ।
पढमंसि सिवदिट्ठो बीए सिवसत्ति जाणेह ।।

અર્થ :- પ્રાસાદના મુખ્ય દ્વારનો જે ઊંબરો અને ઓતરંગની વચમાંના ઉદયના દસ ભાગ કરવા. તેમાં નીચેના પ્રથમ ભાગમાં મહાદેવની દૃષ્ટિ રાખવી. બીજા ભાગમાં શિવશક્તિ (પાર્વતી) ની દૃષ્ટિ રાખવી.

सयणासुर-तईए लच्छो नारायणं चउत्थे अ ।
वाराहं पंचमए छट्ठंसे लेवचित्तस्स ।।

અર્થ :- ત્રીજા ભાગમાં શેષશાયીની દૃષ્ટિ. ચોથા ભાગમાં લક્ષ્મીનારાયણની દૃષ્ટિ, પાંચમા ભાગમાં વરાહ અવતારની દૃષ્ટિ, છઠ્ઠા ભાગમાં લેપ અને ચિત્રામની મૂર્તિની દૃષ્ટિ રાખવી.

सासणसुर सत्तमए सत्तम सत्तंसि वीयरागस्स ।
चंडिय-भइरव-अडंसे नवमिंदा छत्तचमर घरा ।।

અર્થ :- સાતમા ભાગમાં શાસનદેવ (શ્રી જિનેશ્વરદેવના યક્ષ યક્ષિણી) ની દૃષ્ટિ. આ સાતમા ભાગના દસ ભાગ કરીને તેમાંના સાતમા ભાગ ઉપર શ્રી વીતરાગ (શ્રી જિનેશ્વરદેવ)ની દૃષ્ટિ, આઠમા ભાગમાં ચંડીદેવી અને ભૈરવની દૃષ્ટિ નવમા ભાગમાં છત્ર અને ચામર ધારણ કરવાવાળા દેવોની દૃષ્ટિ રાખવી.

दसमे भाए सुन्नं जक्खा गंधव्वरकख सा जेण ।
हिट्ठाउकमिठविज्जइ सयल सुशणं च दिट्ठीअ ।।

અર્થ :- ઉપરના દસમા ભાગમાં કોઇ પણ દેવની દૃષ્ટિ રાખવી નહિ, કારણ કે ત્યાં યક્ષ, ગાંધર્વ અને રાક્ષસોની દૃષ્ટિ છે. સર્વે દેવોની દૃષ્ટિનું સ્થાન દ્વારના નીચેના ભાગથી ગણવું.

### ૩૮ બીજા પ્રકારે શ્રી જિનેશ્વરદેવની દ્રષ્ટિનું સ્થાન

भागट्ठ भणंतेगे सत्तमसत्तंसि दिट्ठि अरिहंता ।
गिह देवालु पुणेवं कीरइ जह होइ वुड्ढिकरं ।।

અર્થ - દ્વારના ઉદયના આઠ ભાગ કરવા. તેમાં નીચેથી ગણતા જે ઉપરનો સાતમો ભાગ, તેના ફરી આઠ ભાગ કરવા. તેનો સાતમો ભાગ ગજાશ તેમા શ્રી અરિહંતની દ્રષ્ટિ રાખવી અર્થાત દ્વારના ચોસઠ ભાગ કરીને પચાવનમા ભાગ ઉપર શ્રી વીતરાગ પરમાત્માની દૃષ્ટિ રાખવી. આ પ્રમાણે ઘર-દેરાસરમાં પણ શ્રી અરિહંતની દૃષ્ટિ રાખવી કે જેથી લક્ષ્મી આદિની વૃદ્ધિ થાય.

'પ્રાસાદ મંડન' માં પણ કહ્યું છે કે—

आय भागे भजेद् द्वार-मष्टम मूर्ध्वं तस्त्य जेत् ।
सप्तम सप्तमे दृष्टि-र्वृषे सिहे-ध्वजे शुभा ।।

અર્થ :- દ્વારની ઉંચાઈના આઠ ભાગ કરીને ઉપરનો

આઠમો ભાગ છોડી દેવો, પછી ઉપરનો જે સાતમો ભાગ તેના ફરી આઠ ભાગ કરીને તેના સાતમા ભાગ ઉપર દૃષ્ટિ રાખવી. અથવા સાતમા ભાગના જે આઠ ભાગ કર્યાં છે, તેમાં વૃષ, સિંહ અથવા ધ્વજ આયને ઠેકાણે એટલે પાંચમે, ત્રીજે અથવા પહેલે ભાગે દૃષ્ટિ રાખવી.

## ૩૯ કળશનો ઉદય

કળશનો ઉદય પ્રાસાદમંડનમાં બતાવે છે.

ग्रीवा पीठं भवेद् भाग त्रिभागेनाण्डकं तथा ।
कर्णिका भागतुल्येन त्रिभागं बीजपूरकम् ॥

અર્થ :- કળશના ગળાનો તથા પીઠનો ઉદય એક એક ભાગ, અંડક એટલે કળશના મધ્ય ભાગનો ઉદય ત્રણ ભાગ. કર્ણિકાનો ઉદય એક ભાગ અને બીજોરાનો ઉદય ત્રણ ભાગ કરવા, કુલ નવ ભાગ કળશના ઉદયના કરવા.

## ૪૦ પ્રતિષ્ઠાદિના મુહુર્ત

નીચેનામુહુર્તો આરંભશુદ્ધિ, દિનશુદ્ધિ, લગ્નશુદ્ધિ, મુહૂર્ત્ત ચિંતામણિ, મુહુર્ત્ત-માર્તંડ, જ્યોતિષ રત્નમાળા અને જ્યોતિષ હીર આદિ ગ્રંથોના આધારે લીધેલા છે.

## ૪૧ વર્ષની શુદ્ધિ

संवत्सरस्य मासस्य दिनस्यर्क्षस्य सर्वथा ।
कुजवारोज्झिता शुद्धिः प्रतिष्ठाया विवाहवत् ॥

અર્થ :- સિંહસ્થ ગુરુના વર્ષને છોડીને વર્ષ, માસ, દિન નક્ષત્ર અને મંગળવારને છોડીને બીજા શુભ વારો-એ બધાની શુદ્ધિ જેમ વિવાહના કાર્યમાં જોવાય છે. તેમ પ્રતિષ્ઠાના કાર્યમાં પણ જોવી જોઇએ.

## ૪૨ અયનશુદ્ધિ

गृहप्रवेश त्रिदशतिष्ठा विवाहचूडाव्रत बन्धपूर्वम् ।
सौम्यायने कर्म शुभं विधेयं, यद्गर्हितं तत्खलु दक्षिणे च ॥

અર્થ :- ગૃહપ્રવેશ, દેવની પ્રતિષ્ઠા, વીવાહ, મુંડન-સંસ્કાર અને યજ્ઞોપવીત આદિ વ્રત ઇત્યાદિ શુભ કાર્ય ઉત્તરાયણમાં એટલે મકર આદિ છ રાશિ ઉપર સૂર્ય હોય ત્યારે કરવા શુભ છે અને દક્ષિણાયનમાં એટલે કર્ક આદિ છ રાશિ ઉપર સૂર્ય રહે ત્યાં સુધી તે શુભ કાર્ય કરવા અશુભ છે.

## ૪૩ માસ—શુદ્ધિ

मिग्गसिराइ मासट्ठ चित्तपोसाहिए वि मुत्तु सुहा ।
जइ न गुरु सुक्को वा बालो वुड्ढो अ अत्थमिओ ॥

અર્થ :- ચૈત્ર, પોષ અને અધિક માસને છોડીને માગશર આદિ આઠ માસ એટલે માગસર, માહ, ફાગણ, વૈશાખ, જેઠ અને અસાડ એ મહિના શુભ છે. પરંતુ તેમાં ગુરુ અથવા શુક્ર બાળ હોય, વૃદ્ધ હોય અથવા અસ્ત હોય, તો તે મહિના અશુભ છે.

गेहाकारे चेइअ वज्जिज्जा माहमास अगणिभयं ।
सिहरजुअ जिणभुवणे बिंबपवेसो सया भणिओ ॥

आसाढे वि पइट्ठा कायव्वा केइ सूरिणो भणइ ।
पासायगब्भ गेहे बिंवपवेसो न कायव्वो ॥

અર્થ :- ઘર દહેરાસરનો આરંભ મહા માસમાં કરે, તો અગ્નિનો ભય ઉભો થાય. માટે મહા માસમાં ઘર-દહેરાસર બનાવવાની શરૂઆત કરવી નહિ. પરંતુ શિખરવાળા દહેરાસરનો આરંભ અને બિંબનો પ્રવેશ મહામહિનામાં થઈ શકે છે, અસાડ માસમા

પ્રતિષ્ઠા થઈ શકે છે તેમ કેટલાક આચાર્યો કહે છે. પરંતુ આ માસમાં પ્રાસાદના ગભારામાં બિંબ-પ્રવેશ કરાવવો નહિ.

## ૪૪ તિથિ શુદ્ધિ

छट्ठी रित्तट्ठमी बारसी अ अमावसा गयतिहीओ ।
वुड्ढ तिहि कूर दद्धा वज्जिज्ज सुहेसु कम्मेसु ॥

અર્થ .- છઠ, રિક્તા તિથિ (૪-૯-૧૪) આઠમ, બારસ, અમાવસ્યા, ક્ષય તિથિ, વૃદ્ધિ તિથિ, ક્રુર તિથિ અને દગ્ધા તિથિ શુભ કાર્યમાં છોડી દેવા.

## ૪૫ ક્રુર તિથિ

त्रिगश्चतुर्णामपि मेष सिंह-धन्वादिकानां क्रमतश्च तस्र ।
पूर्णाश्चतुष्कत्रि तयस्य तिस्र-त्याज्य तिथिः क्रूर युतस्य राशेः ॥

અર્થ :- મેષ આદિ, સિંહ આદિ અને ધન આદિ ચાર ચાર રાશિઓના ત્રણ ચતુષ્ક કરવા, તેમાં પ્રથમ ચતુષ્કમાં પડવા આદિ ચાર તિથિ અને પાંચમ, બીજામાં છઠ આદિ ચાર તિથિ અને દશમ ત્રીજામાં અગ્યારસ આદિ ચાર તિથિ અને પૂનમ એ ક્રુર તિથિ છે. તેમા શુભ કાર્ય કરવું નહિ. ઉત્તર બતાવેલ રાશિઓ ઉપર સૂર્ય, મંગળ, શનિ અથવા રાહુ આદિ કોઇ એક પણ પાપગ્રહ હોય ત્યારે ક્રુર તિથિ માનવામા આવે છે. અન્યથા ક્રુર તિથિ માનવી નહિ.

## ૪૬ ક્રુર-તિથિ-યંત્ર

| | | |
|---|---|---|
| મેષ ...૧-૫ | સિંહ....૬-૧૦ | ધન....૧૧....૧૫ |
| વૃષ....૨-૫ | કન્યા....૭-૧૦ | મકર...૧૨-૧૫ |
| મિથુન....૩-૫ | તુલા....૮-૧૦ | કુંભ....૧૩-૧૫ |
| કર્ક....૪-૫ | વૃશ્ચિક....૯-૧૦ | મીન....૧૪-૧૫ |

## ૪૭ સૂર્યદગ્ધા તિથિ

छग चउ अट्ठमि छट्ठो दसमट्ठमि बार दसमि बीआ उ।
बारसि चउत्थि बीआ मेसाइसु सुरदड्ढ दिणा ॥

અર્થ :- મેષ આદિ રાશિઓ ઉપર સૂર્ય હોય ત્યારે અનુક્રમે છઠ, ચોથ, આઠમ, છઠ, દશમ, આઠમ, બારસ, દશમ, બીજ બારસ, ચોથ અને બીજ એ સૂર્યદગ્ધા તિથિ કહેવાય છે.

## ૪૮ પ્રતિષ્ઠા તિથિ

सियपक्खे पाडवय बीअ पंचमी दसमि तेरसी पुण्णा।
कसिणे पडिवय बीआ पंचमी सुहया पइट्ठाए॥

અર્થ :- શુક્લપક્ષની એકમ; બીજ, પાંચમ, દશમ, તેરસ અને પૂનમ તથા કૃષ્ણપક્ષની એકમ, બીજ અને પાંચમ એ તિથિઓ પ્રતિષ્ઠાના કાર્યમા શુભ છે.

## ૪૯ વાર શુદ્ધિ

आइच्च बुह बिहप्फइ सणिवारा सुंदश वयग्ग हणे।
बिंबपइट्ठाइ पुणो बिहप्फइ सोम बुह सुक्का ॥

અર્થ :- રવિવાર, બુધવાર, ગુરૂવાર અને શનિવાર એ વ્રતગ્રહણ કરવા માટે શુભ છે તથા ગુરૂવાર, સોમવાર, બુધવાર અને શુક્રવાર એ બિંબ-પ્રતિષ્ઠા કરવા માટે શુભ છે.

'રત્નમાળા'માં પણ કહ્યું છે કે-

तेजस्विनी क्षेमकृदग्निदाह विधायिनी स्याद्वरदा दृढा च।
आनन्दकृत्कल्प निवासिनी च, सूर्यादिवारेषु भवत् प्रतिष्ठा ॥

અર્થ :- રવિવારે પ્રતિષ્ઠા કરવાથી તે પ્રતિમા પ્રભાવશાળી થાય છે. સોમવારે પ્રતિષ્ઠા કરવાથી કુશળ મંગળ કરનારી, મંગળ-

વારે પ્રતિષ્ઠા કરવાથી અગ્નિદાહ કરનારી. બુધવારે પ્રતિષ્ઠા કરવાથી મનોવાંછિત પૂરનારી, ગુરૂવારની પ્રતિષ્ઠા સ્થિરત્વ બક્ષનારી, શુક્રવારની પ્રતિષ્ઠા આનંદવર્ધક અને શનિવારે પ્રતિષ્ઠા કરે તો તે પ્રતિમા કલ્પ પર્યંત એટલે કે સૂર્ય-ચંદ્ર રહે ત્યાં સુધી સ્થિર રહેવાવાળી થાય.

## ૫૦ ગ્રહોનું ઉચ્ચબળ

अजवृषमृगाङ्गनाकुलीरा झषवाणजौ च दिवाचाराद्दितुङ्गाः ।
दश शिखिमनुयुक् तिथीन्द्रियाशैस्त्रिनवकविंशतिभिश्च तेऽस्त निचा ।।

અર્થ :- સૂર્ય મેષ રાશિનો હોય ત્યારે ઉચ્ચનો, તેમાં પણ દશ અંશ પરમ ઉચ્ચનો કહેવાય

મંગળ, મકર રાશિનો ઉચ્ચ તેમાં અઠ્ઠાવીસ અંશ પરમ ઉચ્ચનો કહેવાય.

ચંદ્રમા વૃષભ રાશિનો હોય ત્યારે ઉચ્ચનો કહેવાય. તેમાં ત્રણ અંશ પરમ ઉચ્ચનો કહેવાય.

બુધ કન્યા રાશિનો ઉચ્ચ તેમાં પંદર અંશ પરમ ઉચ્ચ.

ગુરુ, કર્ક રાશિનો ઉચ્ચ, તેમાં પાંચ અંશ પરમ ઉચ્ચ.

શુક્ર, મીન રાશિનો ઉચ્ચ, તેમાં સત્તાવીસ અંશ પરમ ઉચ્ચ.

શનિ, તુલા રાશિનો ઉચ્ચ, તેમાં વીસ અંશ પરમ ઉચ્ચ કહેવાય.

એ ગ્રહો પોતાની ઉચ્ચ રાશિથી સાતમી રાશિ ઉપર હોય ત્યારે નીચ કહેવાય.

જેમકે સૂર્ય, મેષ રાશિનો ઉચ્ચ છે, પણ તેનાથી સાતમી રાશિ તુલાનો સૂર્ય હોય તો તે નીચ કહેવાય તેમાં પણ દસ અંશ સુધી પરમ નીચ કહેવાય. આ પ્રમાણે દરેક ગ્રહોની નીચ અવસ્થા જાણવી.

पश्यन्ति पादतो वृद्धयां भ्रातृव्योम्नी त्रित्रिकोणके।
चतुरस्त्रे स्त्रियं स्त्रीवन्मतेनायादिमांत्रपि ॥

અર્થ -- દરેક ગ્રહ પોત પોતાના સ્થાનથી ત્રીજા અને દશમા સ્થાનને એક પાદ દ્દષ્ટિથી નવમા અને પાંચમા સ્થાનને બે પાદ દ્રષ્ટિથી, ચોથા અને આઠમા સ્થાનને ત્રણ પાદ દ્રષ્ટિથી જુએ છે. અને સાતમા સ્થાનને ચાર પાદ દ્રષ્ટિથી જૂએ છે. કેટલાક આચાર્યોનો એવો પણ મત છે કે પહેલા અને અગ્યારમા સ્થાનને પૂર્ણ દૃષ્ટિથી જુએ છે. બાકીના બીજા, છઠ્ઠા અને બારમા સ્થાનને કોઇ ગ્રહ દેખતા નથી.

ગ્રહો સાતમા સ્થાનને પૂર્ણ દ્રષ્ટિથી જુએ છે કે બીજા કોઇ સ્થાનને પણ પૂર્ણ દૃષ્ટિથી જુએ છે? તે સ્પષ્ટતા.

पश्येत् पूर्ण शनिर्भातृ व्योम्नी धर्मधियो गुरुः।
चतुरस्त्रे कुजोऽर्केन्दु–बुध शुक्रास्तु सप्तमम् ॥

અર્થ – શનિ, ત્રીજા અને દશમા સ્થાનને, ગુરૂ, નવમા અને પાંચમા સ્થાનને, મંગળ, ચોથા અને આઠમા સ્થાનને પૂર્ણ દૃષ્ટિથી જુએ છે

રવિ, સોમ, બુધ અને શુક્ર એ ચાર ગ્રહો પોતાના સ્થાનથી સાતમા સ્થાનને જ પૂર્ણ દૃષ્ટિથી જુએ છે.

જેમ કે ત્રીજા અને દશમા સ્થાન પર ગ્રહોની એક પાદ દૃષ્ટિ છે, ત્યાં શનિની તો પૂર્ણ દૃષ્ટિ છે.

નવમા અને પાંચમા, ચોથા અને આઠમા તથા સાતમા સ્થાન પર જેમ અન્ય ગ્રહોની અનુક્રમે બે પાદ, ત્રણ પાદ અને પૂર્ણ દૃષ્ટિ છે, તેમ શનિની પણ છે, તેથી શનિની એકપાદ દૃષ્ટિ કોઇ પણ સ્થાન પર નથી.

નવમા અને પાંચમા સ્થાન પર અન્ય ગ્રહોની બે પાદ દૃષ્ટિ છે, ત્યાં ગુરુની તો પૂર્ણ દૃષ્ટિ છે.

જેમ બીજા ગ્રહોની, ત્રીજા અને દશમા ચોથા અને આઠમાં તથા સાતમા સ્થાન પર અનુક્રમે એક પાદ, ત્રણ પાદ અને પૂર્ણ દૃષ્ટિ છે, તેમ ગુરૂની પણ છે. જેથી ગુરૂની બે પાદ દૃષ્ટિ કોઈ પણ સ્થાન પર નથી.

ચોથા અને આઠમા સ્થાન પર જેમ અન્ય ગ્રહોની ત્રણ પાદ દૃષ્ટિ છે. ત્યાં મંગળની તો પૂર્ણ દૃષ્ટિ છે. જેમ બીજા ગ્રહોની ત્રીજા અને દશમા, નવમા અને પાંચમા તથા સાતમા સ્થાન પર અનુક્રમ એક પાદ, બે પાદ અને પૂર્ણ દૃષ્ટિ છે, તેમ મગળની પણ છે, જેથી મંગળની ત્રણ પાદ દૃષ્ટિ કોઈ પણ સ્થાન પરે નથી એમ સિદ્ધ થાય છે.

રવિ, સોમ બુધ અને શુક્ર-એ ચાર ગ્રહોની તો સાતમા સ્થાન પર જ પૂર્ણ દૃષ્ટિ હોવાથી. બીજા કોઈપણ સ્થાનને તેઓ પૂર્ણ દૃષ્ટિથી જોતા નથી.

## ૫૨ પ્રતિષ્ઠાના નક્ષત્રો

मह मिअसर हत्थुत्तर अणुराहा रेवई सवण मूलं ।
पुस्स पुणव्वसु रोहिणि साइ धणिट्ठा पइट्ठाए ॥

**અર્થ** :- મઘા, મૃગશિર, હસ્ત, ઉત્તરાફાલ્ગુની ઉત્તરાષાઢા ઉત્તરાભાદ્રપદ, અનુરાધા, રેવતી, શ્રવણ, મૂળ, પુષ્ય, પુનર્વસુ, રોહિણી, સ્વાતિ અને ધનિષ્ઠ પ્રતિષ્ઠાના કાર્યમાં શુભ છે.

## ૫૩ શિલાન્યાસ અને સૂત્રપાતના નક્ષત્રો

चेइ असुअं ध्रुवमिउ कर पुस्स धणिट्ठ सयभिसा साई ।
पुस्स तिउत्तररे रो कर मिग सवणे सिल निवेसो ॥

**અર્થ** :- ધ્રુવ સંજ્ઞક ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ અને રોહિણી, મૃદુસંજ્ઞક, મૃગશિર, રેવતી, ચિત્રા અનુરાધા, હસ્ત, પુષ્ય, ધનિષ્ઠા, શતભિષા અને સ્વાતી એ નક્ષત્રોમાં ચૈત્ય

(મંદિર)નો સૂત્રપાત કરવો. તથા પુષ્ય ત્રણે ઉત્તરા નક્ષત્ર, રેવતી, રોહિણી, હસ્ત, મૃગશિર અને શ્રવણ એ નક્ષત્રોમાં શિલાની સ્થાપના કરવી.

### ૫૪ પ્રતિષ્ઠાકારકના અશુભ નક્ષત્ર

कारावयस्स जम्मरिकखं दस सोलसं तह द्वारं ।
तेवीसं पचवीस बिंवपइट्ठाइ वज्जिज्जा ॥

અર્થ :- બિંબ-પ્રતિષ્ઠા કરવાવાળાએ પોતાનું જન્મ નક્ષત્ર દસમું, સોળમું, અઢારમું, તેવીસમુ અને પચીસમું હોય, તે દિવસે બિંબ-પ્રતિષ્ઠાનું કાર્ય છોડી દેવું જોઇએ.

### ૫૫ બિંબપ્રવેશ નક્ષત્ર

सयभिस पुस्स धणिट्ठा मिगसिर ध्रुवमित्त अएहिं सुहवारे ।
ससि गुरुसिए उइए गिहे पवेसिज्ज पडिमाओ ॥

અર્થ :- શતભિષા, પુષ્ય, ધનિષ્ઠા, મૃગશિર, ઉત્તરાફાલ્ગુની ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહિણી, ચિત્રા, અનુરાધા, અને રેવતી એટલા નક્ષત્રોમાં તથા શુભ વારોમાં ચંદ્રમા, ગુરૂ અને શુક્રના ઉદયમાં પ્રતિમાનો પ્રવેશ કરાવવો સારો છે.

### ૫૬ નવિન બિંબ અંગે

નવીન બિંબ કરાવનાર ગૃહસ્થને અનુકુળ પ્રતિમાનું નક્ષત્ર, યોનિ, ગણ આદિનું બળ જોવાય છે. તે સંબધમાં કહે છે કે-

योनिगण राशि भेदा लभ्यं वर्गश्च नाडीवेधश्च ।
नूतन बिम्बविधाने षड्विधमेतद् विलोक्यं-ज्ञैः ॥

અર્થ - યોનિ, ગણ રાશિભેદ, લેન-દેન અને નાડિવેધ-એ છ પ્રકારનું બળ નવીન બિંબ કરાવતી વખતે જોવું જોઈએ.

## ૫૭ નક્ષત્રોની યોનિ સંજ્ઞા

उडूना योन्योऽश्व–द्विप–पशु–भुजङ्ग–हि–शुन कौत्दजा–माजरि–
खुद्वय–वृष–मह्–व्याघ्रमहिषाः ।

तथा व्याघ्रै–णं–ण–श्व–कपि–नकुल–द्वन्द्व–कपयो, हरिर्वाजी दन्ता
बलरिपु–रजः कुञ्जर इति ।।

**અર્થ** :– અશ્વિની નક્ષત્રની યોનિ અશ્વ, ભરણી નક્ષત્રની યોનિ હાથિ, કૃત્તિકાની પશુ (બકરો) રોહિણીની સર્પ, મૃગસિરની સર્પ; આર્દ્રાની કૂતરો, પુનર્વસુની બિલાડો, પુષ્યનો બકરો, આશ્લેષાની બિલાડો, મઘાની ઉંદર, પૂર્વાફાલ્ગુનીની ઉંદર, ઉત્તરા ફાલ્ગુનીની યોનિ ગાય, હસ્તની પાડો, ચિત્રાની વાઘ સ્વાતિની પાડો, વિશાખાની વાઘ, અનુરાધાની મૃગ જયેષ્ઠાની મૃગ, મૂળની કૂતરો, પૂર્વાષાઢા નક્ષત્રની યોનિ વાનર, ઉત્તરાષાઢાની નોળીઓ શ્રવણની વાનર, ધનિષ્ઠાની સિંહ, શતભિષાની અશ્વ, પૂર્વા ભાદ્રપદની સિંહ, ઉત્તરા ભાદ્રપદની બકરો (કેટલાક ગ્રંથોમા ગાય લખેલી છે.) અને રેવતી નક્ષત્રની યોનિ હાથી છે.

## ૫૮ યોનિ વૈર

श्वैणं हरीभमहिबभ्रु पशुप्लवङ्गं,
गोव्याघ्रमश्व महमो तुकमूषिकं च ।

लोकात्तथाऽन्यदपि दम्पति भर्त्तु भृत्य
योगेषु वैरमिह वर्ज्यं मुदा हरन्ति ।।

**અર્થ** :– કૂતરા અને હરણને પરસ્પર વેર છે. તેવી રીતે સિંહ અને હાથીને, સર્પ અને નોળીઆને, બકરા અને વાનરને, ગાય અને વાઘને, ઘોડા અને પાડાને, બિલાડા અને ઉંદરને–એ બધાને પરસ્પર વેર છે. આ સિવાય લોકમાં પ્રચલિત વેર પણ જાણી લેવા.

આ યોનિ–વૈર પતિ–પત્ની, સ્વામી–સેવક, ગુરુ–શિષ્ય આદિના સંબધમાં છોડી દેવાં જોઈએ.

## ૫૯ નક્ષત્રોની ગણુ સંજ્ઞા

दिव्यो गणः किल पुनर्वसुपुष्य हस्त
स्वात्यश्विनी श्रवण पौष्ण मृगानुराधाः ।
स्यान्मानुषस्तु भरणी कमलासनर्क्षं
पूर्वोत्तरा त्रितथ शङ्कर दैवतानि ॥
रक्षोगणः पितृभ राक्षस वासवैन्द्र
चित्रा द्विदैव वरुणाग्नि भुजङ्गभानि ।
प्रीतिः स्वयोर्रति नरामरयोस्तु मध्या,
वैरं पलाद सुरयोर्मृतिरन्त्ययोस्तु ॥

અર્થ :- પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતિ, અશ્વિની, શ્રવણુ, રેવતી મૃગસિર અને અનુરાધા એ નવ નક્ષત્ર દેવગણુવાળાં છે.

ભરણી, રોહિણી, પૂર્વા ફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ અને આર્દ્રા એ નવ નક્ષત્ર મનુષ્યગણુવાળાં છે.

મઘા, મૂળ ધનિષ્ઠા, જ્યેષ્ઠા, ચિત્રા, વિશાખા, શતભિષા, કૃત્તિકા અને આશ્લેષા એ નવ નક્ષત્ર રાક્ષસ ગણુ વાળાં છે.

બંને એક જ વર્ગમાં હોય તો અત્યંત પ્રીતિ રહે.

એકનો મનુષ્ય ગણુ અને બીજાનો દેવ ગણુ હોય તો મધ્યમ પ્રીતિ રહે.

એકનો દેવગણુ અને બીજાનો રાક્ષસ ગણુ હોય તો પરસ્પર દ્વેષ રહે. તથા એકનો મનુષ્ય ગણુ અને બીજાનો રાક્ષસ ગણુ હોય તો મૃત્યુકારક છે.

## ૬૦ રાશિ કૂટ

विसमा अट्ठमे पीई समाउ अट्ठमे रिऊ ।
सत्तु छट्ठट्ठमं नामरासिहिं परिवज्जह ॥

बायबारसम्मि वज्जे नवपंच मंगं तहा।
सेसेसु पीई निद्दिट्ठा जइ दुच्चागह मुत्तमा ।।

अर्थ :- विषम राशि (१-३-५ ७ ९-११)नी आठमी राशिनी साथे मित्रता छे अने सम राशि (२-४-६-८-१०-१२)नी आठमी राशिनी साथे शत्रुता छे तथा विषम राशिनी छट्ठी राशिनी साथे शत्रुता छे अने सम राशिनी छट्ठी राशिनी साथे मित्रता छे

जो छट्ठी अने आठमी, बीजी अने बारमी तथा नवमी अने पांचमी राशिओना स्वामीनी साथे परस्पर मित्रता न होय तो पण छोडवी जोइए.

बीजी, सातमीथी सातमी राशि, त्रीजीथी अग्यारमी राशि तथा दशमी अने चोथी राशि परस्पर शुभ छे.

## ६१ राशि कूटनो परिहार

नाडी योनिगण स्तारा चतुष्क शुभद यदि ।
तदौदास्येऽपि नाथाना भकूट शुभद मतम् ।।

अर्थ :- जो नाडी, योनि, गण अने तारा ए चार शुभ होय तो राशिओना स्वामीओ मध्यस्थ पण होवा छता राशिकूट शुभदायक मानेल छे.

## ६२ राशिओना स्वामी

मेषादीशाः कुजः शुक्रो बुधश्चन्द्रो रविर्बुधः ।
शुक्रः कुजो गुरुर्मन्दो मन्दो जीव इति क्रमात् ।।

अर्थ - मेषराशिनो स्वामी मंगळ, वृषनो शुक्र, मिथुननो बुध, कर्कनो चंद्रमा, सिंहनो रवि, कन्यानो बुध, तुलानो शुक्र, वृश्चिकनो मंगळ, धननो गुरु, मकरनो शनि. कुंभनो शनि अने मीन राशिनो स्वामी गुरु छे. आ प्रमाणे बारे राशिओना स्वामी जाणवा.

## ૬૩ નાડી ફૂટ

ज्येष्ठार्यम्णेशनी राधिपम युग युग दास्त्रभं चेकनाडी,
पुष्येन्दु त्वाष्ट्र मित्रान्तक वसुजलभ योनिबुध्न्ये च मध्या ।
वाय्वग्नि व्याल वि‌श्वोडु युग युगमथो पौष्णभंचापरा स्याद्,
दम्पत्योरेकनाड्या परिणय नमसन मध्यनाड्यां हि मृत्युः ।।

અર્થ :- જયેષ્ઠા, મૂળ, ઉત્તરા ફાલ્ગુની, હસ્ત, આર્દ્રા, પુનર્વસુ, શતતારકા, પૂર્વા ભાદ્રપદ અને અશ્વિની એ નવ નક્ષત્રોની આદ્ય નાડી છે.

પુષ્ય, મૃગશિર, ચિત્રા, અનુરાધા, ભરણી, ધનિષ્ઠા, પૂર્વાષાઢા પૂર્વા ફાલ્ગુની અને ઉતરા ભાદ્રપદ એ નવ નક્ષત્રોની મધ્ય નાડી છે.

સ્વાતિ, વિશાખા, કૃત્તિકા, રોહિણી, આશ્લેષા, મઘા, ઉત્તરાષાઢા, શ્રવણ અને રેવતી એ નવ નક્ષત્રોની અંત્ય નાડી છે.

વર-વહુનો એક નાડીમા વિવાહ કરવો તે અશુભ છે મધ્ય નાડીમાં વિવાહ કરે તો મૃત્યુ થાય.

## ૬૪ નાડી ફળ

सुअ सुहि सेवय सिस्सा घर पुर देस सुह एग नाडीआ ।
कन्ना पुण परिणीआ हणइ पइ ससुरं सासु च ।।

एकनाडी स्थिता यत्र गुरुर्मन्त्रश्च देवता ।
तत्र द्वेष रुज मृत्यु क्रमेण फलमादि शेत् ।।

અર્થ :- પુત્ર, મિત્ર, સેવક, શિષ્ય, ઘર, પુર અને દેશ એ એક નાડીમાં હોય તો શુભ છે પરતુ કન્યાનો વિવાહ એક નાડીમાં કરવામાં આવે, તો પતિ, સસરા અને સાસુનો વિનાશ થાય

ગુરૂ, મત્ર અને દેવ-એ એક નાડીમાં હોય, તો અનુક્રમે શત્રુતા, રોગ અને મૃત્યુ કરે છે

## ૬૫ તારા બળ

जनिभान्नव केषु त्रिषु जनिकर्मा धान सञ्ज्ञिता प्रथमाः ।
ताभ्यस्त्रि पञ्च सप्तम ताराः स्युर्न हि शुभाः क्वचन ॥

અર્થ :– જન્મ નક્ષત્ર અથવા નામ નક્ષત્રથી શરૂઆત કરીને નવ–નવ નક્ષત્રની ત્રણ લાઈન કરવી. એ ત્રણે લાઈનમાં પહેલાં પહેલા તારાના નામ અનુક્રમે જન્મતારા, કર્મતારા અને આધાન તારા છે.

આ નવ નવ ત્રણે લાઈનમા ત્રીજી, પાંચમી અને સાતમી તારા અશુભ છે.

## ૬૬ તારાનો યંત્ર

| જન્મ ૧ | સંપત્ ૨ | વિપત્ ૩ | ક્ષેમ ૪ | યમ ૫ | સાધન ૬ | નિધન ૭ | મૈત્રી ૮ | પરમમૈત્રી ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| કર્મ ૧૦ | „ ૧૧ | „ ૧૨ | „ ૧૩ | „ ૧૪ | „ ૧૫ | „ ૧૬ | „ ૧૭ | „ ૧૮ |
| આધાન ૧૯ | „ ૨૦ | „ ૨૧ | „ ૨૨ | „ ૨૩ | „ ૨૪ | „ ૨૫ | „ ૨૬ | „ ૨૭ |

એ તારાઓમાં પ્રથમ, બીજી અને આઠમી તારા મધ્યમ ફળ દાયક છે. ત્રીજી પાંચમી અને સાતમી તારા અધમ છે ચોથી, છઠ્ઠી અને નવમી તારા શ્રેષ્ઠ છે.

કહ્યું છે કે–

ऋक्षं न्यूनं तिथिर्न्यूना क्षपानाथोऽपि चाष्टमः ।
तत्सर्वं शमथे तारा षट् चतुर्थ नव स्थिताः ॥

અર્થ :– નક્ષત્ર અશુભ હોય, તિથિ અશુભ હોય ચન્દ્રમા પણ આઠમો હોય. એ બધાને છઠ્ઠી, ચોથી અને નવમી તારા હાળી દે છે. અર્થાત્ એ અશુભ ફળ આપી શકતાં નથી.

यात्रा युद्ध विवाहेषु जन्मतारा न शोभना ।
शुभाऽन्य शुभकार्येषु प्रवेशे च विशेषतः ॥

અર્થ :- યાત્રા, યુદ્ધ અને વિવાહમાં જન્મની તારા શુભ નથી. પરંતુ બીજા શુભ કાર્યોમાં જન્મની તારા શુભ છે અને પ્રવેશ કરવામાં તો વિશેષે કરીને શુભ છે.

## ૬૭ વર્ગ બળ

अ क च ट त प य श वर्गा: खगेश मार्जारसिंह शुनाम् ।
सर्पाखुमृगावीनां निजपञ्चम वैरिणामष्टौ ।।

અર્થ :- અ વર્ગ; ક વર્ગ, ચ વર્ગ, ટ વર્ગ, ત વર્ગ, પ વર્ગ, ય વર્ગ અને શ વર્ગ-એ આઠ વર્ગ છે.

તેના સ્વામી અ વર્ગને ગરૂડ, ક વર્ગનો બિલાડો, ચ વર્ગનો સિંહ, ટ વર્ગનો કૂતરો, ત વર્ગનો સર્પ, પ વર્ગનો ઉંદર; ય વર્ગનું હરણ, અને શ વર્ગનો બકરો છે.

આ આઠ વર્ગોમાં પોતાના વર્ગથી પાંચમો વર્ગ શત્રુ જાણવો.

## ૬૮ લેણા દેણીનો વિચાર

नामादि वर्गाङ्क मथैक वर्गे, वर्गाङ्क मैव क्रमतो क्रमाच्चे ।
न्यस्योभयो रष्टहृता वशिष्टे-ऽर्द्धिते विशेषा प्रथमेन देयाः ।।

અર્થ - બંનેના નામના પહેલા અક્ષરવાળા વર્ગોના અંકોને અનુક્રમે પાસે રાખીને પછી તેને આઠથી ભાગો જે શેષ રહે તેના અર્ધા કરો. બાકી રહે તેટલા વિશ્વા, પહેલા અંકના વર્ગ વાળો, બીજા વર્ગવાળાનો કરજદાર જાણવો.

એ પ્રમાણે વર્ગના અંકોને ઉત્ક્રમથી અર્થાત્ બીજા વર્ગના આંકને પહેલા લખી પૂર્વવત્ ક્રિયા કરો. પછી બંનેમાં જેના વિશ્વા અધિક હોય; તે કરજદાર જાણવો.

ઉદાહરણ : શ્રી મહાવીર દેવ અને જિનદાસ. આ બંને નામમાં

પહેલા શ્રી મહાવીરદેવનો વર્ગ છઠ્ઠો છે અને જિનદાસનો વર્ગ ત્રીજો છે. તે બંને વર્ગના અંક પાસે લખ્યા તો ૬૩ થયા. તેને આઠે ભાગતા શેષ ૭ વધ્યા. તેના અર્ધા કર્યા, તો બાકી ૩॥ વિશ્વા રહ્યા. જેથી શ્રી મહાવીરદેવ જિનદાસના સાડાત્રણ વિશ્વા કરજદાર છે એમ નક્કી થયું.

હવે ઉત્ક્રમથી એટલે જિનદાસના વર્ગને પહેલો લખ્યો. તો ૩૬ થયા તેને આઠે ભાગ્યા તો ૪ રહ્યા તેના અર્ધા કર્યા. તો ૨ વિશ્વા રહ્યા. જેથી જિનદાસ શ્રી મહાવીરદેવના ૨ વિશ્વા કરજદાર છે એમ નક્કી થયું.

યોનિ, ગણ; રાશિ તારાશુદ્ધિ અને નાડીવેધ એ પાંચ તો જન્મના નક્ષત્રથી લેવા જો જન્મ નક્ષત્રનો ખ્યાલ ન હોય તો પછી નામ-નક્ષત્રથી જોવા. પરંતુ વર્ગમૈત્રી અને લેણા-દેણી તો પ્રગટપણે બોલાતા નામના નક્ષત્રથી જોવા-એમ 'આરંભસિદ્ધિ' ગ્રંથમાં કહ્યું છે.

## ૬૯ રાશિ, યોનિ, નાડી, ગણ આદિ જાણવાનું શતપદ ચક્ર

| સંખ્યા | નક્ષત્ર | અક્ષર | રાશિ | વર્ણ | વશ્ય | યોનિ | રાશીશ | ગણ | નાડી |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિન | ચૂ. ચે. ચો. લા. | મેષ | ક્ષત્રિય | ચતુષ્પદ | અશ્વ | મંગળ | દેવ | આદ્ય |
| ૨ | ભરણી | લી. લૂ લે. લો. | મેષ | ,, | ,, | ગજ | ,, | મનુષ્ય | મધ્ય |
| ૩ | કૃતિકા | અ. ઈ. ઉ. એ | ૧મેષ ૩વૃષ | ૧ક્ષત્રિ ૫૩વૈશ્ય | ,, | બકરો | ૧મંગળ ૩શુક્ર | રાક્ષસ | અંત્ય |
| ૪ | રોહીણી | ઓ વા વી. વુ. | વૃષ | વૈશ્ય | ,, | સર્પ | શુક્ર | મનુષ્ય | અંત્ય |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | મૃગ શિર | વે વો. કા. કી | ૨વૃષ ૨ મિથુન | ૨ વૈશ્ય ૨ શુદ્ર | ૨ ચતુ ૨.મનુ | સર્પ | ૨ શુક્ર ૨ બુધ | દેવ | મધ્ય |
| ૬ | આદ્રા | કુ. ઘ ઙ છ | મિથુન | શુદ્ર | મનુષ્ય | શ્વાન | બુધ | મનુષ્ય | આદ્ય |
| ૭ | પુનર્વસુ | કે કો હા. હી | ૩ મિથુ ન૧કર્ક | ૩ શૂ. ૧ બ્રા | ૩ મનુ. ૧જલ. | માર્જાર | ૩ બુધ ૧ ચન્દ્ર | દેવ | આદ્ય |
| ૮ | પુસ્ય | હુ. હે. હો ડા. | કર્ક | બ્રાહ્મ | જલચર | બકરો | ચન્દ્રમા | દેવ | મધ્ય |
| ૯ | આશ્લેષા | ડી ડુ ડે ડો | ,, | ,, | ,, | માર્જાર | ,, | રાક્ષસ | અન્ત્ય |
| ૧૦ | મઘા | મા મી મુ. મે | સિંહ | ક્ષત્રિય | વનચર | ઉંદર | સૂર્ય | ,, | ,, |
| ૧૧ | પૂર્વાફા | મો ટા ટી. ટુ | ,, | ,, | ,, | ,, | ,, | મનુષ્ય | મધ્ય |
| ૧૨ | ઉત્તરા ફા | ટે ટો પા પી. | ૧સિંહ ૩કન્યા | ૧ક્ષત્રિય ૩વૈશ્ય | ૧વનચર ૩ મનુ | ગાય | ૧ સૂર્ય ૩ બુધ | ,, | આદ્ય |
| ૧૩ | હસ્ત | પુ.ષા ણ ઠ | કન્યા | વૈશ્ય | મનુષ્ય | ભેંસ | બુધ | દેવ | ,, |
| ૧૪ | ચિત્રા | પે.પો રા રી | ૨કન્યા ૨ તુલા | ૨ વૈશ્ય ૨ શૂદ્ર | ,, | વાઘ | ૨ બુધ ૨શુક્ર | રાક્ષસ | મધ્ય |
| ૧૫ | સ્વાતિ | રુ. રે રો તા | તુલા | શૂદ્ર | ,, | ભેંસ | શુક્ર | દેવ | અન્ત્ય |
| ૧૬ | વિશાખા | તી તુ તે તો | ૩ તુલા ૧ વૃશ્ચિ | ૩શૂદ્ર ૧ બ્રા | ૩ મનુ. ૧ કીડા | વાઘ | ૩ શુક્ર ૧ મં | રાક્ષસ | ,, |
| ૧૭ | અનુરાધા | ના ની નુ ને | વૃશ્ચિક | બ્રા | કીડા | હરણ | મંગલ | દેવ | મધ્ય |
| ૧૮ | જ્યેષ્ઠા | નો યા યી.યુ. | ,, | ,, | ,, | ,, | ,, | રાક્ષસ | આદ્ય |

| ૧૯ | મૂળ | યે યો ભા ભી | ધન | ક્ષત્રિય | મનુ. | કુક્કર | ગુરૂ | રાક્ષસ | આદ્ય |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૦ | પૂર્વા પઢા | ભુ.ધા ફ.ઢા | ધન | ,, | મનુ.ચ તુરપદ | વાનર | ગુરૂ | મનુષ્ય | મધ્ય |
| ૨૧ | ઉત્તરા પાઢા | ભે ભો જ જી | ૧ ધન ૩મકર | ૧ક્ષત્રિ ૩વૈશ્ય | ચતુ સ્પદ | નોળી ઓ | ૧ગુરૂ ૩શનિ | મનુ | અંત્ય |
| ૨૨ | શ્રાવણ | ખિ ખુ ખે.ખો | મકર | વૈશ્ય | ચતુ. જલચર | વાનર | શનિ | દેવ | ,, |
| ૨૩ | ધનિષ્ઠા | ગા ગી ગુ ગે | ૨મકર ૨કુંભ | ૨વૈશ્ય ૨શુદ્ર | ૨ જલ ૨ મનુ | સિંહ | ,, | રાક્ષસ | મધ્ય |
| ૨૪ | શત ભિપા | ગો સા સી.સુ | કુંભ | શુદ્ર | મનુ | ઘોડો | ,, | ,, | આદ્ય |
| ૨૫ | પૂર્વા ભાદ્રપદ | સે સો દા દી | ૩ કુંભ ૧ મીન | ૩ શુદ્ર ૧ બ્રા. | મનુ. જલચર | સિંહ | ૩શનિ ૧ ગુરૂ | મનુ. | ,, |
| ૨૬ | ઉત્તરા ભાદ્રપદ | દુ થ. ઝ ઞ | મીન | બ્રા | જલચર | ગાય | ગુરૂ | મનુ | મધ્ય |
| ૨૭ | રેવતી | દે દો. ચા ચી | ,, | ,, | ,, | હાથી | ,, | દેવ | અંત્ય |

### ૭૦ કાળમુખી યોગ

चउरुत्तर पंचमघा कत्तिअ नवमीइ तइअ अणुराहा ।

अठमि रोहिणी सहिआ कालमुही जोगि मास छगि मच्चू ॥

**અર્થ** :- ચોથના દિવસે ત્રણ ઉત્તરા, પાંચમે મઘા, નવમીને કૃતિકા, ત્રીજને અનુરાધા અને આઠમને રોહિણી નક્ષત્ર હોય તો કાળમુખી નામનો યોગ થાય

આ યોગમાં કોઇ શુભ કાર્ય કરે તો કરનારનું છ મહિનાની અંદર મરણ નીપજે

### ૭૧ યમલ અને ત્રિપુષ્કર યોગ

मगल गुरु सणि भद्दा मिग चित्त धणि दुिआ जमलजोगो ।

कित्ति पुण उफ विसाहा पूभ उसाहि तिपुक्करओ ॥

અર્થ :- મંગળ ગુરૂ અથવા શનિવારે ભદ્રા (૨-૭-૧૨) તિથિ હોય તથા મૃગશિર, ચિત્રા અથવા અનુરાધા નક્ષત્ર હોય, તો 'યમકયોગ' થાય છે. તેમજ ઉક્ત વાર અને ઉક્ત તિથિને દિવસે કૃત્તિકા, પુનર્વસુ. ઉત્તરા ફાલ્ગુની, વિશાખા, પૂર્વાભાદ્રપદ અથવા ઉત્તરાષાઢા નક્ષત્ર હોય, તો 'ત્રિપુષ્કર' નામનો યોગ થાય છે.

## ૭૨ પંચકયોગ

पचग घणिट्ठ अद्धा मयकियवज्जिज्ज जाम दिसि गमणं ।
एसु तिसु सुहं असुह विहिअं दुति पण गुणं होई ।।

અર્થ :-ધનિષ્ઠા નક્ષત્રના ઉતરાર્ધથી રેવતી નક્ષત્ર સુધી-એ પાંચ નક્ષત્રની પંચક સંજ્ઞા છે.

આ યોગમાં મૃતક કાર્ય અને દક્ષિણ-દિશામાં ગમન કરવુ નહિં.

ઉક્ત ત્રણે યોગમાં અર્થાત્ યમલયોગ ત્રપુષ્કરયોગ અને પંચકયોગમા શુભ અથવા અશુભ કાર્ય કરવામાં આવે તો અનુક્રમે બમણું, ત્રણ ગુણું અને પાચગુણું થાય છે.

## ૭૩ અબલાયોગ

कृत्ति अपभिई चउरी सणि बुहि ससि सूर वार जुत्त कमा ।
पंचमि बिइ एगारसि वारसि अबला सुहे कज्जे ।।

અર્થ :- કૃત્તિકા, રોહિણી, મૃગશિર અને આર્દ્રા એ ચાર નક્ષત્રના દિવસે અનુક્રમે શનિ, બુધ, સોમ અને રવિવાર હોય તથા પાંચમ, બીજ, અગ્યારસ અને બારસ તિથિ હોય, તો અબલા નામનો યોગ થાય. આ યોગ શુભ કાર્યમાં વર્જ્ય છે.

## ૭૪ તિથિ અને નક્ષત્રનો મૃત્યુ યોગ

मलहसाइ चित्ता असेस सयभिस य कत्तिरे वइआ ।
नदाए भद्दाए भद्दवया फग्गुणी दो दो ।।
विजयाए मिग सवणा पुस्सऽस्सिणि भरणिजिट्ठ रित्ताए ।
आसाढदुग विसाहा अणुराह पुणव्वसु महाय ।।
पुण्णाइ कर घणिट्ठा रोहिणी इअ मयगऽवत्थ नक्खत्ता ।
नदिपइट्ठा पमुहे सुहकज्जे वज्जए मइमं ।।

અર્થ :- નંદા તિથિ (૧-૬-૧૧) ને દિવસે મૂળ, આર્દ્રા, સ્વાતિ, ચિત્રા, આશ્લેષા, શતભિષા, કૃત્તિકા અથવા રેવતી નક્ષત્ર હોય, ભદ્રા તિથિ (૨-૭-૧૨) ને દિવસે પૂર્વા ભાદ્રપદ, ઉત્તરા ભાદ્રપદ પૂર્વા ફાલ્ગુની અથવા ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર હોય, જયા તિથિ (૩-૮-૧૩)ને દિવસે મૃગશિર, શ્રવણ, પુષ્ય, અશ્વિની, ભરણી અથવા જયેષ્ઠા નક્ષત્ર હોય. રિકતા તિથિ (૪-૯-૧૪)ને પૂર્વાષાઢા વિશાખા અનુરાધા અથવા મઘા નક્ષત્ર હોય, પૂર્ણા તિથિ (૫, ૧૦, ૧૫)ને દિવસે હસ્ત, ધનિષ્ઠા અથવા રોહિણી નક્ષત્ર હોય તો તે સર્વ નક્ષત્ર મૃતક અવસ્થાવાળાં કહેવાય છે. તેથી તે નક્ષત્રોના દિવસે નદી, પ્રતિષ્ઠા આદિ શુભ કાર્ય કરવા નહી.

## ૭૫ અશુભ યોગોનો પરિહાર

कुयोगास्तिथि वारोत्था–स्तिथिभोत्था भवारजाः ।
हुणबंगखशेष्वेव वर्ज्यास्त्रितयजास्तथा ।।

અર્થ :- તિથિ અને વારના યોગથી, તિથિ અને નક્ષત્રના યોગથી, નક્ષત્ર અને વારના યોગથી તથા તિથિ, નક્ષત્ર અને વાર, એ ત્રણેના યોગથી જે-જે અશુભ યોગ થાય છે, તે બધા હુણ (ઓરિસ્સા) બંગાળ અને ખશ (નેપાળ) દેશમાં વર્જ્ય છે. બીજા દેશોમાં વર્જ્ય નથી.

रवियोग राजजोगे कुमारजोगे असुद्ध दिअहे वि ।
ज सुहकज्ज कोरइ त सव्व बहुफल होइ ।।

અર્થ :- અશુભ યોગના દિવસે જો રવિયોગ, રાજયોગ અથવા કુમારયોગ હોય તો તે દિવસે જે કાંઈ શુભ કાર્ય કરવામાં આવે તે અધિક ફળદાયી થાય છે

अयोगे सुयोगोऽपि चेत् स्यात् तदानीमयोगं निहत्यैष सिद्धिवनोति ।
परे लग्नशुद्धया कुयोगादि नाश दिनार्द्धोत्तर विष्टिपूर्वं च शस्तम् ।।

અર્થ - અશુભ યોગના દિવસે જો શુભ યોગ હોય, તો તે

અશુભ યોગને નાશ કરીને સિદ્ધિકારક થાય છે. કેટલાક આચાર્યો કહે છે કે લગ્ન શુદ્ધિ ઠીક હોય તો કુયોગોનો નાશ થાય છે. ભદ્રા તિથિ દિનાર્ધ પછી શુભ થાય છે.

कुतिहि-कुवार-कुजोगा विट्ठी वि अ जम्मरिक्ख दड्ढ ति ही ।
मज्झण्हदिणाओ पर सव्वपि भभं भवेऽस्सा ॥

અર્થ :- દુષ્ટ તિથિ, દુષ્ટ વાર, દુષ્ટ યોગ, વષ્ટિ, જન્મ નક્ષત્ર અને દગ્ધાતિથિ એ બધા દિવસના મધ્યાહ્ન પછી અવશ્યપણે શુભ થાય છે.

अयोगास्तिथि वारर्क्ष-जातश येऽमी प्रकीर्त्तिताः ।
लग्ने ग्रहबलोपेते प्रभवन्ति न ते क्वचित् ॥
यत्र लग्न विना कर्म क्रियते शुभ सञ्ज्ञकम् ।
तत्रै तेषा हि यैागानां प्रभावाज्जायते फलम् ॥

અર્થ - તિથિ વાર અને નક્ષત્રોથી જે-જે કુયોગો થાય છે, તે બધા બળવાન ગ્રહવાળા લગ્ન સમયમા નિર્બળ બની જાય છે. અર્થાત્ લગ્નબળ સારૂ હોય તો કુયોગોનો દોષ થતો નથી. જ્યાં લગ્ન વિના જો શુભ કાર્ય કરવામાં આવે તો ત્યાં તે કુયોગોના પ્રભાવથી અશુભરૂપે ફળે છે.

### ૭૬ લગ્ન-વિચાર

लग्नं श्रेष्ठ प्रतिष्ठाया क्रमान्मध्यमथा वरम् ।
द्वयङ्गं स्थिर च भूयोभि-र्गुणैराढयं चरं तथा ॥

અર્થ - પ્રતિષ્ઠા આદિના શુભ કાર્યમાં દ્વિસ્વભાવ-લગ્ન શ્રેષ્ઠ છે. સ્થિર લગ્ન મધ્યમ છે અને ચર લગ્ન કનિષ્ઠ છે. પરંતુ અત્યત બળવાન શુભ લગ્નયુક્ત ચર લગ્ન હોય તો તો લઈ શકાય છે.

### ૭૭ લગ્નચક્ર

| ચર | મેષ ૧ | કર્ક ૪ | તુલા ૭ | મકર ૧૦ | અધમ |
|---|---|---|---|---|---|
| સ્થિર | વૃષ ૨ | સિંહ ૫ | વૃશ્ચિક ૮ | કુંભ ૧૧ | મધ્યમ |
| દ્વિ.સ્વભાવ | મિથુન ૩ | કન્યા ૬ | ધન ૯ | મીન ૧૨ | ઉત્તમ |

### ૭૮ કુંડળીમાં સાતમા સ્થાનની શુદ્ધિ

रवि. कुजोऽर्कजो राहुः शुक्रो वा सप्तम स्थितः ।
हन्ति स्थापद.कर्त्तारौ स्थाप्यमप्यविलम्बितम् ॥

**અર્થ** :- રવિ, મંગળ, શનિ, રાહુ અથવા શુક્ર એ કુંડળીના સાતમા સ્થાનમાં હોય, તો સ્થાપના કરાવવાવાળાનો અને પ્રતિમાનો જલ્દીથી વિનાશ થાય છે.

त्याज्या लग्नेऽब्धयो मन्दात् षष्ठे शुक्रेन्दुलग्नपाः ।
रन्ध्रे चन्द्रादयः पञ्च सर्वेऽस्तेऽब्ज गुरु समौ ॥

**અર્થ** :- લગ્ન સ્થાનમાં શનિ, રવિ, સોમ અથવા મંગળ હોય, છઠ્ઠા સ્થાનમાં શુક્ર ચંદ્રમા અથવા લગ્નનો સ્વામી હોય, આઠમા સ્થાનમાં ચન્દ્ર, મંગળ, બુધ ગુરૂ અથવા શુક્ર હોય તે લગ્ન વર્જ્ય છે અને સાતમા સ્થાનમાં કોઈ પણ ગ્રહ હોય તો સારો નહી. પરંતુ કેટલાક આચાર્યોનો મત છે કે ચન્દ્રમા અને ગુરૂ, સાતમા સ્થાનમાં હોય તો મધ્યમ ફળદાયક છે.

### ૭૯ પ્રતિષ્ઠા કુંડળીમાં ગ્રહોની સ્થાપના

प्रतिष्ठायां श्रेष्ठो रविरुपचये शीतकिरणा,
स्वधर्माढये तत्र क्षितिज रविजौत्र्यायरिपुगौ ।
बुध स्वर्गाचार्यो व्ययनिधन वर्जौ भृगुसुतः
सुतं यावल्लग्नान्नवमदशमायेष्वपि तथा ॥

અર્થ.- પ્રતિષ્ઠા સમયની લગ્ન કુંડળીમાં સૂર્ય જો ઉપચય (૩-૬-૧૦-૧૧) સ્થાનમાં હોય તો શ્રેષ્ઠ છે.

ચન્દ્રમા ધન અને ધર્મસ્થાનમાં તથા ઉપચય સ્થાનમાં હોય તો શ્રેષ્ઠ છે.

મંગળ અને શનિ ત્રીજા, છઠ્ઠા અને અગ્યારમા સ્થાનમાં હોય તો શુભ છે.

બુધ અને ગુરૂ બારમા અને આઠમા સ્થાન સિવાય બાકીના કોઈ પણ સ્થાનમાં હોય તો શુભ છે.

શુક્ર પહેલા, બીજા, ત્રીજા ચોથા, પાંચમા, નવમા, દશમા; અને અગ્યારમા સ્થાનમાં હોય તો શુભ છે.

लग्नमृत्यु सुतास्तेषु पायारन्ध्रे शुभाः स्थिताः ।
त्याज्या देव प्रतिष्ठाया लग्नषष्टाष्टगः शशी ।।

અર્થ : પાપગ્રહ (રવિ, મંગળ, શનિ, રાહુ અને કેતુ) જો પહેલા, છઠા, પાંચમા અને સાતમામાં હોય, શુભ ગ્રહ (ચન્દ્રમા, બુધ, ગુરૂ અને શુક્ર) આઠમા સ્થાનમાં હોય એ પ્રકારની ગ્રહસ્થિતિવાળી કુંડળી હોય તો પ્રતિષ્ઠા કાર્યમા અશુભ છે.

નારચંદ્ર ગ્રંથમાં કહ્યુ છે કે-

त्रिरिपा १ वासुतखे २ स्वत्रिकोण केन्द्रे
३ बिरैस्मरेऽत्रा ४ ज्यर्थे ५ ।
लाभे ६ क्रूर १ बुधा २ त्रित ३ भृगु
४ शशि ५ सर्वे ६ क्रमेण शुभाः।।:

અર્થ : ક્રુર ગ્રહ ત્રીજા અને છઠ્ઠા સ્થાનમાં હોય તો શુભ છે

બુધ પહેલા, બીજા, ત્રીજા ચોથા, પાંચમા અને દશમા સ્થાનમા હોય તો શુભ છે.

ગુરૂ-બીજા પાંચમા, નવમા અને કેન્દ્ર સ્થાનમાં હોય તો શુભ છે.

શુક્ર ૯, ૫, ૧, ૪, ૧૦ એ પાંચ સ્થાનમાં હોય તો શુભ છે.

ચન્દ્રમા બીજા અને ત્રીજા સ્થાનમાં શુભ છે. એ દરેક ગ્રહ અગ્યારમા સ્થાનમાં હોય તો શુભ છે.

खे ऽर्कः केन्द्रारि धर्मेषु शशि ज्ञोऽरिनवास्तगः ।
षष्ठेज्य स्त्वत्रिगः शुक्रो मध्यमः स्थापना क्षणे ॥

आरेन्द्वर्का. सुतेऽस्तारिरिश्फे शुक्र स्त्रिगो गुरुः ।
विमध्यमः शनिर्धीखे सर्वं शेषुषु निन्दिताः ॥

અર્થ: સૂર્ય દશમા સ્થાનમાં હોય. ચન્દ્રમા કેન્દ્ર (૧, ૪, ૭, ૧૦) છઠ્ઠા અને નવમા સ્થાનમાં હોય બુધ સાતમા અને નવમા સ્થાનમાં હોય, ગુરૂ છઠ્ઠા સ્થાનમાં હોય; શુક્ર બીજા અથવા ત્રીજા સ્થાનમાં હોય, તો તે પ્રતિષ્ઠા કુંડળી મધ્યમ ફળ દાયક જાણવી

મંગળ ચંદ્રમા અને સૂર્ય એ પાંચમા સ્થાનમાં હોય, શુક્ર છઠા સાતમા અથવા બારમા સ્થાનમાં હોય, ગુરૂ ત્રીજા સ્થાનમાં, હોય; શનિ પાંચમા અથવા દશમા સ્થાનમાં હોય તો તે કુંડળી વિમધ્યમ ફળદાયક છે. તે સિવાય બીજા સ્થાનોમાં કોઈ ગ્રહ હોય, તો તે નિંદનીય છે.

## ૮૦ શ્રી જિનરાજ -પ્રતિષ્ઠા મુહૂર્ત

बलवति सूर्यस्त सुते बलहीनेऽङ्गरके बुधे चैव ।
मेषवृपस्थे सूर्ये क्षपाकरे चार्हती स्थाप्या ॥

અર્થ: શનિ બળવાન હોય મંગળ અને બુધ બળવાન હોય તથા મેષ અને વૃષમાં સૂર્ય અને ચંદ્રમા હોય ત્યારે શ્રી અરિહતની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવી.

## ૮૧. દ્વાર ખૂણાની સ્તંભ વગેરે રાખવાનો ક્રમ

बारं बारस्स सम अहबार बारमज्झि कायव्व ।
अह वज्जिऊण बारं कीरइ बार तहालं च ॥

મુખ્ય દ્વારની બરોબર બીજા દ્વાર રાખવાં, અથવા દરેકનાં મથાળાં સમસૂત્રમાં રાખવાં. અથવા મુખ્ય દ્વારની મધ્યમાં આવે એ પ્રમાણે સાંકડું કરવું. જો મુખ્ય દ્વારની સન્મુખપણું છોડીને એક તરફ દ્વાર કરવામાં આવે તો પોતાની ઈચ્છાનુસાર કરે.

'अन्तर्द्वाराद वहिर्द्वारं नोच्चं कुर्यान्न सङ्कटम् ।
उच्च विसङ्कट वापि तच्छिवाय न गायते ॥

અંદરના મુખ્ય દ્વારથી બહાર ખડકીનુ દ્વાર ઊંચું તથા સાંકડું કરવું નહીં. બન્નેના મથાળાં (ઉત્તરંગ) સમસૂત્રમાં રાખવાં, ઊંચુ યા સાંકડુ કરે તો સારૂં નહી।

'तुला उपतुला वास्तु-र्द्वारि तिर्यग् यदा कृताः ।
दारिद्य व्याधिसन्तापा भवन्ति स्वामिनस्तदा ॥

બારવટ તથા પીઢાઓ દ્વારની સામા રાખવા નહી. યદી સામા હોય તો ઘરનો સ્વામી દરિદ્રપણાથી અને વ્યાધિથી દુઃખી થાય.

कूणं कूणस्स समं आलय आलं च कीलए कीलं ।
थभे थभं कुज्जा अह वेहं वज्जि कायव्वा ॥

ખૂણાની બરાબર ખૂણા, ગોંખલાની બરાબર ગોખલા, ખીલીની બરાબર ખીલીયો અને થાંભલાની બરાબર બધા થાંભલા એ બધા વેધ ન આવે તેમ કરવાં.

आलयसिरम्मि कीला थमो वारुवरि वारु थंभुवरे ।
बार द्विबार समखण विसमा थंभा महा असुहा ॥

ગવાક્ષની ઉપર ખીલી, દ્વારની ઉપર, સ્તંભ, સ્તંભની ઉપર દ્વાર, દ્વારની ઉપર બે દ્વાર, સમાન ખંડ અને વિષમ સ્તમ્ભા એ બધાં મહા અશુભકારક છે.

थंभहीणं न कायव्वं पासायं मठमंदिरं ।
कणककूखतरेऽवरसं देय थभं पयत्तओ ॥

પ્રાસાદ (રાજમહેલ અથવા હવેલી) મઠ (આશ્રમ) અને દેવ મંદીર એ સ્તમ્ભ વગરનાં ન કરવાં જોઈએ. ખૂણાની વચમાં જરૂર સ્તમ્ભ મૂકયો જોઈયે.

## ૮૨ સ્તમ્ભનું માન

'उच्छ्रये नवधा भक्ते कुम्भिकाभागतो भवेत्
स्वम: षड्भाग उच्छ्राये भागार्द्धं भरणं स्मृतम् ॥
शारं भागार्द्धन: प्रोक्त पट्टोचभागसम्मितम् ॥

ઘરના ઉદયના નવ ભાગ કરવા, તેમાં એક ભાગની કુંભી, છ ભાગનો સ્તમ્ભ, અરધા ભાગનું ભરણું, અરધા ભાગનું શરૂ અને એક ભાગ ઉદયમાં પાટડો કરવો.

कुंभोसिरम्मि सिहर वट्टा अट्ठंसभद्दगायारा ।
सुवगपल्लवसहिआ गेहे थंभा न वायव्वा ॥

કુંભીના માથા ઉપર શિખરવાળા, ગોળ, આઠ ખૂણાવાળા, ભદ્રના આકારવાળા (ચઢતા ઉતરતા ખાચાવાળા) રૂપકવાળા (મૂર્તિઓવાળા) અને પલ્લવ (પાંદડા) વાળા, એવા સ્તંભ સામાન્ય ઘરમાં નહિ કરવા જોઈયે. પરંતુ હવેલી રાજમહેલ કે દેવમંદિરમાં કરે તો દોષ નથી.

खणमज्झे न कायव्व कीलालयग ओखमुक्खसममुहं ।
अतरछत्तामच कारिज्ज खण तह य पीढसमं ॥

ખંડના મધ્ય ભાગે ખીલી આલા અને ગવાક્ષ ન કરવા જોઈયે। પરંતુ અંતરવટી અને માચી કરવી। ખડમાં પાટડાઓ સમ સંખ્યામાં રાખવાં.

## ૮૩ ઘરનું શુભાશુભ ફળ

गिहमज्झि अंगणे वा तिकोणय पंचकोणयं जत्थ ।
तत्थ वसंतस्स पुणो न हवइ सुहरिद्धि कईयावि ॥

જે ઘરની મધ્યમાં અથવા આંગણામાં ત્રિકોણ કે પચકોણ ભૂમિ હોય તો તે ઘરમાં રહેવાવાળાને ક્યારે પણ સુખ સમૃદ્ધિની પ્રાપ્તિ ન થાય.

मूलगिहे पच्छिममुहि जो वारइ दुन्निवारा ओवराअं ।
सो त गिह न भुंजइ अह भुंगइ दुक्खओ हवइ ॥

પશ્ચિમ દિશાના દ્વારવાળા મુખ્ય ઘરમાં બે દ્વાર અને એક ઓરડો હોય, તેવા ઘરમા વાસ કરવો નહિ, કદાચ રહે તો તે દુખી થાય.

कमलेगि ज दुवारो अहवा कमलेहिं वज्जिओ हवइ ।
हिट्ठाउ उवरि पिहुलो न ठाइ थिरु लच्छि तम्मि गिहे ॥

જે ઘરનાં દ્વાર એક કમલવાળા હોય, અથવા બીલકુલ કમલથી રહિત હોય. તથા નીચેના અપેક્ષા ઉપર પહોળા, હોય એવા દ્વારવાળા ઘરમાં લક્ષ્મી નિવાસ કરે નહી

वलयाकारं कूर्णेहि संकुल अहव एग दु ति कूण ।
दाहिण वामइ दीह न वासियव्वेरिस गेहं ॥

ગોળ ખૂણાવાળા અથવા એક બે કે ત્રણ ખૂણાવાળા, તથા જમણી અને ડાબી તરફ લાંબા એવા ઘરમા ક્યારે પણ વસવુ નહિ

सयमेव किवाडा पिहि यति य ऊग्घडति ते असुहा ।
चित्तकलसाइमोहा सविसेसा मूलदारि सुहा ।।

જો ઘરનાં દ્વાર પોતાની મેળે બંધ થઇ જાય અથવા ઊઘડી જાય તે અશુભ જાણવા. ઘરના મુખ્ય દ્વાર કળશ આદિના ચિત્ર-વાળા હોય તો બહુ શુભકારક છે.

छीततरि भित्तितरि मग्गंतरि दोस जे न ते दोसा।
साल ओवरयकुक्खी पिट्ठि दुवारेहि बहु दोसा ।।

ઉપર જો વેધ આદિ દોષ બતાવ્યા છે તેમાં છજાનુ ભિતનું કે રસ્તાનું અંતર હોય તો તે દોષ નથી. શાળા અને ઓરડાની કુક્ષી અને પૃષ્ઠ ભાગ દ્વાર ભાગમાં હોય તો બહુ દોષકારક છે.

## ૮૪ ઘરમાં ચિત્રનો વિચાર

जोइणिनट्टारंभ भारहरामायण च निवजुद्धं ।
रिसिचरिअ देवचरिअ इअ चित्तं गेहि नहु जुत्तं ।।

યોગિનિઓનાં નાટક; મહાભારત, રામાયણ અને રાજાઓનુ યુદ્ધ; ઋષિઓના ચરિત્ર અને દેવોનો ચરિત્ર ઇત્યાદિક વિષયના ચિત્ર ઘરમાં નહિ ચિતરવા જોઇયે।

फलियतरु कुसुमवल्ली सरस्सई नवनिहाण जुअलच्छी ।
कलसं वद्धावणय सुमिणावलियाइ सुहचित ।।

ફૂલવાળા વૃક્ષ; પુષ્પોની લતાઓ, સરસ્વતીદેવી; નવનિધાન યુક્ત લક્ષ્મીદેવી, કલશ, વર્દ્ધાપનાદિ મંગલિક ચિહ્ન અને સુંદર સ્વપ્નાની માળા એવા ચિત્ર ઘરમા ચિતરવા તે શુભ છે.

पुरिसुव्व गिहस्संगं हीणं आहिय न पावह सोहं ।
तम्हा सुद्ध कीरइ जेण गिहं हवइ रिद्धिकर ।।

પુરૂષના અંગની માફક ઘરનું કોઇ અંગ હીન અથવા અધિક હોય તો શોભા પામતું નથી, તેથી શીલ્પ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શુદ્ધ ઘર કરવું કે થી તે ઘર ઋદ્ધિકારક થાય.

## ૯૫ ઘરના દ્વાર સામે દેવોના નિવાસનું શુભાશુભ ફળ

वज्जिज्जइ जिणपिट्ठी रविईसरदिट्ठि विण्हु वामो अ ।
सव्वत्थ असुह चंडी बम्भाण चउदिसिं चयहे ॥

ઘરની સામે જિનેશ્વરની પીઠ હોય સૂર્ય અથવા મહાદેવની દૃષ્ટિ હોય અને વિષ્ણુની ડાબી ભુજા હોય તો અશુભ છે, ચંડી-દેવી સર્વ જગ્યાએ અશુભ છે । અને બ્રહ્માની ચારે દિશા અશુભ છે. તે માટે એવા ઠેકાણે ઘર બનાવવું નહિ.

अरिहंतदिट्ठि दाहिण हरपुट्ठी वामएसु कल्लाणं ।
विवरीए बहुदुक्खं पर न मग्गंतरे दोसो ॥

ઘરની સામે જિનેશ્વરની દૃષ્ટિ અથવા જમણી ભુજા હોય, તથા મહાદેવની પીઠ અથવા ડાબી ભુજા હોય તો કલ્યાણદાયક છે. પરંતુ આથી ઉલટું હોય તો બહુ-દુઃખદાયક છે, પરંતુ વચમાં રસ્તાનું અંતર હોય તો દોષ નથી.

## ૯૬ મંદિરની ધ્વજા-છાયા આદિનું ફળ

पढमंत-जाम वज्जिय धयाइ दु-ति-पहरसंभवा छाया ।
दुहहेऊ नायव्वा तओ पयत्तेण वज्जिज्जा ॥

પહેલા અને ચોથા પ્રહરને છોડી દઈને બીજા અને ત્રીજા પ્રહરમાં મંદિરની ધ્વજા આદિની છાયા ઘરની ઉપર પડતી હોય તો દુઃખ કારક છે. તે માટે આ છાયાને છોડી દઈને ઘર બનાવવું જોઈએ. અર્થાત્ બીજા અને ત્રીજા પ્રહરમાં મંદિરની ધ્વજા આદિની છાયા પડતી હોય તે ઠેકાણે ઘર કરવું ન જોઈએ.

समकट्ठा विसमखणा सव्वयथारेसु इगविही कुज्जा ।
पुव्वुत्तरेण पल्लव जमावरा मूलकायव्वा ॥

ઘરમાં સમાન કાષ્ટ અને વિષમ ખંડ એક વિધિથી કરવા, પૂર્વ ઉત્તર દિશામાં (ઇશાન કોણમાં) પલ્લવ અને દક્ષિણ પશ્ચિમમાં (નૈઋત્ય કોણમાં) મૂલ કરવા.

सव्वेवि भारवट्टा मूलगिहे एग सुत्ति कीरंति ।
पीढ पुण एगसुत्ते उवरय गुंजारि अलिंदेसु ।।

મુખ્ય ઘરમાં બધા ભારવટો બરાબર સમસૂત્રમાં રાખવાં, તથા ઓરડો ગુંજારી અને અલિંદમાં પીઢાઓ પણ સમસૂત્રમાં રાખવા.

## ૮૭ ઘરમાં કેવા લાકડા વાપરવા તે

हलघाणय सगडमई अरहटजंताणि कटई तह य ।
पंचुंवरि खीरतरु एयाण य कट्ठ वज्जिज्जा ।।

હળ, ઘાણી, ગાડી, રેહટ, કાંટાવાળા વૃક્ષ, પાંચ પ્રકારનાં ઉદુંબર (ઊંબરો, વડ, પીપલ, પલાશ અને કઠુંબર) અને જે વૃક્ષ કાપવાથી દૂધ નિકળે, ઇત્યાદિના લાકડાંઓ ઘરકાર્યમાં લાવવા નહિ.

विज्जउरि केलि दाडिम जंभीरी दोहलिद्द अंबलिया ।
बब्बूल बोरमाई कणयमया तह वि नो कुज्जा ।।

બીજોરૂં, કેળ, દાડિમ, લીંબુ, આકડો, આંબલી, બાવળ, બોરડી અને પીળા ફુલવાળા વૃક્ષ ઇત્યાદિ વૃક્ષોના લાકડા ઘરકામમાં નહિ લાવવા, તેમજ તે વૃક્ષો ઘર આગળ વાવવાં પણ નહિ.

एयाण जइ वि जडा पाडिवसाओ पविस्सइ अहवा ।
छाया वा जम्मिगिहे कुलनासो हवइ तत्थेव ।।

ઉપર કહેલ વૃક્ષોનાં મૂલ ઘરની સમીપમાં હોય અથવા ઘરમાં પ્રવેશ કરતાં હોય તથા જે ઘરની ઉપર તે વૃક્ષોની છાયા પડતી હોય તો કુલનો નાશ થાય.

सुट्ठकभग्गदड्ढा मसाण खगनोलय खोर चिरदोहा ।
निब बहेडयरुक्खा नहु कट्टिज्जंति गिहउ ।।

જે વૃક્ષ પોતાની મેળે સુકાયેલું, ભાંગી ગયેલું કે બળી ગયેલું હોય, શ્મસાન નજીકનું, પક્ષિઓનાં માળાવાળું, દૂધવાળું, ઘણું લાંબુ (ખજુરી તાડ) વગેરે લીમડો અને બેહડા ઇત્યાદિ વૃક્ષોનાં લાકડા ઘર બનાવવા માટે કાપવાં નહિ.

## ૮૮ ઘરની પાસેના વૃક્ષોનું શુભાશુભ ફળ

'आसन्नः कण्टकिनो रिपुभयदाः क्षीरिणोऽर्थनाशाय ।
फलिन प्रजाक्षयकरा दारुण्यपि वर्जयेदेषाम् ।।
छिन्द्याद् यदिन तरुं स्तान तदन्तरे पूजिताम् वपेदन्यान् ।
पुन्नागाशोकारिष्टबकुलपनसान् शमीशाल्मली ।।

ઘરની સમીપમા જો કાંટાવાળાં વૃક્ષ હોય તો શત્રુનો ભય થાય દૂધવાળાં વૃક્ષ હોય તો લક્ષ્મીનો નાશ થાય. અને ફળવાળાં વૃક્ષ હોય તો સંતાનનો નાશ થાય । તે માટે તે વૃક્ષોનાં લાકડાં પણ ઘર કાર્યમા વાપરવાં નહિ. તે વૃક્ષ ઘરમાં અથવા ઘરની સમીપમાં હોય તો કાપી નાખવાં જોઇએ. જો તે વૃક્ષોને ન કાપવા હોય તો તેની પાસે 'પુન્નાગ (નાગકેસર), અશોક, અરીઠા, કેસર, ફનસ, શમી અને શાલ્મલી ઈત્યાદિક સુગન્ધિત પૂજ્ય વૃક્ષો વાવવાં તો ઉક્ત દોષવાળા વૃક્ષોનો દોષ રહેતો નથી.

याम्मादिष्वशुभफला जातास्तव: प्रदक्षिणेनैते ।
उदगादिषु प्रशस्ताः प्लक्षवटोदुम्बराटोत्था. ।।

પીપર, વડ ઉંબરો અને પીપળો એ વૃક્ષો અનુક્રમે ઘરની દક્ષિણાદિ દિશામાં હોય તો અશુભ છે. અને ઉત્તરાદિ દિશામાં હોય તો શુભ છે. અર્થાત્ દક્ષિણમાં પીપર, પશ્ચિમમાં વડ, ઉતરમાં ઉંબરો અને પૂર્વમાં પીપળો હોય તો અશુભ જાણવો. તથા ઉત્તરમા પીપર

પુર્વમાં વડ, દક્ષિણમા ઉંબરો અને પશ્ચિમમાં પીપળો હોય તો શુભ જાણવો.

### ૮૯ પત્થરના સ્તંભ વગેરે ઘરમાં રાખવાનો વિચાર

पाहाणमयं थंभं पीढं पट्टं च वारउत्ताणं ।
अेओ गेहि विरुद्धा सुहावहा धम्मठाणेसु ॥

પત્થરનાં સ્તંભ બારવટ પાટિયા અને બારશાખ એ સાધારણ ઘરમાં હોય તો અશુભ છે.

પરંતુ ધર્મસ્થાન દેવમંદિર આદિ ઠેકાણે હેય તો શુભ છે.

पाहाणमये कट्ठं कट्ठमए पाहणस्स थभाई ।
पासाअे य गिहे व वज्जेयव्वा पयेतेणं ॥

જે પ્રાસાદ અથવા ઘર પત્થરનાં હોય ત્યાં લાકડાનાં અને લાકડાનાં હોય ત્યાં પત્થરના સ્તંભ બારવટ આદિ કરવાં નહિ। અર્થાત્ ઘર આદિ પત્થરના હોય તો સ્તંભ વિગેરે પણ પત્થરના કરવા અને લાકડાનાં હોય તો સ્તંભ વિગેરે લાકડાના કરવા.

### ૯૦ સૂર્યદગ્ધા તિથિ અને યંત્ર

छग चउ अट्ठमि छट्टी, दसमट्ठमि बार दसमि बीआउ
बारसि चउत्थि बीआ, मेसाइसु शुर दड्ढ दिणा ॥

મેષ આદિ રાશિઓ ઉપર સૂર્ય હોય ત્યારે અનક્રમે છઠ્ઠ, ચોથ, આઠમ, છઠ, દશમ, આઠમ, બારસ, દશમ, બીજ, બારસ, ચોથ અને બીજ એ સૂર્યદગ્ધા તિથિ કહેવાય.

| | | | | |
|---|---|---|---|---|
| घन–मीन संक्रातिमा | २ | मिथुन–कन्या संक्रांतिमां | | ८ |
| वृष–कुंभ | ,, | ४ | सिंह–वृश्चिक | ,, | १० |
| मेष–कर्क | ,, | ६ | तुला–मकर | ,, | १२ |

### ૯૧ ચંદ્રદગ્ધા તિથિ અને યંત્ર

कुंभघणे अजमिहुणे तुलसीहे मयरमीण विसकक्के ।
विच्छियकन्नासु कमा बीआई समतिही उ ससिदड्ढा ॥

કુંભ અને ધનનો ચંદ્રમા હોય ત્યારે બીજ, મેષ અને મિથુનનો ચંદ્રમા હોય ત્યારે ચોથ તુલા અને સિંહનો ચંદ્રમાં હોય ત્યારે છઠ, મકર અને મીનનો ચંદ્રમા હોય ત્યારે આઠમ,

વૃષ અને કર્કનો ચંદ્રમા હોય ત્યારે દસમ, વૃશ્ચિક અને કન્યાનો ચંદ્રમા હોય ત્યારે બારશ એ બીજ આદિ સમ તિથિ ચંદ્રદગ્ધા તિથિ કહેવાય છે.

### ૯૧ ચંદ્રદગ્ધા તિથિ યંત્ર

| | | | |
|---|---|---|---|
| कुंभ-धनना चदमामां-२ | | मकर-मोनना चदमागा | ८ |
| मेष-मिथुनना ,, | ४ | वृष-कर्क ,, | १० |
| तुला-सिंह ,, | ६ | वृश्चि-कन्या ,, | १२ |

### ૯૨ સ્થિરયોગ

स्थिरयोग: शुभो रोगो-छेदादौ शनिजीवयो:
त्रयोदरयष्टरिलासु द्वयन्तरे कृतिकादिभि:

શુરૂવાર અથવા શનિવારે તેરસ, આઠમ, ચોથ, નવમી અને ચૌદશ એ તિથિઓમાંથી કોઇ કોઇ એક તિથિ હોય, તથા કૃતિકા આર્દ્રા, અશ્લેષા, ઉતરાફાલ્ગુની, સ્વાતિ, જ્યેષ્ઠા ઉત્તરાષાઢા, શતભિષા અને રેવતી આ નક્ષત્રોમાંથી કોઈ એક નક્ષત્ર હોય તો સ્થિર યોગ થાય છે. તે રોગ આદિના નાશ કરવામા અને સ્થિર કાર્ય કરવામાં શુભ છે.

### ૯૩ વજ્રપાત યોગ

वज्रपातं त्यजेद् दिप्ति-पञ्चषट् सप्तमे तिथौ ।
तत्तऽथ त्र्युपरे पैत्रये बह्मे भूलकरे कमात् ॥

બીજને દિવસે અનુરાધા, તીજને દિવસે ત્રણે ઉત્તરા (ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા અથવા ઉત્તરાભાદ્રપદ), પાચમે મઘા, છઠે રોહિણી અને સાતમના દિવસે મૂલ અથવા હસ્ત નક્ષત્ર હોય તો વજ્રપાત નામનો યોગ થાય છે. આ યોગ શુભ કાર્યમાં વર્જનીય છે. નારચંદ્ર ટિપ્પનમાં તેરસે ચિત્રા અથવા સ્વાતિ, સાતમે ભરણી, નવમીએ પુષ્ય અને દશમીએ આશ્લેષા નક્ષત્ર હોય તો વજ્રપાત યોગને દિવસે શુભ કાર્ય કરે તો છ માસમાં કાર્ય કરનારનું મરણ થાય એમ હર્ષ પ્રકાશ ગ્રંથમાં કહ્યુ છે.

# કલ્યાણ કલિકા ગ્રંથમાંથી સાભાર ઉધૃત

# વિભાગ ચોથો

### ૧ કળશના અંગ વિભાગો

अत उर्ध्वं पुनश्चान्यं, प्रवेक्ष्येऽहमनुक्रमम् ।
पूर्ववच्च समुत्सेधो, विस्तरः पूर्वकल्पितः ।।
पद्मपत्र निभाकारा, त्रिपदा पद्म पत्रिका ।
कर्णिका पदमेकं तु, सपादः पद्म सभवः ।।
द्विभाग चाण्डक कुर्याद्, वृत्ताकार सुलक्षणम् ।
ग्रीवा पादोनभागा स्याद्, भामार्ध चार्क पट्टिका ।।
लतिने चैव कर्तव्या, अर्धांशे पदम् पत्रिका ।
त्रिभागं बीजपूर स्याद्, विकसित पद्माकृति ।।
उच्छ्रयः कथितश्चैत्य, विस्तरं शृणु सांप्रतम् ।

અર્થ – હવે કલશ અંગે બીજો ક્રમ કહું છુ કલશની ઉંચાઈના અને વિસ્તારના અનુક્રમે ૯ અને ૬ ભાગો કલ્પવા ઉંચાઇના નવ ભાગોમાંથી નીચે ૩ ભાગની પદ્મપત્રિકા કમલપત્રના આકારની કરવી. ૧ ભાગની કર્ણિકા અને ૧। ભાગનો કમલ (સભવ) પત્ર કરવો, તે પછી ૨ ભાગનું ગોળ આકારનુ સુલક્ષણ અંડક કરવું ૦।।। ભાગની ગ્રીવા અને ૦।। ભાગની અર્કપટ્ટી કરવી. લતિન પ્રાસાદના કલશમાં પદ્મપત્રિકા અર્ધ ભાગની કરવી ૩ ભાગનું બીજોરૂ (ડાડલો) કરવું. બીજપુરનો આકાર વિકાશી કમળના ડોડા જેવો કરવો આમ ઉંચાઇના ભાગો કરવા.

હવે વિસ્તારના સંબધે જણુવેલ છે.

पदम पत्र त्रिभिर्भागै–द्विभागा कर्णिका वृता ।।
पदमाग्रे पत्रि (ट्टि) का चैत्र, चतुर्भागा च विस्तरे ।

षड्भागा मण्डक चैव, ग्रीवा मध्ये द्विभागिका ॥
अर्कपट्टो चतुर्भागा, सार्धत्र्यंशा च पत्रि (ट्टि) का ।
सार्धद्वयं बीजपूरं, निम्नाग्रे पद्मकाकृति ॥
पद्मनिबन्धतिलक, मुक्तरत्नां सुवृतकाम् ।
अर्कोऽर्कपट्टिका कुर्यात्, पद्मपत्राऽग्र उन्नताम् ॥

અર્થ :- પદ્મપત્રનો વિસ્તાર ૩ ભાગનો, કર્ણિકાનો ૨ ભાગનો. પદ્મપત્ર પછી પટ્ટિકાનો વિસ્તાર ૪ ભાગનો અંડક વિસ્તાર ૬ ભાગનો, ગ્રીવા મધ્યમાં ૨ ભાગની, અર્ક પટ્ટી ૪ ભાગની, ૩ાા ભાગની પટ્ટીકા અને ૨ાા ભાગનો બીજોરાનો વિસ્તાર કરવો. બીજ-પુરનો આકાર કમળના ડોડા જેવો રાખવો

સુર્યના મંદિરે પત્રપદ્મની આગળ ઉચી અર્ક પટ્ટી ગોળ પદ્મના તિલક જેવી રત્નજડીત કરવી

## ૨ ધ્વજ દંડ

ध्वजाधरस्तंभिका च, कलशैश्च विभूषिता ।
वशाधारा वज्रबन्धा, वशाना वेष्टनादिकैः ॥

અર્થ :- ધ્વજાધાર (થાંભલી) દંડ કલશો વડે શોભિત કરવી (વંશ) દંડ આધાર જેવી તે થાભલીને બીજા વાંશના આધારે વાંશ વેષ્ટનાદિના વજા બંધનો વડે બાધીને સજ્જડ કરવી.

## ૩ દંડમાપ – પહેલો પ્રકાર

आदिशिलोद्भव मानं, ऊर्ध्वे च कलशांतिकम् ।
तृतीयांशे प्रकर्त्तव्यो, ध्वजा दण्ड. प्रमाणतः ॥
अष्टमांशेन हीनोऽसौ, मध्यमः शुभलक्षण ।
कनिष्ठ. स भवेद् दण्डो, ज्येष्ठतः पादवर्जितः ॥

અર્થ :- ખરશિલાથી કળશના મથાળા સુધીની પ્રાસાદની ઉંચાઇના ત્રીજા ભાગ જેટલો લાંબો દંડ ઉત્તમ ગણાય અને અષ્ટમાંશ હીન કરતા મધ્યમ કહેવાય અને ચતુર્થાંશ હીન કરતા કનિષ્ટ માપનો દંડ થાય.

### ૪ દંડમાપ - બીજા પ્રકારે

प्रासाद पृथुमानेन, ध्वजादण्ड तु कारयेत् ।
मध्यमं दशमाशोनं, कनिष्ठं चोन पञ्चमम् ।।

અર્થ :- પ્રાસાદના વિસ્તારના માપનો ધ્વજા દંડ કરાવવો. તે દશમાંશ હીન કરીને મધ્યમ અને પંચમાંશ હીન કરીને કનિષ્ટ માપનો દંડ કરાવવો.

### ૫ દંડમાપ ત્રીજા પ્રકારે

मूल रेखा प्रमाणेन, ज्येष्ठः स्याद् दण्डसंभवः ।
मध्यनो द्वादशांशोनः षडशोनः कनिष्टकः ।।

અર્થ :- રેખા મૂળના વિસ્તારના માપે જયેષ્ઠ માપનો દંડ થાય છે. તેમાંથી ૧ દ્વાદશાંશ હીન કરતાં મધ્યમ અને ૧ ષષ્ઠાંશ હીન કરતાં કનિષ્ઠ માપનો દંડ બને છે.

### ૫ (अ) દંડની જાડાઈ

एकहस्ते तु प्रासादे, दण्डे पादोनमंगुलम् ।
अर्धाङ्गुला भवेद् वृद्धि. पञ्चाशद्धस्तकावधि ।।
पृथुत्व च प्रकर्तव्यं, सुवृत्तं, पर्वकान्वितम् ।
एकादि पर्वतः कार्यः पञ्चविशतिका वधिः ।।
विषम् पर्वोद्भाश्च शस्ताः स्वस्वाभिधानतः ।
त्रयोदश स्युर्दण्डा वैं, पर्वभेदैस्तथोत्तमाः ।।

અર્થ : ૧ હાથના દંડમાં જાડાઈનું માપ પોણુ આંગળનું અને એ પછી ૫૦ હાથ સુધીના માપના પ્રાસાદે દંડની જાડાઈમાં દર હાથે ાા આંગળની વૃદ્ધિ કરવી. આ પ્રમાણે દડનો વ્યાસ પર્વ સહિત ગોળાકારનો કરવો. ૧ થી ૨૫ પર્યન્તના એક પર્વા, ત્રિપર્વા, પંચ પર્વા આદિ વિષમ પર્વવાળા ૧૩ પ્રકારના દડો બને છે અને આ બધાનો પર્વાનુસાર જુદાં જુદાં નામો ઉત્પન્ન થાય છે.

૧ જયન્ત, ૨ શત્રુમર્દન, ૩ પિંગલ, ૪ શંભવ, ૫ શ્રીમુખ, ૬ આનંદ, ૭ ત્રિદેવ, ૮ દિવ્યશેખર, ૯ કાલદંડ, ૧૦ મહોત્કટ, ૧૧ સૂર્ય, ૧૨ કમલ, અને ૧૩ વિશ્વકર્મા. આ બધા દંડો પોતાના નામ પ્રમાણેના ગુણ કરનારા છે.

## ૬ દંડની પાટલી

मण्डूकी तस्य कर्तव्या, अर्धचन्द्राकृतिस्तथा ।
पृथुदण्ड सप्तगुणा, हस्तादिपञ्चकावधि ।।
षड्गुणा च द्वादशान्ते, शेषा पञ्चगुणा तथा ।
तथा त्रिभाग विस्तारा, कर्तव्या सर्वकामदा ।।

અર્થ :- દંડની પાટલી અર્ધચંદ્રકારની કરવી, તેનું માપ ૧ થી ૫ હાથ સુધીના દંડે વિસ્તારથી ૭ ગણી, ૬ થી ૧૨ હાથ પર્યન્તના વિસ્તારથી ૬ ગણી અને તે ઉપરના માપવાળા દંડે વિસ્તારથી ૫ ગણી લાંબી કરવી તથા વિસ્તારમાં લંબાઈના ૩ જા ભાગની કરવી. આ પ્રમાણે લાંબી-પહોળી પાટલી સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરનારી હોય છે.

## ૭ પાટલીનું સ્વરૂપ

अर्धचन्द्रा-कृतेश्चैव, पक्षे कुर्याद् गगारकम् ।
बशोर्ध्वे कलशं चैव, पक्षेघण्टाप्रलम्बनम् ।।
चामिरैर्भूपित्त कुर्याद्, घटापक्षे विचक्षण ।
पताका पापहारी च, शत्रुपक्ष क्षयंकरो ।।

અર્થ :– પાટલીના મધ્યભાગે અર્ધચંદ્રાકાર કરી તેની બંને બાજુમાં ગગારા કરવા. પાટલીના મધ્ય ભાગે દંડ ઉપર કલશ કરવો અને બંને તરફ ઘંટડીઓ લટકાવવી. બુદ્ધિમાને ઘંટડીઓની તરફના ભાગોને ચામરો વડે શુશોભિત કરવા અને પાટલી ઉપર પાપને હરનારી તથા શત્રુનો નાશ કરનારી પતાકા-ધ્વજા ચડાવવી.

### ૮ દંડ શાનો બનાવવો ?

वंशमयस्तु कर्तव्यः सारदारुसमन्वितः ।
निर्बणः सुदृढः कार्यः (दण्डः) प्राञ्जलो दोषवर्जितः ।।
समग्रन्थि विधाव्यो, विषमैः पर्वभियुतः

અર્થ :– દંડ વાંશનો કરવો અથવા શ્રેષ્ઠ જાતના લાકડાનો કરવો. તે દંડ ઘા લાગેલો, પોચો કે વાંકો ચૂંકો ન હોય એવો નિર્દોષ, સમગાંઠાવાળો અને વિષમ પર્વોવાલો બનાવવો જોઇએ.

### ૯ ધ્વજાનું માપ

ध्वजादण्डमामाणेन पताकां च प्रलंवयेत् ।
पृथुत्वष्टमाशेन, त्रिशिखाग्रविभूषिताम् ।।
शिखा पञ्चपकर्तव्या, ध्वजाग्रे तद् विचक्षणै. ।
दिव्य वस्त्र पताका चाऽर्धचन्द्र श्चैव किंकिणी ।।

અર્થ :– ધ્વજા દંડના માપની ઉપર પતાકા લંબાવવી. પતાકાનો વિસ્તાર લંબાઈના આઠમા ભાગનો કરવો. ૩ શિખાઓ વડે પતાકાને ભૂષિત કરવી અથવા તેને ૫ શિખાઓ કરવી. પતાકા દિવ્ય વસ્ત્રની બનાવવી. તે ઉપર અર્ધચન્દ્રનો આકાર કરવો, નીચલે છેડે શિખાઓ ઉપર ઘુઘરીઓ લટકાવવી.

### ૧૦ ધ્વજાવતી (સ્તંભિકા) રોપણ

रेखार्धे त्रिभागोर्ध्वे वा, सूत्रांशे पादवर्जिते ।
ध्वजावती तु कर्तव्या, ईशाने नैऋतेऽपिवा ।।

पासादवृष्ठिदेशे तु दक्षिणे च प्रतिरथे ।
स्तभवेघस्तु कर्तव्यो, भित्तेरस्याष्टमांशके ।।

અર્થ :- રેખાના અર્ધ ભાગે બે તૃતિયાંશે અથવા પોણા ભાગે ઉપર ધ્વજાવતી સ્તંભિકા. ઈશાન અથવા નૈરૃત્ય તરફ રાખવી. પ્રાસાદની પૂઠલી તરફના જમણા પડખામાં પ્રાસાદની ભીંતના ૮ માં ભાગ જેટલો સ્તંભીકા રોપવા માટે ખાડો કરવો.

शैलजे चैव पासादे, कलशस्य पदानुगम् ।
खादिर मिन्द्रकील तु प्रवेश्य कलशान्तिके ।।
चतुरस्रमष्टास्रं वा, वृत्तं चाऽग्राग्रवर्तु लम् ।
मुदृढ़ं निर्व्रण कुर्याद्, गर्भ शुद्धं प्रमाणतः ।।
ध्वजावती स्तंमिकाच चतुरस्रा चाष्टांशका ।
वृत्ताध्वें चतुरस्त्रिका ।।
तद्ध्वें कलशं कुर्यात्, सुरूपलक्षणान्वितम् ।
निकु ञ्चवलिके कार्ये, वंशाधारस्य वाह्यतः ।।
वंशवन्धास्तु कर्तव्या, हस्ते हस्ते तथा पुनः ।
हस्ते सपादे सार्धे चा, द्विहस्ते वाऽप्यथोचित्ते ।।

અર્થ :- પથ્થરના પ્રાસાદમાં કલશ સ્થાને ખેરનો 'ઈન્દ્રકીલ' નીચે ખોસીને કલશ પર્યંત ઉચો રાખવો. ઈન્દ્રકીલ નીચે ચોરસ મધ્યમા અષ્ટાસ્ર અને ઉપર ગોળ કરવો. મજબૂત, ખાડા–ખાંચા વગરનો નક્કર અને પ્રમાણયુક્ત કરવો.

ધ્વજાવતી સ્તંભિકાને પણ નીચેથી અનુક્રમે ચતુરસ્ત્ર, અષ્ટાસ્ર ષોડશાસ્ત્ર કરી ગોળ અને અંત ભાગમા પાછી ચોરસ કરવી તેના ઉપર સુંદર અને સુલક્ષણવાળો કલશ કરવો. થાંભલીને દબાવીને સ્થિર રાખવા માટે ખાડાની બહાર બે વળીઓ (મજબૂત લાકડીઓ) ટેકા રૂપે ઉભી કરવી. આમ સ્તંભિકાને મજબૂત સ્થિર કરી પછી તેની સાથે ધ્વજદંડને

મજબૂત બધો વડે બાંધવો, આ બંધો હાથે હાથે, સવા સવા હાથે દોઢ દોઢ હાથે અથવા બે બે હાથે દંડની લંબાઈનો વિચાર કરીને દેવા. બધો વચ્ચે બે હાથથી વધારે અંતર ન રાખવું.

### ૧૦ अ જિનેન્દ્ર પ્રાસાદનાં પાંચ નામ

पद्मरागो विशा लाख्यो, विभवो रत्न स भवः
लक्ष्मी कोटर इत्येवं पश्चंते तु जिनालयः ।।

**અર્થ** · ૧ પદ્મરાગ, ૨ વિશાલ ૩ વિભવ, ૪ રત્નસંભવ અને ૫ લક્ષ્મી કોટર એ પાંચ જિનપ્રાસાદોનાં નામ છે.

### ૧૦ व તલવિ ભક્તિ ૨૨ ભાગ

कर्णोनन्दी-प्रतिरथः पूर्ववच्च सुसंस्थितः
नन्दिका भाग निष्कासा, द्वि भागा पार्श्वक्षोभणा ।।
भागनन्दी पुनः कार्या, वेदाशो भद्रविस्तरः ।
निष्का सश्चैकभागस्तु, कर्तव्यः शुभ लक्षणः ।।
चतुर्भागा भवेद् भित्तिः शेषं गर्भगृहं भवेत् ।

**અર્થ** : કર્ણ કર્ણની નન્દી અને પ્રતિરથ એ પૂર્વની જેમ જ અનુક્રમે ૩, ૩, ૧, ભાગનાં બનાવવાં. નન્દીનો નિર્ગમ ૧ ભાગનો કરવો. આ કર્ણનન્દી, અને પ્રતિરથની વચ્ચે ૧-૧ ભાગની ક્ષોભણ કરવી. વલી ૧ ભાગની ભદ્રની પાસે નન્દી કરવી ૪ ભાગનો ભદ્રનો વિસ્તાર કરવો આમ તલના ૩-૧-૧-૩-૧-૪-૧-૩-૧-૧-૩=૨૨ ભાગની તલ વિભક્તિ કરવી. આમ કરતાં ચાર ભાગની ભીંત થશે અને બાકીનો ગભારો રહેશે, અર્થાત ભીતિઓમાં ૮ ભાગનું તળ રોકાશે અને ૧૪ ભાગનો ગભારો થશે. પાંચે જિનેન્દ્ર પ્રાસાદો એજ પ્રમાણે ૨૨ ભાગના વરાડમાં બનાવવા.

### ૧૧ કલશ-લક્ષણ

प्रासादमस्तके मौलिरूपः कुम्भोनिगद्यते ।
तस्मात् सलक्षणः कुम्भम, कारयेद्व विधिवित्तम् ।।

અર્થ :- કલશ પ્રાસાદના મસ્તક ઉપર મુગટ રૂપ કહેવાય છે. માટે વિધિના જાણકારે ઉત્તમ લક્ષણવાળો કળશ બનાવવો

દહેરાના શિખર ઉપર કલશનુ લક્ષણ અને પરિમાણ શિલ્પ શાસ્ત્રોમાં દહેરાના માપ અને જાતિના અનુસારે ભિન્ન ભિન્ન પ્રકારનુ કહેલુ છે.

નાગર, લતિન, સાંધાર, મિશ્રક, વિમાનનાગર, વિમાન પુષ્પક અને ધાતુજ, રત્નજ, દારુજ, રથારુઢ આદિ આ જાતિના પ્રાસાદોના કળશોનાં પરિમાણ નીચે મુજબ ૩ પ્રકારના હોય છે

(૧) નાગરાદિનો પ્રસાદના વિસ્તારથી આઠમા ભાગનો કલશનો વિસ્તાર મધ્ય ભાગે કરવો અને રત્નજાદિનો એથી સવાયો કરવો. કલશનું આ જઘન્ય માપ ગણાય છે. આમાં સોળમો ભાગ ઉમેરવાથી તેનું ઉત્તમ માપ અને બત્રીશમો ભાગ ઉમેરવાથી મધ્યમ માપ થાય છે.

(૨) પ્રાસાદની મૂલ રેખાથી પાંચમા ભાગ જેટલું પણ કલશનું માપ હોય છે આ કલશના માપનો બીજો પ્રકાર છે બૃહત્પ્રાસાદોના કલશોના માટે ઉપયોગી છે.

(૩) આંબલસારાનો વિસ્તાર ૪ ભાગ કરી તેના ૧ ભાગને સવાયો કરતા જે માપ આવે તેના બરાબર પણ કલશનો વિસ્તાર થાય છે.

(૪) વરાટ-દ્રાવિડ, ભૂમજ, વિમાનોદ્ભવ અને સર્વ પ્રકારના વલભી પ્રાસાદોના કલશોનુ વિસ્તારમાપ પ્રાસાદના વ્યાસના છઠ્ઠા ભાગ જેટલું હોય છે આ મધ્યમ માપ છે. અને સ્વષષ્ઠાંશ યુક્ત કરવાથી ઉત્તમ અને ષષ્ઠાંશ હીન કરવાથી કનિષ્ઠ માપ ગણાય છે.

## ૧૨ આજકાલ કલશમાપમાં ચાલતી ભૂલ

ઉપર નાગરાદિ જાતિના પ્રાસાદોના કલશોનાં ભિન્ન ભિન્ન માપો અને પ્રત્યેકના ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠાદિ ભેદો લખ્યા છે. છતાં આજ કાલના કારીગરો તેનો કંઈ પણ ઉપયોગ કરતા નથી. સર્વ માપના પ્રાસાદોના કલશોનું માપ એક જ પ્રકારનુ રાખે છે. ખરી વસ્તુ તો એ છે કે દંડનુ તેમજ કલશોનું માપ પણ કનિષ્ઠા

પ્રાસાદોમાં ઉત્તમ અને ઉત્તમ પ્રાસાદોમાં કનિષ્ઠ પ્રકારનું રાખવું જોઇએ બધા માપના પ્રાસાદોના કલશો આઠમે ભાગે વિસ્તાર વાલાજ ન રાખવા જોઇએ. સાંધાર પ્રાસાદોમા કે ૮ ૯ ગજના નિર-ન્ધાર પ્રાસાદોના કલશોમાં કલશો કનિષ્ઠમાપના અથવા બીજા પ્રકારના માપવાળા બનાવવા જોઈએ. બીજી પણ કલશોના માપને અગે કારીગરોમાં એક ભૂલ પ્રચલિત થયેલી છે, અને તે ચવરિયેોના કલ શેોના માપમાં.

કેટલાક મન્દિરોના ગભારામાં ચાંદીની અથવા સફેદ પાષાણુની ૩ ઘુમટિયોવાલી ચવરિયો બનાવે છે. અને તે ઉપર કલશિયા ચઢાવે છે એ કલશોનુ માપ પણ કારીગરો ચવરીના વ્યાસના અષ્ટમાંશ જેટલું નાગર પ્રાસાદોના કલશોના હિસાબે રાખે છે. જે ખરી રીતે ભૂલભરેલું છે. ચવરિયો એ નાગરાદિ જાતિમાં નહિ પણ વાસ્તવમાં વલભી પ્રાસાદોનુ લઘુરૂપ છે. અને વલભી પ્રાસાદોના કલશોનું માપ અપરાજિત પૃચ્છામાં પ્રાસાદના ષષ્ઠાંશ તુલ્ય રાખવાનુ વિધાન છે. આથી સ્પષ્ટ થાય છે કે તેવી ચવરિયો ઉપરના કલશો તેના અષ્ટ-માંશ તુલ્ય નહિ પણ ષષ્ઠાંશ તુલ્ય વિસ્તૃત કરવાનું કારીગરોએ લક્ષ્ય રાખવુ જોઈએ.

## ૧૩ કલશની ઉંચાઈ

કલશ વિસ્તારમાં ૬ ભાગનો અને ઉદયમાં ૯ ભાગનો હોય છે એટલે કે એની ઉંચાઇ વિસ્તારથી દોઢ ગુણી થાય છે. કલશનાં બધાં મલીને ૬ અગો હોય છે

૧. પીઠ (પડઘી) ૨. અંડક (પેટ) ૩. ગ્રીવા ૪. પહેલી કણી ૫. બીજી કણી અને ૬ બીજોરૂ (ડોડલો) આ ૬ અંગોનુ ઉદયમાં માપ અનુક્રમે નીચે પ્રમાણે હોય છે.

પદ્મપત્ર (પીઠ) ભાગ ૦ાાા, અડક ભાગ ૩ા (ક્વચિત ભાગ ૧ અને ૩ લખેલ છે.) ગ્રીવા ૦ાાા, બે કણીઓ ૧ા (ક્વચિત ૧-૧ ભાગની કણી લખેલી છે.) અને બીજપૂરક (ડાલૂ) ભાગ ૩ ઉદયમાં હોય છે.

## ૧૪. છ અંગોનું માપ

પદ્મપત્ર નીચે ભાગ ૩ અને ઉપર કન્દમાં ભાગ ૨, અડક ભાગ ૩,

ગ્રીવા, મધ્યમાં ભાગ ૨, કર્ણિકા અંતરમાં ભાગ ૪, નીચલી કર્ણિકા ૪ અને ઉપરની કર્ણિકા ભાગ ૩ ની બીજપુર નીચે ૨ અને ઉપર ૧॥ ભાગ (કોઈ સ્થળે ૧ ભાગ પણ લખેલ છે.) વિસ્તારરા બનાવવુ જોઈએ

ઉપર જે ૪ પ્રકાર કલશના બતાવ્યા છે તેનો મૂલાધાર ગ્રંથ અપરાજિત પૃચ્છા છે, જેનુ વિધાન નીચે મુજબ છે.

प्रासादस्याप्टमाशेन, पृथुत्व कलशाडके ।
पोडशा शैर्यु न श्रेष्ठ. द्वात्रिशाशैस्तु मध्यमम् ॥

मूलरेखा पञ्चमाशे, पृथुत्व तस्य कारयेत् ।
घण्टा विस्तार पादेन तस्य पादयुत पुन. ॥

उक्त कलश विस्तार उच्छ्रय तस्य सार्धकम् ।
नागरे लतिने स्वस्थ, साधारेपु च मिश्रके ॥

विमाने नागरच्छन्दे, कुर्यात् विमान-पुष्पके ।
धातुजे रत्नजे चैव दारुजे च रथारूहे ॥

शैलजे स चतुर्थाश, ऐप्टकादि समस्तके ।
इत्यु क्त· कलशश्चैव, सर्वकाम फलप्रद. ॥

वराटे दाविडे चैव, भ्मजे विमानो द्भवे ।
वलभीना समस्ताना, प्रासाद ष ठमाशके ॥

तत्पडंशयुत श्रेष्ठ, कन्यस तद्विना कृतम् ।
इत्युक्त मानमुद्दिष्ट, कर्तव्य सर्वकामदम् ॥

उच्छ्रय नव भाग च, विस्तार रस भागिकम्
अण्डक त्रिसपाद च, त्रिसदा (पादोना) पद्म पत्रिका ॥

ग्रीवा भाग पादूना, सपादे द्व च कर्णिके ।
मातुलिंग त्रिभिर्भागै, कर्तव्य सर्वकामदम् ॥

અપરાજિત પૃચ્છાના ઉપર્યુક્ત પાઠનો તાત્પર્યાર્થ અમોએ આ કલશ લક્ષણના નિરૂપણમા પ્રારભમાં જ આપી દીધો છે. એટલે

પુનરૂક્તિ કરતા નથી. આ વિષયના જાણકાર કારીગરો આ વિષયનું શાસ્ત્રીય નિરૂપણ સમજીને કલશો બનાવે એજ આ લેખનું પ્રયોજન છે.

## ૧૫ ધ્વજદંડ લક્ષણ

दण्डश्चैत्यध्वजाधार, स्तरमाल्लक्षणवेदिना ।

दण्ड सुलक्षण कार्य. समानो ग्रन्थि–पर्वभिः ।।

અર્થ : દંડ ચૈત્યની ધ્વજાનો તો આધાર છે. એટલે લક્ષણના જાણનારે દંડને ગાંઠો અને પર્વોના શાસ્ત્રોક્તમાન સહિત લાક્ષણિક બનાવવો.

## ૧૬ દંડની લંબાઈના પ્રકારો

પ્રાસાદની ખરશિલાથી કલશના અગ્રભાગ પર્યન્તની ઉંચાઈના એક તૃતીયાંશ જેટલી ધ્વજ દંડની લંબાઈ કરવી. તે દંડનું જયેષ્ઠ માપ સમજવું, જયેષ્ઠ માપને અષ્ટમાંશ હીન કરવાથી મધ્યમ માપ અને ચતુર્થાંશ હીન કરવાથી કનિષ્ઠ માપનો દંડ થાય છે. કોઈ ગ્રંથકારે ષડશહીનને કનિષ્ઠમાપ કહેલ છે.

(૨) પ્રાસાદના વિસ્તાર (વ્યાસ) બરોબર દંડ હોય તેને પણ જયેષ્ઠ માપનો દંડ કહે છે. આ જયેષ્ઠ માપને દશમાંશ હીન કરવાથી મધ્યમ માપ અને પંચમાંશ હીન કરવાથી તે દંડ કનિષ્ઠ માપનો ગણાય છે.

(૩) પ્રાસાદની મૂળરેખા પરિમિત દંડ હોય તે દંડ પણ કનિષ્ઠમાપનો ગણાય છે.

આ કનિષ્ઠમાપમાંથી દ્વાદશાંશ ઓછો કરવાથી 'કનિષ્ઠ મધ્યમ' અને ષડશ હીન કરવાથી 'કનિષ્ઠકનિષ્ઠ' માપનો દંડ ગણાય છે. કયા માપના પ્રાસાદને માટે કયા માપનો દંડ હોવો જોઈએ? એ વિષયમાં ઘણા શિલ્પીઓ વિચાર કરતા નથી. અને 'પ્રાસાદવ્યાસ માનેન' ઈત્યાદિ શ્લોકમાં જણાવેલા માપનાજ દંડો કરાવે છે પણ વાસ્તવમાં સર્વ માપના પ્રાસાદો માટે એકજ પ્રકારનું દંડનું માપ આપવું યોગ્ય નથી.

ઉક્ત ૩ પ્રકારનું દંડોનું માપ અને તેના વિવેકને અંગે અપ-રાજિત પૃચ્છામાં નીચેના શબ્દોમાં નિરૂપણ કર્યું છે.

आदि शिलोद्भव मान, तदूर्ध्वे कलशान्तिकम् ।
तृतीयांशे प्रकर्तव्यो, ध्वजादण्ड प्रमाणतः ॥

अष्टमांशे ततो हीने, मध्यम शुभ लक्षणः ।
कनिष्ठो यो भवेद् दण्डो, ज्येष्ठत पादवर्जित. ॥

प्रासाद पृथुमानेन, ध्वजादण्ड तु कारयेत् ।
मध्यम दशमांशोन, कनिष्ठ चोनपचकम् ॥

मूलरेखा प्रमाणेन, कनिष्ठो दण्डसभव. ।
मध्यनो द्वादशांशोन षड्शोन कनिष्ठक ॥
प्रासाद कोण मर्यादा, सप्तहस्तान्तकं मता ।

गर्भमान च कर्त्तव्य, हस्ता स्यु च विंशति ।
रेखा मान च कर्तव्य, यावत् पचाशहस्तकम् ॥

અર્થ : પ્રથમ શિલાથી કલશના મથાળા સુધીની ઉંચાઇના ત્રીજા ભાગ જેટલો ઊંચો ધ્વજદંડ બનાવવો એ ઉત્તમ, એથી અષ્ટમાંશ ઓછો તે મધ્યમ અને ઉત્તમથી ચોથા ભાગે ઓછો તે કનિષ્ઠ માપનો દંડ હોય છે. વળી પ્રાસાદના વિસ્તાર જેટલો લાંબો તે ઉત્તમ તેથી દશમાંશ હીન તે મધ્યમ, અને પંચમાંશ હીન તે કનિષ્ઠ માપનો દંડ હોય છે. પ્રાસાદની મૂળરેખા જેટલો લાંબો દંડ કનિષ્ઠોત્તમ, દ્વાદશાંશહીન કરતાં કનિષ્ઠ મધ્યમ, અને ષડંશહીન કરતા કનિષ્ઠ કનિષ્ઠ માપનો દંડ હોય છે.

(૧) ૧ થી ૭ હાથ સુધીના પ્રાસાદોનો ધ્વજદંડ પ્રાસાદના કોણથી માપવો જોઇએ, એટલે કે જેટલા હાથનો પ્રાસાદ હોય તેટલા હાથનો દંડ બનાવવો. આ માપ ૭ હાથ સુધીના દંડને માટે સમજવું.

(૨) ૯થી ૨૫ હાથ સુધીના પ્રાસાદોને માટે દંડનું માપ તે પ્રાસાદના ગર્ભના જેટલું માપ જેટલું રાખવું.

(૩) ૨૬ થી ૫૦ હાથ સુધીના કોઈ પણ માપના પ્રાસાદો હોય તો તેના દંડનું માપ મૂલ રેખાના હિસાબે રાખવું એટલે કે મંડોવરની રેખા ઉંચાઈ જેટલું દંડનું માપ ગણવું. આ માપનો દંડ પ્રાસાદના વ્યાસથી લગભગ એક દ્વિતીયાંશ જેટલો લાંબો થાય છે.

## ૧૭ દંડનાં ઉપાદાન કાષ્ટો

મુખ્ય રીતે તો 'દંડ' અંદરથી પોલો ન હોય. કીટ લાગેલો ન હોય અને કાણા–કોતરવાળો ન હોય એવા વાંસનોજ બનાવવો એવો શાસ્ત્ર આદેશ છે. પણ તેવા પ્રકારનો વાંસ ન મળે તો બીજા ઉત્તમ વૃક્ષોના કાષ્ટનો પણ બનાવી શકાય છે. આ સંબંધમાં અપરાજિત પૃચ્છામાં નીચેનું વિધાન દૃષ્ટિ ગોચર થાય છે–

वंशमयस्तु कर्तव्यः सारदारूमयस्तथा ।
समग्रन्थिर्विघात्य., पर्वभिर्विषमस्तथा ।।

અર્થ. ધ્વજદંડ વાંસનો બનાવવો અથવા બીજા શ્રેષ્ટ લાકડાનો પણ બનાવી શકાય છે, જો વાંસનો હોય તો સમ સંખ્યાક ગાંઠો અને વિષમ સંખ્યાંક પર્વો (બે ગાઠો વચ્ચેનો ભાગ) વાળો હોવો જોઇએ (બીજા લાકડાનો હોય તો તેને સમ સંખ્યાક અંગડીઓ લગાડીને તેવો બનાવવો).

ગ્રન્થાન્તરમાં દંડના ઉપાદાન રૂપે નીચે પ્રમાણે પણ કેટલાક વૃક્ષોનો નામ નિર્દેષ કર્યો છે.

वशमयोऽथ कर्तव्य, आजनो मधुकस्तथा ।
शैशपः खादिर श्चैव, पिण्ड चैव नु कारयेत् ।।

અર્થ : દંડ વાંસનો કરવો અથવા તો અંજનનો, મહુડાનો, શીશમનો તથા ખેરનો બનાવવો અને તેને ગોળરૂપે કરવો.

## ૧૮ ધ્વજા દંડની જાડાઈ

ધ્વજાદંડની જાડાઇનો પણ નિયમ હોય છે એ વિષયમાં

લગભગ બધા ગ્રંથકારો એકમત છે કે એક હાથના દંડની જાડાઈ પોણા આગળની કરવી અને તે પછી પ્રત્યેક હાથે અડધા આગળની વૃદ્ધિ કરવી કોઈપણ માપના દંડને માટે એજ નિયમ લાગુ પડે છે એ નિયમનું પ્રતિપાદન નીચેના શ્લોકમાં કર્યું છે–

एक हस्ते तु प्रासादे, दण्ड पादोनमङ्गुलम् ।
अर्द्धांगुला भवेदवृद्धि–र्यावत् पचाश हस्तकम् ॥

અર્થ : ૧ હાથના પ્રાસાદ ઉપરના દંડની જાડાઈ પોણા આંગળની અને પછીના માપ માટે પ્રતિહસ્ત અડધા આંગળની વૃદ્ધિ કરવી, ૨ હાથથી ૫૦ હાથના પ્રાસાદે એજ પ્રમાણે દંડ જાડો કરવો.

એ વિષયમાં એક મત એવો પણ છે કે દંડના છઠ્ઠા ભાગ જેટલી લાંબી પાટલી કરવી અને પાટલીની લંબાઈથી છઠ્ઠા ભાગે તેની જાડાઈ કરવી, પાટલીની જાડાઈ અને દંડની જાડાઈ સરખી કરવી, આ માન્યતા રત્નકોષકારની છે, અને આ માન્યતા પ્રમાણે દંડની જાડાઈ રાખવામાં આવે તો ૪–૬ હાથના પ્રાસાદોને અંગે યોગ્ય ગણી શકાય તેવી છે.

## ૧૯ દંડની પાટલી

દંડ ઉપરનીપાટલીની લંબાઇ દંડની લંબાઈના છઠ્ઠા ભાગ જેટલી રાખવાનો નિયમ છે. અને પાટલીની જાડાઇ તેની લંબાઇના છઠ્ઠા ભાગ-જેટલી હોવી જોઈએ એવું વિધાન છે. પાટલી પોતાની લંબાઈથી અર્ધી પહોળી હોય છે. પાટલીને શિલ્પ શાસ્ત્રકારો 'મર્કટી, મંડૂકી' ઇત્યાદિ નામોથી ઓળખાવે છે. અધિકાંશ ગ્રંથકારોની માન્યતા પાટલીના વિષયમાં ઉપર જણાવ્યા પ્રમાણે છે. છતાં એને અંગે પણ મતભેદ છે જ. એ વિષયમાં અપરાજિત પૃચ્છાનું વિધાન નીચે પ્રમાણે છે.

मण्डूकी तस्य कर्तव्या, अर्द्धचन्द्रा कृतिस्तथा ।
पृथु दण्ड सप्त गुणोक्ता, हस्ताद्दा पंच कोद्भवा ॥

षड्गुणा च द्वादशान्ता, शेषा पंचगुंणोच्यते ।
भागेन च विस्तारा, कर्तव्या सर्वं कामदा ॥
अर्धं चन्द्रा कृतिश्चैव, पक्षे कुर्यात् गगारकम् ।
वंशोर्ध्वे कलश चैव, पक्षे घण्टा प्रलम्बनम् ॥

**અર્થ** :– તે દંડની પાટલી અર્ધચંદ્ર આકારે બનાવવી અને તેની લંબાઇ દંડની જાડાઇથી સાત ગણી કરવી. આ માપ ૧ થી ૫ હાથ સુધીના દંડના પાટલીનું છે. ૬ થી ૧૨ હાથ સુધીના દંડની પાટલી દંડની જાડાઈથી છ ગણી અને તે ઉપરાંતના દંડની પાટલી દંડની જાડાઈથી પાચં ગણી લાંબી કરવી જોઈએ. પાટલી પોતાની લંબાઈથી અર્ધ ભાગે વિસ્તૃત કરવી. તેનો વચલો ભાગ અર્ધચંદ્રાકારે કરવો અને બંને બાજુમાં ગગારા બનાવવા. વાંશના ઉપરના ભાગે કલશ અને પાટલીના બંને છેડાઓ ઉપર ઘંટડિયો લટકાવવી.

અપરાજિત પૃચ્છામાં દંડ ઉપર કલશ બનાવવાનું વિધાન તો કર્યું પણ કલશની ઉંચાઈના સંબંધમાં કાંઈ જણાવ્યું નથી. પણ બીજા ગ્રંથોમાં આ સંબંધમાં નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

कलश कारये त्तस्याः पंचमाशेन दैर्घ्यंत ।

**અર્થ** :– પાટલીના પચમાંશ જેટલો લાંબો તે ઉપર કલશ કરાવવો.

## ૨૦ ધ્વજા પરિમાણ

દંડ ઉપર ધ્વજા કેવા માપની જોઈએ એનો પણ શિલ્પશાસ્ત્રોમાં નિયમ બાંધેલો છે, જો કે એ વિષયમાં પણ મતભેદ તો છે જ. પણ આજકાલ ધ્વજાની લંબાઈ દંડ જેટલી જ રખાય છે અને તેની ચોડાઇ (પહોળાઈ) લંબાઇના આઠમા ભાગની હોય છે. એ વિષયમાં અપરાજિત પૃચ્છાનું વિધાન નીચે પ્રમાણે છે.

ध्वजदण्ड प्रमाणेन, पताकां च प्रलम्बयेत् ।
पृथुत्वमष्टमाशेन, त्रिशिखाग्रविभूषिना ॥

शिखा. पंच प्रकर्तव्या, ध्वजाग्रे तद्विच क्षणं।
दिव्य वस्त्र मय्यञ्चैव, किंकिणी धुर्धुरान्विताः ॥

અર્થ :- ધ્વજાદંડ પ્રમાણવાલી તે ઉપર પતાકા (ધ્વજા) લંબાવવી. ધ્વજાનો વિસ્તાર તેની લંબાઇના અઠમા ભાગ જેટલો રાખવો. તેના છેડાના અગ્ર ભાગમાં ૩ અથવા ૫ શિખાઓ બનાવીને તેને સુશોભિત કરવી તે દિવ્ય વસ્ત્ર (રેશમી પટ્ટકુલ)ની બનાવવી. અને ઘુઘરીયો વડે અલંકૃત કરવી.

## ૨૧ મોભ ચક્ર

मूले मोभे त्रिऋक्ष, गृहपति मरण पञ्चमध्ये सुखं स्यात्,
मध्ये स्वादष्ठ ऋक्ष धनसुत सुखद पूच्छदेशेऽष्ठहानि ।
गश्चान्मोभे त्रिऋक्ष, शुभफलमतुल भाग्य पुत्र र्थदं च,
सूर्यर्क्षाच्चिन्द्र ऋक्षं प्रतिदिन मुडयान्मोभ चक्रे विलोक्यम् ॥

અર્થ :- સૂર્ય ચક્રથી ૩ મોભન મૂલમાં લખવાં, તેમાં જો ચંદ્ર હોય તો ગૃહસ્વામીનું મરણ થાય, ૫ નક્ષત્રો મોભના મધ્ય ભાગે લખવાં. તેમાં જો ચંદ્ર હોય તો સુખદાયક થાય. તે પછીના વળી મધ્યે ૮ લખવાં ત્યા ચંદ્ર હોય તો ધન તથા પુત્રનું સુખ થાય. પૃચ્છ ભાગે ૮ નક્ષત્રો લખવા, ત્યાં ચંદ્ર હોય તો હાનિ કરે મોભના છેલ્લા ભાગે ૩ નક્ષત્રો લખવાં તેમાં ચદ્ર હોય તો અતુલ શુભ ફળ ભાગ્ય પુત્ર સંપત્તિદાયક થાય. સૂર્યાભાત્ ચંદ્મ. ૩ ને૦ ૫ શ્રે૦ ૮ શ્રે૦ ૩ ને૦

## ૨૨ ઘંટાચક્ર આમલસાર સ્થાપન ચક્ર

घण्टाचक्र विधायैवं, मध्यपूर्वदिशा क्रमात् ।
त्रीणि त्रीणि प्रदेयानि, सृष्टिमार्गेण चार्कभात् ॥

मध्ये चैव स्मृतो लाभ, पूर्वभागे जयो रणे।
आग्नेयां चैव हानिः स्याद्, दक्षिणे पतिनाशनम् ॥

नऋत्यां पारणा लाभ., पश्चिमे सवदा मुखम् ।
वायव्यामश्वलाभः, स्यादुचरे व्याधि संभव ।
ईशाने वस्त्रलाभश्च, घण्टाचक्र फल स्मृतम् ।।

અર્થ :- ઘંટા-આમલસારાના આકારનું ચક્ર બનાવીને તેના મધ્ય, પૂર્વ, અગ્નિ, દક્ષિણ આદિ સૃષ્ટિક્રમે અનુક્રમે ૨૭ નક્ષત્રો લખવા. સૂર્ય નક્ષત્રો ૩ નક્ષત્રો મધ્યમાં સ્થાપવા, ૩ પૂર્વમાં, ૩ અગ્નિકોણમાં, ૩ દક્ષિણ દિશામા, ૩ નૈઋત્યકોણમાં, ૩ પશ્ચિમમાં, ૩ વાયવ્યકોણમાં ૩ ઉત્તરમાં અને ૩ ઈશાનકોણમાં લખી મુહુર્તના દિવસે જોવું. તો ચંદ્ર નક્ષત્ર જો મધ્યમાં હોય તો લાભ, પૂર્વમાં હોય તો લડાઇમાં જીત, અગ્નિકોણમાં ધનહાનિ, દક્ષિણમાં કર્તાનું મરણ, નૈઋત્યકોણમાં સંતતિનો લાભ, પશ્ચિમમા સદા સુખ, વાયવ્યમાં ઘોડાનો લાભ, ઉતરમાં રોગની પ્રાપ્તિ અને ઈશાનમાં વસ્ત્ર લાભ થાય. આ પ્રમાણે ઘંટાચક્રનું ફળ કહેલું છે.

સૂર્યભાત ચંદ્રભ ૬ શ્રે० ૬ ને० ૯ શ્રે० ૩ ને० ૩ શ્રે०

## ૮૩ વિષ્કુંભાદિ વિધેય કાર્યો

चौल च वीजरोपं च, स्त्रीसंग दन्तकल्पनम् ।
काष्ठ कर्म रिपू च्चाटं, विष्कंभे तु प्रकारयेत् ।।

मित्रत्वं लेपनं चैव, भूपणं भूपरिग्रहम् ।
राजवश्यं महोत्साहं प्रीतियोगे प्रकारयेत् ।।

वीजवापं धनग्राह-मायुरारोग्य कर्म च ।
विवाहं व्रत वन्त्रं च, ह्यायुष्मति च कारयेत् ।।
वस्त्र वंत्र-मलंकारं, सौभाग्यं लेपकर्म च ।
सोमपान सुरापानं, सौभाग्यं तु प्रकारयेत् ।।
विवाह दान कर्माणि, भूपणं परिग्रहम् ।
राजाभिषेक मायुष्यं, शोभने च प्रकारयेत् ।।

અર્થ :– ચૂડાકર્મ, બીજ વાવવાનુ, સ્ત્રીસંગ, દંતશોધન, કાષ્ટકાર્ય, શત્રુનું ઉચ્ચાટન, એ કાર્યો વિષ્કંભમાં કરાવવા, મિત્રતા, વિલેપન, ભૂષણધારણ, ભૂમિની ખરીદી, રાજવશીકરણ અને મહોત્સાહજનક કાર્ય એ સર્વ કાર્યો પ્રીતિયોગમાં કરાવવાં, બીજવપના દ્રવ્યસમાદાન, આયુ તથા આરોગ્ય વર્ધક કાર્યો, વિવાહ, વ્રતગ્રહણ એ કાર્યો આયુષ્માન યોગમાં કરાવવાં, વસ્ત્રપરિધાન, અલંકાર કાર્ય, સૌભાગ્ય કર્મ લેપ કર્મ. સોમવલ્લી રસપાન. મદિરાપાન એ સૌભાગ્ય યોગમાં કરાવવાં, વિવાહ, દાન, ભૂષણકર્મ, ભૂમિગ્રહણ, રાજ્યાભિષેક અને આયુષ્યવર્ધકકર્મ શોભન યોગમાં કરાવવાં.

विग्रह निग्रहं चेव, रोदन वधबन्धनम् ।
छेदन वञ्चन क्षुद्र-मतिगण्डे प्रकरयेत् ॥

चित्रकर्म गृहस्थाप, कल्याण भूपरिग्रहम् ।
राजाभिषेक कर्माणि, सुकर्मणि, च कारयेत् ॥

प्राकार तोरणादीनि, देवालय गृहाणि च ।
सेतुवन्ध गजारोह धृतियोगे तु कारयेत् ॥

क्रूरकर्म रिपुच्चाट, मारण दाहन तथा ।
वन्धन चावमान च, शूलयोगे प्रकारेत् ॥

शत्रुघात रिपुचाट, तडाग सेतु वन्धनम् ।
क्षेत्रसेवा मदायुद्ध, गडयोगे प्रकारयेत ॥

અર્થ :– લડાઈ, દંડ કરવો, રોવરાવવુ, વધ-બંધન, કાપવું ઠગવું અને હલકટકામ અતિગંડયોગમાં કરાવવા ચિત્રકારી ગૃહસ્થાપન મંગલકાર્ય, ભૂમિગ્રહણ, રાજ્યાભિષેક, ક્રિયા એ કામો સુકર્મા યોગમાં કરાવવા. કિલ્લેબંધી, તોરણાદિક કાર્યો, દેવાલયો ઘરો, પુલ બાંધવા, હાથી ઉપર ચઢવું એ કર્મો ધૃતિયોગમાં કરાવવાં, ક્રુર કાર્ય શત્રુનું ઉચ્ચાટન, મારણ મરર બાળવું, બંધન અને અપમાન એ કાર્યો શૂલયોગમાં કરાવવાં. શત્રુનો ઘાત, શત્રુનુ ઉચ્ચાટન, તળાવ ખોદવુ, પુલો બાધવા, ક્ષેત્રકર્ષણ કરવુ અને ગદાયુદ્ધ એ કામો ગંડયોગમા કરાવવાં.

बीजवीय धनग्राह्, विवाह् वस्त्रबन्धनम् ।
तडाग शेतुवन्धच, वृद्धियोगे प्रकारयेत् ॥

वस्त्रवन्ध, गृहस्थाप, तडाग सेतुवन्धनम् ।
भूषण वहुरत्न च ध्रूवयोगे प्रकारयेत् ॥

वन्धन रोधन चैव, घातन छेदन तथा।
क्रूराणि बहु कर्माणि व्याघाते तु प्रकारयेत् ॥

वस्त्र बन्धे गजारोह् विवाह्, भूपरिग्रह्म् ।
राजाभिषेकमायुष्य, हर्षणे तु प्रकारयेत् ॥

शस्त्रकर्म, रिपुचत्राटम्, शस्त्राणा च परिग्रहम् ।
सेनाधिपत्य सौम्य च, वज्रयोगे प्रकारयेत् ॥

**અર્થ :** બીજ વાવવાં, ધનગ્રહણ, વિવાહ, વસ્ત્રપરિધાન, તળાવ ખોદવું, પુલ બાંધવો વગેરે કામો વૃદ્ધિયોગમા કરાવવાં, વસ્ત્ર પરિવાન ગૃહસ્થાપન, તળાવ બાંધવું પુલ બાંધવો ભૂષણુપરિધાન, અનેકવિધ રત્નધારણુ, એ ધ્રુવયોગમાં કરાવવાં. બંધન, અવરોધ, ઘાતના છેદન અનેકવિધ ક્રુર કર્મો વ્યાઘાત યોગમાં કરાવવાં. વસ્ત્ર બંધન, હસ્ત્યારોહણુ, વિવાહ, ભૂમિગ્રહણુ રાજ્યાભિષેક આયુષ્ય પોષક કર્મ એ સવે હર્ષણુ યોગમાં કરાવવા. શસ્ત્રપ્રયોગ શત્રુનું ઉચ્ચાટન શસ્ત્રોનો સંગ્રહ સેનાપતિત્વનો સવીકાર અને સૌમ્યકર્મ વજ્રયોગમાં કરાવવાં.

हारकाञ्चीकलापं च, हस्ताभरणमेव च ।
अगुली भूषण चैव, सिद्धयोगे प्रकारयेत् ॥

दान वेदविदे दद्याच्छ्रद्धा सकल्पन तथा।
रिपूच्चोट विपादीनि, व्यतीपाते तु कारयेन ॥

हारकाञ्चीकलाय च, हस्ताभरण मेव च ।
अगूली भूषग चैप, वरियसि च कारयेत् ॥

बन्धन छेदम चैव, भेदन विषदीपनम्।
तथाऽन्यक्रूर कर्माणि, परिघे तु प्रकारयेत् ॥

मालिका कटिसूत्रं च घ (क) ण्ठभरणमेव च।
कर्णयोर्भूषण चैव शिवयोगे प्रकारयेत् ॥

અર્થ : હાર કટિમેખલા, હસ્તભૂષણ અંગૂલી ભૂષણ એ સર્વ સિદ્ધિ યોગમાં કરાવવાં, વેહ પાડી દાન દેવું શ્રદ્ધાપૂર્વક સંકલ્પ કરવો, શત્રુનું ઉચ્ચાટન, વિષદાન આદિ કાર્યો વ્યતિપાત યોગમાં કરાવવાં. હાર કટિસૂત્ર હસ્તભૂષણ અંગૂલીભૂષણ એ કામો વરિયસ યોગમાં કરાવવાં. બંધન, છેદન, ભેદન, વિષપ્રયોગ તથા બીજાં ક્રુર કર્મો પરિઘ યોગમાં કરાવવાં. માલા (મૌકિતક માલા) કટિસૂત્ર, ગલાનું ભૂષણ કાનોનાં ભૂષણ, ઇત્યાદિ શુભ કાર્યો શિવયોગમાં કરાવવાં.

प्रतिष्टा देवताना च, गृहाणि नगराणि च।
प्राकार तोरणादानि, सिर्धयोगे प्रकारयेत् ॥

देवता गुरुपूजा च, विद्यापूजा तथैव च।
मन्त्र पूजान्य नेकानि, साध्ययोगे प्रकारयेत् ॥

वीजवाप गृहोत्साह, धन धान्यादि संग्रहम्।
सर्वरत्नमही ग्राह, शुभयोगे प्रकारयेत् ॥

लेपन भूषणम् चैव राजसंदर्शनं तथा।
कन्यादान महोत्साह, शुक्लयोगे प्रकारयेत्।

शान्तिक पौष्ठिक चैव, तडाग सेतुवन्धनम्।
चौलोपनयन क्षौर ब्रह्मयोगे प्रकारयेत् ॥

અર્થ : દેવતાઓની, પ્રતિષ્ઠાઓ ગૃહનિવેશ નગરનિવેશો, પ્રાકાર નિર્માણ, તોરણનિવેશ આદિ કાર્યો સિદ્ધ યોગમાં કરાવવાં દેવતાપૂજન, ગુરુપૂજન, સરસ્વતી પૂજા અને અનેક વિધ મંત્ર પૂજનો સાધ્યયોગમાં કરાવવાં. બીજવાપન, ગૃહોત્સવો ધન-ધાન્ય સંચય,

સર્વરત્ન સંગ્રહ ભૂમિગ્રહણ, આદિ કાર્યો શુભયોગમાં કરાવવાં. વિલેપન, ભૂષણ, રાજદર્શન, કન્યાદાન, ઉત્સાહ પ્રેરક કાર્યો શુકલ યોગમાં કરાવવાં, શાન્તિક, પૌષ્ટિક કર્મ તળાવબંધન, પુલબંધન, ચૂડાકર્મ ઉપનયન ક્ષૌર એ સર્વે બ્રહ્મ યોગમાં કરાવવાં.

कन्यादान गजारोहं, स्त्रीसंग, वस्त्र वन्धनम् ।
काव्य गायनं वाद्यानि, योगे चैन्द्रे प्रकारयेत् ॥
घातनं परराष्ट्राणा, वञ्चन दाहन तथा ।
छेदनं क्रूरकर्माणि, वैधृतौ तु प्रकारयेत् ॥

અર્થ : કન્યાદાન, ગજારોહણ, સ્ત્રીસંગ, વસ્ત્રપરિધાન, કાવ્યાભ્યાસ, ગાનાભ્યાસ વાદ્યકલાભ્યાસ એ કાર્યો ઐન્દ્ર યોગમાં કરાવવાં. બીજા રાષ્ટ્ર ઉપર ચઢાઈ, ઠગવું, બાળવું, છેદવું અને બીજા ક્રુર કર્મો વૈધૃતિયોગમાં કરાવવાં.

## ૨૪ પ્રતિષ્ઠાની મુદ્રાઓ

### ૧ જિનમુદ્રા

'चतुरङ्गुलमग्रत', पादयोरन्तर, किञ्चिन्युन च पृष्ठत.
कृत्वा समपादकार्योत्सर्गेण जिनमुद्रा ।'

અર્થ : બે પગવચ્ચે આગળ અને પાછળ ચાર આગળ કંઈક ઓછુ અતર રાખીને કાર્યોત્સર્ગ કરવો તે 'જિનમુદ્રા' કહેવાય છે. કલશ સ્થાપન અને સ્થિરીકરણમાં આ મુદ્રા કરાય છે.

### ૨ કુંભ મુદ્રા

'किञ्चिदाकुञ्चिताङ्गुली कस्य वामहस्तस्यो परिशिथि-
लमुष्ठि दक्षिणकर स्थापनेन कुम्भमुद्रा ।'

અર્થ :- કંઈક વાળેલ આંગળીવળા ડાબા હાથ ઉપર ઢીલી મુઠીવાળો જમણો હાથ સ્થાપવાથી કુંભમુદ્રા થાય છે. જલ કલશો વડે સ્નાન કરાવતાં આ મુદ્રાશુધ્ધિ કરવી.

### ૩ નમસ્કાર મુદ્રા

'संलग्नौ दक्षिणाङ्गुष्ठाक्रान्त वामाङ्गुष्ठौ पाणी नमस्कृति मुद्रा'

અર્થ :- જમણા હાથના અંગૂઠાવડે ડાબા હાથના અંગૂઠાને દબાવીને બે હાથો જોડવા તે **નમસ્કાર મુદ્રા** કહેવાય.

### ૪ પ્રણિપાત મુદ્રા

'जानु-हस्तोत्तमाङ्गादि सप्रणिपातेन प्रणिपात मुद्रा'

અર્થ :- બે ઢીંચણ, બે હાથ અને મસ્તક એ પાંચ અંગોને એકી સાથે નમાવીને ભૂમિએ અડકાવવા તે **પ્રણિપાત મુદ્રા.**

### ૫ ભૃંગાર મુદ્રા

'पराङ्मुख हस्ताभ्यांमङ्गुलीर्विदर्भ्य मुष्ठि वध्वा तर्जन्यौ
समीकृत्य प्रसारयेदिति भृंगार मुद्रा'

અર્થ :- હાથો એકબીજાથી ઉલટા રાખીને આંગળીઓ પરસ્પર ગુંથીને તર્જનીઓ ફેલાવવી તે **ભૃંગાર મુદ્રા.**

### ૬ અભય મુદ્રા

'दक्षिण हस्तेनोर्ध्वाङगुलिना पताकाकारेण भय मुद्रा'

અર્થ : ધ્વજાના આકારે ઉચી કરેલી આંગળીઓવાળા જમણા હાથને સામે ઉભો રાખવો તે **અભય મુદ્રા** છે.

### ૭ આસની મુદ્રા

'बर्धमुष्ठे दक्षिण हस्तस्य प्रसारित तर्जन्या वाम हस्त-
तलताडनेन आसनी मुद्रा ।'

અર્થ મુઠી વાળેલ જમણા હાથની લંબાવેલ તર્જની વડે

ડાબા હાથની હથેલીમાં તાડન કરવું તે ત્રાસની મુદ્રા. આ મુદ્રા વિઘ્ન ત્રાસનાર્થે કરાય છે.

## ૮ વજ્ર મુદ્રા

'वाम हस्तस्योपरि दक्षिण कर कृत्वा कनिष्ठिकाऽङ्गुष्ठाभ्या मणिवन्ध सवेष्टय शेषाङगुलीना विस्फारित प्रसारणेन वज्रमुद्रा'

અર્થ : ડાબા હાથ ઉપર જમણો હાથ મૂકી કનિષ્ઠા આંગળીને અંગુઠાઓ વડે હાથના કાંડાઓને વીટીને બાકીની આંગળીઓ ફેલાવીને છોડી દેવી તે વજ્ર મુદ્રા. આ મુદ્રા વડે જિનબિંબ આદિનું દુષ્ટ રક્ષા નિમિત્તે સકલીકરણ કરાય છે.

## ૯ પદ્મમુદ્રા

'पद्माकारौ करौ कृत्वा मध्येङ्गुष्ठौ कर्णिका कारौ
विन्य सेदिति पद्ममुद्रा'

અર્થ : ખીલ્યા વિનાના કમળના ફૂલના આકારે બંને હાથ ભેગા કરી વચ્ચે કર્ણિકાના આકારે બને અગૂઠા સ્થાપવા તેનું નામ પદ્મ મુદ્રા છે. પ્રતિષ્ઠામાં આ મુદ્રા કરાય છે.

## ૧૦ ચક્રમુદ્રા

'वामहस्ततलें दक्षिणहस्तमूल सनिवेश्य करशाखा
विरलीकृत्य प्रसारयेदिति चक्रमुद्रा'

અર્થ :– ડાબા હાથની હથેલીમાં જમણા હાથનો કાંડો સ્થાપીને આંગળીઓ છૂટી પાડીને ફેલાવવી તે ચક્રમુદ્રા. આ મુદ્રા વડે અધિવાશનના પ્રસંગે બિંબના પંચાંગોને સ્પર્શ કરાય છે.

## ૧૧ પરમેષ્ઠી મુદ્રા

उत्तानहस्तद्वयेन वेणीवन्ध विधायाङ्गुष्ठाभ्या कनिष्ठिकेतर्जनीभ्या च मध्यमे संगृह्यानामिकं समीवुर्यादिति परमेष्ठि मुद्रा'

અર્થ ;- ચત્તી રાખેલી બે હાથની આંગળીઓની વેણી બંધ કરીને (એક બીજામાં ભરાવીને) બે અંગુઠાઓ વડે બે ટચલીઓ અને બે તર્જનીઓ વડે મધ્યમાઓ પકડી અનામિકાઓની જોડે ઉભી કરવી તે પરમેષ્ઠી મુદ્રા જિનનું મંત્ર દ્વારા આહ્વાન કરતા આ મુદ્રા દરાય છે.

## ૧૨ અંગ મુદ્રા

પોતાના ડાબે હાથે જમણો હાથ પકડવો તે અંગ મુદ્રા. આ મુદ્રા વડે પ્રતિમાને ચન્દનાદિકનું વિલેપન કરવું એવું વિધાન છે.

## ૧૩-અંજલી મુદ્રા

'उत्तानौ किञ्चिदाकुंञ्चित करशाखौ

पाणी विधा रयेदिति अञ्जलि मुद्रा

અર્થ - ચત્તી બે હાથની આંગળીઓ કાંઈક વાળીને બે હાથો જોડવાં, તેનું નામ અંજલી મુદ્રા આ મુદ્રા વડે પ્રતિષ્ઠાપ્ય બિંબાદિ પુષ્પારોપણાદિ કરાય છે.

## ૧૪ સૌભાગ્ય મુદ્રા

परस्परामिमुखौ ग्रथिताङ्गुलीकौ करौ कृत्वा तर्जनोभ्याम् नामिके गृहित्वा मध्यमें प्रसार्य तन्मध्येऽङ्गुष्ठद्वयं निक्षेपेदिति सौभाग्य मुद्रा ।'

અર્થ :- બને હાથો એક બીજાની સામે ઉભા રાખી આંગળીઓ પરસ્પર ગુંથવી પછી બે તર્જનીઓ વડે બે અનામિકાઓને પકડી મધ્યમાઓ ઉભી કરી તેઓના મૂળમાં બે અંગૂઠા નાખવા એટલે સૌભાગ્ય મુદ્રા થશે. આ મુદ્રા વડે પ્રતિમામાં સૌભાગ્ય મંત્રનો ન્યાસ કરાય છે.

## ૧૫ ગરૂડ મુદ્રા

"आत्मनोऽभिमुख दक्षिणहस्त कनिष्ठिं कया वामक निष्ठिकां संगृह्याध परावर्तित हस्ताभ्यां गरुड मुद्रा'.

અર્થ :- પોતાની સામે જમણો હાથ ઉભો કરી તેની ટચલી આંગળી વડે ડાબા હાથની ટચલી આંગળી પકડીને બંને હાથો નીચલી તરફ ઉલટાવી દેવા એટલે ગરૂડ મુદ્રા નિષ્પન્ન થશે. દુષ્ટ રક્ષા નિમિત્તે આ મુદ્રા વડે પ્રતિમાને મંત્ર કવચ કરાય છે.

## ૧૬ મુક્તાશુક્તિ મુદ્રા

'किञ्चिद्गर्भितौ हस्तौ समौ विधाय ललाट
देशयोजनेन मुक्ताशुकित मुद्रा'

અર્થ :- વચ્ચે થોડાક પોલા રાખી બે હાથો સરખા જોડી લલાટ પ્રદેશ અડકાડવાથી મુક્તાશુક્તિ મુદ્રા થાય છે. આ મુદ્રા વડે પ્રતિષ્ઠાપ્ય દેવનું આહ્વાન કરાય છે.

## ૧૭ મુદ્દગર મુદ્રા

'मिथ पराङ्मुखौ करौ सयोज्याङ्गुली विदर्भ्या-
त्मसमुख करद्वय परावर्तनेन मुदगर मुद्रा'

અર્થ :- બંને હાથોને એક બીજાથી ઉલટા જોડીને આંગળીઓ ગુંથવી અને હાથો પોતાની સન્મુખ સુલટાવવા એટલે મુદ્દગર મુદ્રા નિષ્પન્ન થશે. વિઘ્ન વિઘાતનાર્થે પ્રતિષ્ઠામાં આ મુદ્રા કરાય છે.

## ૧૮ તર્જની મુદ્રા

'वामकर सहताङ्गुलि हृदयाग्रे निवेश्योपरि दक्षिण-
करेण मुष्ठिबध्वा तर्जनी मूर्ध्वी कुर्यादिति तर्जनी मुद्रा'

અર્થ :- જેની આંગળીઓ એક બીજીને અડકેલી છે એવો ડાબો હાથ હૃદય આગળ સ્થાપીને તે ઉપર મુઠી વાળીને જમણો હાથ રાખવો અને તેની તર્જની આંગળી ઉચી કરવી એટલે તર્જની મુદ્રા થશે. આ મુદ્રા પ્રતિષ્ઠામાં વિઘ્ન નિવારણાર્થે કરાય છે.

## ૧૯ પ્રવચન મુદ્રા

'अङ्गुलित्रिक सरलीकृत्य तर्जन्यङ्गुष्ठौ मीलयित्वा

हृदयाग्रे धारयेदिति प्रवचन मुद्रा'

**અર્થ** – જમણા હાથની ત્રણ આંગળીઓ સરખી લાંબી કરીને તર્જનીને અગૂઠા સાથે જોડીને હાથ હૃદયની આગળ રાખવો તે **પ્રવચન** મુદ્રા. આ મુદ્રા વડે પ્રતિમાનું ઉદ્બોધન કરાય છે.

## ૨૦ ધેનુમુદ્રા

'अन्योन्य ग्रथिताङ्गुलीषु कनिष्ठिकानामिकयोर्मध्य

मातर्जन्योश्च संयोजनेन गोस्तनाकार धेनुमुद्रा'

**અર્થ** : પરસ્પર ગુથાએલ આંગળીઓમાં કનિષ્ઠિકાઓ અનામિકાઓથી અને મધ્યમાઓ તર્જનીઓથી જોડવાથી ગાયના સ્તનાકારે ધેનુ મુદ્રા થાય છે. આ મુદ્રા વડે અમૃત ઝરાવાય છે.

## ૨૧ આસન મુદ્રા

'अञ्जलिकोपरि अञ्जली कुर्यादिति आसनमुद्रा'

**અર્થ** : ડાબા હાથની અંજલી ઉપર જમણા હાથની અંજલી કરવી. તે **આસન મુદ્રા** નંદાવર્તના પાટલા આદિનું વાસ વડે પૂજન કરવામાં આ મુદ્રાનો ઉપયોગ કરાય છે.

## ૨૨ આસન મુદ્રા

'बद्ध मुष्टर्वाम हस्तस्य तर्जनी प्रसार्य किञ्चिदा

कुञ्चये दित्यङकुश मुद्रा'

**અર્થ** : મુઠી વાળેલી ડાબા હાથની તર્જની લંબાવીને કાંઈક વાંકી વાળવી તે અંકુશમુદ્રા.

[અંકુશમુદ્રાનું સ્વરૂપ નિર્વાણકલિકામાં આપેલ છે પણ ત્યાં

આ મુદ્રા જયાદેવીના પૂજનમાં પ્રયુક્ત કરવાનો નિર્દેશ છે. છતાં આધુનિક જળયાત્રા વિધિઓમાં આ મુદ્રાનો ઉલ્લેખ છે. આધુનિક વિધિકારો કુવામાથી જળ કાઢતાં આ મુદ્રાનો પ્રયોગ પણ કરે છે. તેથી પ્રતિષ્ઠોપયોગી મુદ્રાઓમાં આનો સમાવેશ કર્યો છે.]

## ૨૩ મત્સ્ય મુદ્રા

'दक्षपाणि पृष्टष्ठदेशे, वामपाणितलं न्यसेत् ।

अङ्गुष्ठौ चालयेत् सम्यङ् मुद्रेय मत्स्यरूपिणि ॥'

**અર્થ** : જમણા હાથના પૃષ્ઠ ભાગ ઉપર ડાબા હાથનું તલ સ્થાપવું અને બે અંગૂઠા ફરકાવવા એટલે માછલાના આકારની મુદ્રા થશે.

## ૨૪ કવચ મુદ્રા

'पूर्ववन्मुष्ठिं बद्वा कनीयस्यङ्गुष्ठौ प्रसारयेदिति कवच मुद्रा'

**અર્થ** : બન્ને હાથની મુઠીઓ બાંધીને ટચલી આંગળીઓ અને અંગૂઠાઓને ફેલાવવા તે **કવચ મુદ્રા** મંત્ર વડે કવચ કરવામાં આ મુદ્રાનો ઉપયોગ કરાય છે.

## ૨૫ અસ્ત્ર મુદ્રા

'दक्षिणकरेण मुष्टिं बध्वा तर्जनी मध्यमें प्रसारये दिति अस्त्र मुद्रा ।'

**અર્થ** : જમણા હાથની મુઠી બાંધી તર્જની અને મધ્યમા આંગળીઓને લબાવવી તે **અસ્ત્ર મુદ્રા**. આ વિન્યસન મુદ્રા મંત્રાસ્ત્રનો વિન્યાસ કરતા કરાય છે.

## ૨૬ ક્ષુરપ્ર મુદ્રાઓ

'कनिष्ठिकामङ्गुष्ठेन संपीडय शेषाङ्गुली: प्रसारयेदिति क्षुरप्रमुद्रा ।'

**અર્થ** : કનિષ્ઠિકા આંગળીઓને અંગુઠાથી દબાવીને બાકીની આંગળીઓ લબાવવાથી **ક્ષુરપ્રમુદ્રા** થાય છે.

## ૨૫ જાપ અનુષ્ઠાનની મુદ્રાઓ

### ૧ આહ્વાનની મુદ્રા

'हस्ताभ्यामञ्जलिं कृत्वा अनामामूल पर्वाङ्गुष्ठ सयोजनेना वाहनी'

**અર્થ** : બે હાથો વડે અંજલી કરીને કનિષ્ઠાના મૂળ પર્વમાં અંગૂઠો જોડવાથી આહ્વાનની મુદ્રા નિષ્પન્ન થાય છે. આ મુદ્રા વડે મંત્રાધિષ્ઠાયક દેવનું અથવા જયાદેવીનું આહ્વાન કરાય છે.

### ૨ સ્થાપની મુદ્રા

'इयमे वाधोमुखी स्थापनी'

**અર્થ** : આવાહની મુદ્રાને જ ઉલટાવી નીચા મુખે કરી અંગૂઠા તર્જનીના મૂળમાં સ્થાપવાથી સ્થાપની મુદ્રા નિષ્પન્ન થાય છે. આ મુદ્રા વડે આરાધ્ય દેવતાનું સ્થાપન કરાય છે.

### ૩ સંનિધાની મુદ્રા

'सलग्नमुष्ट्युच्छ्रिताङ्गुष्ठौ करौ सनिधानी'

**અર્થ** : મુઠી વાળેલા બે હાથ જોડી અંગુઠા ઉભા કરવાથી સંનિધાની મુદ્રા નિષ્પન્ન થાય છે. મુદ્રા દ્વારા આરાધ્ય દેવતાનું સંનિધાન કરાય છે.

### ૪ નિષ્ઠુરા અથવા સંનિરોધિની મુદ્રા

'तावेव गर्भगाङ्गुष्ठौ निष्ठुरा'

**અર્થ** . સંનિધાની મુદ્રામાં જે અંગૂઠા ઊભા રાખવામાં આવે છે તે મુઠીઓની અંદર ભરાવી દેવાથી નિષ્ઠુરા અથવા સનિરોધિની મુદ્રા નિષ્પન્ન થાય છે. આ મુદ્રા વડે આરાધ્ય દેવનું અવરોધન કરાય છે.

### ૫ સંમુખીકરણ મુદ્રા

'इयमेवोत्तानरूपा समुखीकरणाभिधाना'

(અનુસંધાન પાના-૪૬૬ ઉપર જુઓ)

## પ્રાસાદ લક્ષણો પરિશિષ્ઠ

## દ્વારે દૃષ્ટિ સ્થાન-જ્ઞાપક કોષ્ટક

| દ્વારોદયાંગુલ | અધઃ ૫૪ ભાગા | ઉપરિ ૯ ભાગા | દૃષ્ટિપદમ્ | આયઃ | આયસ્થાનમ્ |
|---|---|---|---|---|---|
| ૪૧ | ૩૪\|\|-\|\| | ૫\|\|\|૦\| | \|\|≡\| | સિંહ | આદિ \|=\|\| ભાગે |
| ૪૩ | ૩૬\|૦\|\| | ૬)\|\|\| | \|\|=\|\|\| | વૃષભ | સંપૂર્ણ |
| ૪૫ | ૩૭\|\|\|≡\|\| | ૬\|-\| | \|\|≡\| | ગજ | આદિ ૦\|\| વિના |
| ૪૭ | ૩૯\|\| \|\|\|\|\| | ૬\|\|-\|\|\| | \|\|≡\|\|\| | ધ્વજ | આદિ \|-\|\| વિના |
| ૪૯ | ૪૧\|-\|\| | ૬\|\|\|=\| | \|\|\|૦\| | સિંહ | અન્ત્યે -\|\|\| |
| ૫૧ | ૪૩)\|\| | ૭)=\|\|\| | \|\|\|૦\|\|\| | શ્વાન | સંપૂર્ણ |
| ૫૩ | ૪૪\|\|≡\|\| | ૭\|≡\| | \|\|-\| | વૃષભ | આદિ \|\|=ભાગે |
| ૫૫ | ૪૬\|=\|\| | ૭\|\|≡\|\|\| | \|\|\|-\|\|\| | ગજ | અ દિ \|\|=\|\| |
| ૫૭ | ૪૮)-\|\| | ૮)\| | \|\|\|=\| | ધ્વજ | સ પૂર્ણ |
| ૫૯ | ૪૯\|\|\|૦\|\| | ૮\|૦\|\|\| | \|\|\|=\|\|\| | સિહ | આદિ ≡\|\| વિના |
| ૬૧ | ૫૧\|≡\|\| | ૮\|\|-\| | \|\|\|≡\| | વૃષભ | અંત્યે \|≡\|\| |
| ૬૩ | ૫૩=\|\| | ૮\|\|\|-\|\|\| | \|\|\|≡\|\|\| | ગજ | અંત્યે =\| |
| ૬૫ | ૫૪\|\|\|-\|\| | ૯)=\| | ૧)\| | ગજ | અ ાદે =\|\| |
| ૬૭ | ૫૬\|\|૦\|\| | ૯\|=\|\|\| | ૧)\|\|\| | ધ્વજ | આદિ \|≡\|\| |
| ૬૯ | ૫૮≡\|\| | ૯\|\|≡\| | ૧)-\| | સિહ | આદિ \|\|\|= |
| ૭૧ | ૫૯\|\|\|=\|\| | ૯\|\|\|≡\|\|\| | ૧)-\|\|\| | વૃષભ | આદિ -\|\| |
| ૭૩ | ૬૧\|\|-\|\| | ૧૦\|૦\| | ૧)=\| | ગજ | આદિ \|=\|\| |
| ૭૫ | ૬૩\|૦\|\| | ૧૦\|\|૦\|\|\| | ૧)=\|\|\| | ધ્વજ | અંત્ય \|= |
| ૭૭ | ૬૪\|\|\|≡\|\| | ૧૦\|\|\|-\| | ૧)≡\| | ધ્વજ | આદિ ૦\| |
| ૭૯ | ૬૬\|\|=\|\| | ૧૧)-\|\|\| | ૧)≡\|\|\| | સિંહ | આદિ \|-\|\| |
| ૮૧ | ૬૮\|૦\|\| | ૧૧\|=\| | ૧૧૦\| | વૃષભ | આદિ \|\|=\|\| ભાગે |

## પ્રાસાદ લક્ષણે પરિશિષ્ઠ

### દ્વારે દષ્ટિસ્થાન-જ્ઞાપક કોષ્ટકે

| દ્વારો-ચાંગુલ | અધ ૫૪ ભાગા | ઉપરિ ૯ ભાગા | દષ્ટિપદમ | આય | આયસ્થાનમ્ |
|---|---|---|---|---|---|
| ૮૩ | ૭૦,।। | ૧૧।।=।।। | ૧૦।।। | ગજ | આદિ ।।।≡।। |
| ૮૫ | ૭૧।।≡।। | ૧૧।।।≡। | ૧।–। | ધ્વજ | આદિ ૧૦।। વિના |
| ૮૭ | ૭૩।=।। | ૧૨≡।।। | ૧।–।।। | સિંહ | આદિ ।।–।। વિના |
| ૮૯ | ૭૫–।। | ૧૨।।૦૧ | ૧।=। | વૃષભ | આદિ ।।।=।। વિના |
| ૯૧ | ૭૬।।।૦।। | ૧૨।।।૦।। | ૧।=।।। | વૃષભ | આદિ ≡।। |
| ૯૩ | ૭૮।≡।। | ૧૩)–। | ૧।≡। | ગજ | આદિ ।।૦।। |
| ૯૫ | ૮૦=।। | ૧૩।–।।। | ૧।≡।।। | ધ્વજ | આદિ ।।।–।। |
| ૯૭ | ૮૧।।।–।। | ૧૩।।=। | ૧।।૦૧ | સિંહ | આદિ =।। વિના |
| ૯૯ | ૮૩।।૦।। | ૧૩।।।≡।।। | ૧।।૦।।। | વૃષભ | આદિ ૧≡।। „ |
| ૧૦૧ | ૮૫≡।। | ૧૪)≡। | ૧।।–। | ગજ | આદિ ।।–। „ |
| ૧૦૩ | ૮૬।।।=।। | ૧૪।≡।।। | ૧।।–।।। | ગજ | આદિ –।। અંત્ય ।।૦। |
| ૧૦૫ | ૮૮।–।। | ૧૪।।૦। | ૧।।=। | ધ્વજ | આદિ ।=। અંત્ય ≡।।। |
| ૧૦૭ | ૯૦।૦।। | ૧૫)।।। | ૧।।=।।। | સિંહ | આદિ ।।≡।।ભાગતઃ |
| ૧૦૯ | ૯૧।।।≡।। | ૧૫।–। | ૧।।≡। | વૃષભ | આદિ ૧૦।। વિના સં. અંગુલે |
| ૧૧૧ | ૯૩।=।। | ૧૫।।–।।। | ૧।।≡।।। | ગજ | આદિ ૧–।। વિના સં. અંગુલે |
| ૧૧૩ | ૯૫।–।। | ૧૫।।।=। | ૧।।।૦। | ધ્વજ | આદિ ।। ‾ ।। વિના સં. અંગુલે |
| ૧૧૫ | ૯૭)૦।। | ૧૬=।।। | ૧।।।૦।।। | સિંહ | આદિ ।।।≡।। વિના |



## પાસાદ લક્ષણે પરિશિષ્ઠ નાગરી રેખાઓ
## પચખન્ડાદય ૨૫ રેખાઓ (ખંડકેલા સહિત)

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૧૫ | | | | | | | | |
| ૨ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૨૧ | | | | | | | |
| ૩ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૨૮ | | | | | | |
| ૪ | ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૩૬ | | | | | |
| ૫ | ૯ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૪૫ | | | | |
| ૬ | ૧૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૫૫ | | | |
| ૭ | ૧૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૬૬ | | |
| ૮ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૭૮ | |
| ૯ | ૧૩ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૯૧ |
| ૧૦ | ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૧ | ૧૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૨ | ૧૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૩ | ૧૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૪ | ૧૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૫ | ૧૯ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૬ | ૨૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૭ | ૨૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૮ | ૨૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૯ | ૨૩ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૨૦ | ૨૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૨૧ | ૨૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૨૨ | ૨૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૨૩ | ૨૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૨૪ | ૨૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૨૫ | ૨૯ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |

૧૦૫

૧૫ ૧૨૦

૧૫ ૧૬ ૧૩૬

૧૫ ૧૬ ૧૭ ૧૫૩

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૭૧

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૧૯૦

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧૦

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૩૧

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૫૩

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૭૬

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૩૦૦

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૩૨૫

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૩૫૧

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭ ૩૭૮

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮ ૪૦૬

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮ ૨૯ ૪૩૫

અર્થ નિષ્ઠુર મુદ્રાની બને મુઠીઓ ચત્તી કરવી તેનું નામ સમુખીકરણ મુદ્રા છે.

### ૬ અવગુઠની મુદ્રા

'सव्यहस्तकृता मुष्ठि-दीर्घा समुख तर्जनी।
अवगुण्ठन मुद्रेयमभितो भ्रामिता मता॥'

**અર્થ**: જમણા હાથની મુઠી બાંધી તર્જની સન્મુખ લાંબી રાખી મુઠી ભમાવવી તે **અવગુંઠિની મુદ્રા છે.**

### ૭ સંહાર મુદ્રા

ग्राह्यस्योपरी हस्त प्रसार्थं, कनिष्ठि कादितर्जन्यन्ता नामङ्गुलीना क्रमसकोचनेनाङगुष्ठ मूलानयनात् सहार मुद्रा विसर्जन मुद्रेयम्।

**અર્થ**: ગ્રાહ્ય વસ્તુ ઉપર હાથ ફેલાવીને કનિષ્ઠિકા માંડીને તર્જની સુધીની આંગળીઓને અનુક્રમે વાળી અગૂઠાના મૂળ તરફ લબાવવાથી **સંહાર મુદ્રા** નિષ્પન્ન થાય છે. આ **વિસર્જન મુદ્રા** છે. મત્રપટ્ટ આદિ ઉપર જાપ કર્યા પછી આ મુદ્રા વડે જાપ વિષયક દેવતાનુ વિસર્જન કરાય છે.

પરશુરામ કલ્પસૂત્રમાં **સહાર મુદ્રા** આ પ્રમાણે છે

'क्षिप्ताङ्गुलीरङ्मुलिमि· सग्रथ्य परिवर्तयेत्।
एपा सहार मुद्रा स्याद्, विसर्जन विधौ स्मृता॥

**અર્થ**: અંદર નાખેલ આંગળીઓને આંગળીઓ વડે ગુંથીને ફેરવવી તે સંહાર મુદ્રા. વિસર્જનમાં આ મુદ્રા કરવી.



(અનુસંધાન પાના-૪૬૧ નું ચાલુ)

# વિભાગ પાંચમો

## બાલબોધ જ્યોતિષ સાર સંગ્રહમાંથી સાભાર

### ૧ નવું વસ્ત્ર પહેરવું

रोहिणीषु करपवके ऽश्विमेत्युत्तरे पिचयुनुर्वमुद्धयो ।
रेवतीषुवसुदैवते च भेन॰पवस्त्रपरिधानमिष्यते ॥

રોહિણી, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, અશ્વિની ઉતરાફાલ્ગુની, ઉતરાષાઢા, ઉતરાભાદ્રપદ, પુનર્વસુ, પુષ્ય, રેવતી અને ધનિષ્ઠા આ નક્ષત્રોને વિષે પુરૂષોએ નવિન વસ્ત્ર ધારણ કરવા શ્રેષ્ઠ છે.

### ૨ ગણિત આરંભ મુહૂર્ત

शनद्वयेऽनुराधार्द्रे रोहिणी खेनो करे ।
पुष्ये जोवे बुवे कुर्यान्प्रारभ गणितादिषू ॥

શતતારકા, પૂર્વભાદ્રપદ, અનુરાધા, આર્દ્રા, રોહિણી, રેવતી, હસ્ત તથા પુષ્ય નક્ષત્રો અને બુધ, ગુરૂ એ વારોમાં ગણિત ભણવાનો આરંભ કરવો શ્રેષ્ઠ છે.

### ૩ રત્ન પરીક્ષા મુહૂર્ત

पुनर्भे शतहस्तर्क्षे श्रवेज्यष्टे परीक्षणम्
रत्नानामष्टमी भूतं हित्वा भोन शनिश्चरम्

પુનર્વસુ, શતતારકા, હસ્ત, શ્રવણ તથા જ્યેષ્ઠા એ નક્ષત્રોમાં ચૌદશ એ તિથિઓનો ત્યાગ કરી રત્ન પરીક્ષા કરવી.

### ૪ કુંભારના કામનું મુહૂર્ત

पुनर्वसु द्वये हस्तत्रयेऽर्ये रौहिणी मृग ।
अनुराधाश्रवो जेष्ठा भानुचद्र वासरे ॥
तथाचरोदये प्रोत्का कुभकार क्रियाबुधैः

પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતી, રેવતી, રોહિણી, મૃગશિર્ષ, અનુરાધા, શ્રવણ, જેષ્ઠા, એ નક્ષત્રોમાં રવિ, સોમ, ગુરૂ, શુક્ર તે વારોમાં ચર લગ્નમાં કુંભકાર કાર્યનો આરંભ કરવો શ્રેષ્ઠ છે.

### ૫ નટક્રિયા આરંભ મુહૂર્ત

मृगार्द्रा रोहिणी पुष्ये पुनर्मे श्रवणेत्रये ।
चित्रात्ततयोत्तरामूळ कृत्य संजी नृत भूवन ।।

ભૃગ, આર્દ્રા, રોહિણી, પુષ્ય, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, ચિત્રા, ઊત્તરા, મૂળ એ નક્ષત્રોમાં નૃત્યજીવીકા યુક્ત મનુષ્યે નૃત્યારંભ કરવો..

### ૬ યંત્ર ઉપર વસ્ત્ર વણુવાનું મુહૂર્ત

रोहिणी रेवती चित्रा अनुराधा मृगभोत्तर ।
शनिहित्वा विद्ध्यातु तंतुभिः पटसाधनम्

રોહિણી, રેવતી, ચિત્રા, અનુરાધા, મૃગશિર્ષ તથા ત્રણ ઉતરા એ નક્ષત્રોમાં શનીવાર આદ કરીને બાકીના વારોમાં વસ્ત્ર વણુવાનું શુભ છે.

### ૭ વ્યાકરણ ભણુવાનું મુહૂર્ત

रोहिण्यां पंचके हस्तात्पुनर्मे भृगमेंऽश्विभे ।
पुष्ये शुक्रेत्त्रत्रिद्वारे शब्दं शास्त्र पठेत्सुधिः ।।

રોહિણી, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, પુનર્વસુ પુષ્પ, મૃગશિર, અશ્વિની અને હસ્ત એ નક્ષત્રો તથા બુધ, ગુરૂ, શુક્ર એ વારોમાં વ્યાકરણ ભણુવાનો આરંભ કરવો.

### ૮ મલ્લ વિદ્યા શીખવાનું મુહૂર્ત

ज्येष्ठार्द्रा भरणीपूर्वा मूलाश्लेषा मदाभिधे
जयापूर्णा सुसद्वारे सार्के शीर्षदयेंगर्के
सत्खेटैः कदगैः मल्लाक्रिडा शुभावहा ।।

જેષ્ઠા, આર્દ્રા, ભરણી, ત્રણ પૂર્વા, મુળ, આશ્લેષા એ નક્ષત્રો અને જયા તથા પૂર્ણા તિથિઓમાં બુધ, ગુરૂ, શુક્ર એ વારોમા મલ્લ વિદ્યા શીખવવાનો આરંભ કરવો શ્રેષ્ઠ છે

### ૯ સૂવર્ણકારના કામનું મુહૂર્ત

श्रवणत्रयेऽश्विनी मृगहस्त चतुष्टये ।
कृतिकायां पुनर्वस्वोः शुभेलग्न तथात्रपि ।।
हेमाक्नर क्रियागस्ता हित्वा बुध शनैश्चरौ ।

શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, અશ્વિની, પુષ્પ, મૃગશિર હસ્ત, ચિત્રા, સ્વાતિ; વિશાખા, કૃતિકા અને પુનર્વસુ એ નક્ષત્રોમાં શુભ તિથિમાં બુધ અને શની ત્યાગ કરી દાગીના ઘડવાનો આરંભ કરવો શ્રેષ્ઠ છે.

### ૧૦ ચોરના કાર્યનું મુહૂર્ત

विशाखा कुतिकापूर्वा मूलार्द्रा भरणी मघे ।
अश्लेषा ज्येष्ठयोमदे भौमयो शकुने बले ।।
लग्ने वा दशमे भौमे चौर्यं सद्रव्यंत्कलब्धये

વિશાખા, કૃતિકા, ત્રણ પૂર્વા, મૂળ આર્દ્રા ભરણી, મઘા, આશ્લેષા તથા જેષ્ઠા એ નક્ષત્રોમાં મંગલ અને શનિવારે શકુન બળમાં ગમન લગ્નમાં મંગળ દશમે હોય તે સમયે કર્મ કરતાં સારો લાભ મળે.

### ૧૦ અ સ્ત્રીએ નવાં વસ્ત્ર ધારણ કરવાનું મુહુર્ત

हस्तादि पचकेऽश्विन्या, धनिष्ठायाच पूषणि ।
गुरौ शुक्रे बुध वारे धार्यं वस्त्राभिर्नवीम्वरम् ।।

હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, અશ્વિની, ધનિષ્ઠા અને રેવતી આ નક્ષત્રો તથા ગુરૂ શુક્ર અને શનિ આ વારોમાં સ્ત્રીઓએ નવીન વસ્ત્ર ધારણ કરવાં

### ૧૧ નવું વસ્ત્ર પહેરવાના વારનું ફળ

जीर्णं रवौ सततमम्बुभिश दॅमिन्द्रो
भौमे शुचं बुधदिने च भवेद्धनाय ।।
ज्ञानाय मन्त्रिणि भृगो प्रियसंगमाय
मंदे मलाय च नवाम्बरधारण स्यात् ।।

રવિવારને દિવસે નવું વસ્ત્ર ધારણ કરે તો શીઘ્ર જીર્ણ (જૂનું) થાય, સોમવારને દિવસે અશૌચ નિમિત સ્નાનના જળથી હંમેશાં ભીનું રહે, મંગળવારને દિવસે શોકની પ્રાપ્તિ, બુધવારને દિવસે ધનની પ્રાપ્તિ, ગુરૂવારના દિવસે જ્ઞાનની પ્રાપ્તિ, શુક્રવારને દિવસે પ્રિય માણસોના સંગમ તથા શનિવારે નવુ વસ્ત્ર ધારણ કરે તો હમેશાં મલિન (મેલું) રહ્યા કરે છે.

## ૧૨ ઘરના આરંભનું માસ ફળ

शोको धान्य मृति पशुहृतिद्रव्यबुद्धि विनाशो ।
युद्धं भृत्यक्षतिरथ धन श्रीश्च वहणेर्भय च ।।
लक्ष्मी प्राप्ति र्भवति भवनारम्भकर्तुः मेण
चैत्राद्ये मुनिरिति फलं वास्तु शास्त्रो पदिष्टम्

ચૈત્ર માસમાં ગૃહારંભ કરે તો શોક કરાવે વૈશાખ માસમાં ધાન્યનો લાભ, જયેષ્ઠ માસમાં મૃત્યુ, અષાડ માસમાં પશુનો નાશ, શ્રાવણ માસમાં ધનનો વધારો, ભાદ્રપદ માસમાં વિનાશ, અશ્વિન માસમાં યુદ્ધ કારક કાર્તિક માસમાં નોકરનો નાશ, માર્ગશીર્ષ માસમાં ધનનો લાભ, પૌષ માસમાં લક્ષ્મીની પ્રાપ્તિ, માઘ માસમાં અગ્નિનો ભય અને ફાલ્ગુન માસમાં લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે વાયુશાસ્ત્રને વિષે કહેલું ચૈત્રાદિ માસનું ફળ ઋષિઓએ કહેલુ છે.

फाल्गुने पौष वैशाखे श्रावणे मार्गशीर्षके ।
गृहारंभ प्रकुर्वीत धनुर्मीन रवि त्यजेत् ।।

ફાગણ, પોષ, વૈશાખ, શ્રાવણ અને માગશર માસમાં ધન મીનના સૂર્યનો ત્યાગ કરીને ગૃહારંભ શ્રેષ્ઠ છે.

## ૧૩ ઘરના આરંભનું પક્ષ તિથિ ફળ

शुकलपक्षे भवेत्सौख्य कृष्णे तस्करतो भयम् ।
त्यकत्वा चतुर्दशी षष्टीं चतुर्थीं मष्टमीममाम् ।।
नवमीं च रवि भौम गृहारंभो विधियते ।।

શુકલપક્ષમાં ગૃહારંભ કરવાથી સુખની પ્રાપ્તિ થાય તથા કૃષ્ણ-પક્ષમાં ગૃહારંભ કરવાથી ચોરનો ભય થાય છે. ચતુર્દશી, ષષ્ઠી, ચતુર્થી, અષ્ટમી, અમાવાસ્યા, નવમી તિથિ. આ તિથિઓનો તથા

રવિવાર અને મગળવારનો ત્યાગ કરીને બાકી રહેલા તિથિઓમાં તથા વારોમાં ગૃહારભ કરવો શ્રેષ્ઠ છે

## ૧૪ ઘરનો આરભ કરવાનું મુહૂર્ત

मृगे घातृचित्रानुराधोत्तरान्त्ये ध.नष्ठाकर स्वाति पुष्याम्बुपेषु ।
नभो मार्गं वैशाख पौषे तपस्ये समन्दे शुभाहे गृहारंभग सत्।।

મૃગશીર્ષ, રોહિણી, ચિત્રા અનુરાધા, ઉત્તરાફાલ્ગુની ઉત્તરષાઢા, ઉત્તરાભાદ્રપદ, રેવતી, ધનિષ્ઠા, હસ્ત, સ્વાતી, પુષ્ય અને શતભિષા. આ નક્ષત્રોને વિષે શ્રાવણ માગસર, વૈશાખ, પોષ અને ફાલ્ગુન આ મહિનાઓ વિષે તથા શનિવાર સહિત શુભ ગૃહ (ચં. બુ ગુ શુ)ના વારને વિષે ઘરનો આરભ કરવો શ્રેષ્ઠ છે.

## ૧૫ ઘર બાંધવામાં ગ્રહબળ અને વર્જિત ગ્રહ

गुरुशुक्रार्क चद्रंपुस्वोच्चादि वलशालिषु ।
गुर्वर्के दुवर्ले लब्दया गृहारभ· प्रशस्यते ॥

ગુરુ શુક્ર સૂર્ય તથા ચંદ્ર એ સ્થાન ઉચ્ચ હોય અથવા બળવાન તો તે જોઇને ગૃહારંભ કરવો.

विवाहोत्कान्हा दोषान्नृते जामित्र शुद्धित ।
रिक्ता कुजार्कं वारौ च चरलग्न चरांशक ।।

વિવાહમા જે મહાદોય કથિત છે તેનો જામિત્ર જોડીને રિક્તા તિથિ તથા મંગળ, રવિ એ વાર તેમ જ ચર લગ્ન તથા તેનો અશ એ વખતનો ઘર બાંધવામાં ત્યાગ કરવો.

## ૧૬ દ્વાર શુદ્ધિ

द्वारशुद्धि निरीक्षादौ भक्षाशुद्धि वृष चक्रतः।
निष्यचके स्थिरेलग्ने टयगे चालयमारभेत् ।।

પ્રથમવાર શુદ્ધિ જોવી તેમજ નક્ષત્ર શુદ્ધિ વૃષચક્રને પણ જોવા પચક્રનો ત્યાગ કરવો સ્થિર લગ્ન અથવા દ્વિસ્વભાવમા બારણું મૂકવું

## ૧૭ અનુકુળ ગામના લાભાલાભ

स्वानामराशेर्यद्राशो द्रिशराकेश द्रङ्कमिता ।
संग्राम शुभदः प्रोत्का स्वशुभः स्याततोन्यथा ।।

સ્વમાન રાશિથી ગામની રાશિ ૨-૫-૯-૧૦-૧૧ આવે તો એ ગામ શુભ જાણવું.

अेकमे सप्तमें व्योम ग्रहहानिस्त्रिषष्टमो ।
तुर्या दृष्ट दशेरोगाः शेष स्थाने भवयेत्सुखं ।।

સ્વ નામથી ગામની રાશિ ૧-૭ હોય તો શૂન્ય ફળ ૨-૬ હોય તો હાનિકારક ૪-૮-૧૨ હોય તો રોગકારક જાણવી બાકી સ્થાન શુભ જાણવા.

त्यक्ता कुजार्कयो श्चाशं षष्टे चाग्रस्थितं विधु
बुधेज्यराशिक चार्क कुर्याहृगेहं शुभाप्तये ।।

મંગળ, શુક્ર તેનો અંશ અને છઠો ચંદ્રમા તેમજ સન્મુખ ચંદ્રમા તેનો ત્યાગ કરવો પણ મિથુન, કન્યા, ધન, મીન એ રાશિનો સૂર્ય હોય તો ગૃહારંભ કરવો શુભ છે.

## ૧૮ શિલાન્યાસ નક્ષત્ર

शिलान्यासः प्रकर्तव्यो गृहाणां श्रवणंमृगे ।
पोष्णे हस्तेच रोहिण्यां पुष्याश्वेनि त्र्युयरात्रये ।।

શ્રવણ મૃગશિર્ષ, રેવતી, હસ્ત, રોહીણી, પુષ્ય, અશ્વિની તથા ઉત્તરા ૩ એ નક્ષત્રોમાં શિલાન્યાસ કરવો.

## ૧૯ ઘરના આરંભમાં કાળનો નિષેધ

मध्याहूने तु कृतवास्तु कर्तुर्वितवितविनाशम् ।
महानिशास्वपि तथा सन्ध्ययेौनेव कारयेत् ।।

મધ્યાન્હ સમયે વાસ્તુ પૂજનનો પ્રારભ કરવાથી ધનનો નાશ થાય છે. અને રાત્રિમાં પ્રારંભ કરવાથી પણ ધનનો નાશ થાય છે. માટે પ્રાતઃકાળમાં પ્રારંભ કરવો ઉત્તમ છે.

### ૨૦ ઘરના આરંભમાં માસ શુદ્ધિ

पाषाणाद्यैश्च गेहानि निन्द्यमासे न कारयेत्

तृणादारु ग्रहारंभे मास दोषो न विद्यते ।।

ઈંટનું તથા પથ્થરનું ઘર બનાવવામાં ત્યાગ કહેલા માસ લેવા નહી. ઘાસ તથા કાષ્ઠનું મકાન બનાવવા માટે દોષ માનવો નહિ.

### ૨૧ બારણુ મૂકવામાં વારનો વિચાર

गुरुत्रै लक्ष्मी रवौ सोख्य शुक्रे चैव धनागमः ।

शनैश्चरे तथा सौख्यं द्वारशाखा निरोपणे

રવિવારે સુખ, ગુરૂવારે ધનલાભ, શુક્રવારે ધનલાભ, શનિવારે સુખ મળે માટે તે ઉક્ત વારમાં બારણુ બેસાડવું શુભ છે.

### વાસ્તુ પૂજનમાં વારનો વિચાર

आदित्य भौम वजर्यास्तु, सर्ववारा शुभावरा ।

રવિવાર અને મંગળવારનો ત્યાગ કરી બાકીના બીજા વારોમાં વાસ્તુ પૂજન કરવું તે શુભ છે.

### ૨૨ જુના ઘરમાં પ્રવેશવાનુ મુહૂર્ત

जोर्णं गृहेऽग्न्यादि भयान्नवेऽपि ।

भार्गोर्जयोः श्रावणि केऽपि सन्स्यात् ।।

वेशोंऽबु पेज्या निलवास पेषु ।

नावश्यमस्तादि विचारणाऽत्र

ઘણુા જીર્ણ અથવા અગ્નિ ભયથી નવીન બનેલા ઘરમાં કાર્તિક, માગસર અને શ્રાવણુ માસમાં પુષ્ય, સ્વાતી, ધનિષ્ઠા અને શતભિષા નક્ષત્રોમાં પ્રવેશ કરવો શુભ છે. અને તેમા ગુરૂ કે શુક્રના અસ્તનો વિચાર કરવો નહિ.

### ૨૩ વામ સૂર્ય લક્ષણુ

रघ्रात्मजं कुटुम्बायात् पंचमे भास्करे स्थिते ।

पूर्वाशादि गृहे श्रेष्ठ क्रमाद्वारा शुतो रवि ।।

વામ સૂર્ય જોવા માટે ઈષ્ટ લગ્ન કુટુંબમાં આઠમા સ્થાનથી

૮-૯-૧૦-૧૧-૧૨ સુધીમાં સૂર્ય હોય તો પૂર્વ મુખ ઘરમાં પ્રવેશ કરનારનો ડાબો સૂર્ય જાણવો. પાચમા સ્થાનથી ૫-૬-૭ ૮-૯ સુધીમાં સૂર્ય હોય તો દક્ષિણ મુખ ઘરમા પ્રવેશ કરનારને વામ સૂર્ય જાણવો. બીજા સ્થાનથી ૨-૩-૪-૫-૬ સ્થાનમાં સૂર્ય હોય તો પશ્ચિમ મુખ ઘરમાં પ્રવેશ કરનારને વામ સૂર્ય જાણવો. તેમજ અગિયારમા સ્થાનથી ૧૧-૧૨-૧-૨-૩ સુધીમા સૂર્ય હોય તો ઉત્તર મુખ ઘરમા પ્રવેશ કરનારને વામ સૂર્ય જાણવો.

## ૨૪ નવા ગામમાં પ્રવેશવાનું મુહૂર્ત

तपसि नर्भसि मार्गे माधवासये तपस्ये ।
गुरुभृगुबुधवारे नंदपूर्णनयासु ।।

मृदु ध्रुवशशिपुष्ये वासवे स्वातिऋष्ये ।
नवनगरनिवेश वास्तुशास्त्रे प्रदिष्टम् ।।

ફાગણ, ભાદરવો, વૈશાખ તથા માઘ માસમાં તથા બુધ, ગુરૂ, શુક્રવાર નંદા (૧-૬-૧૧) પૂર્ણા (૫-૧૦-૧૫) એ તિથિઓ અને મૃદુ, ધ્રુવ તથા પુષ્ય, ધનિષ્ઠા અને સ્વાતિ એ નક્ષત્રોમાં નવા ગામમાં કે નગરમાં વાસ કરવો એમ વાસ્તુ શાસ્ત્રમા કહેલુ છે.

## ૨૫ ત્રિરાગમને માસિક રાહુ વાસ વિચાર

आद्याक भ्रमते राहू पूर्वाशादिकचतुष्टये ।।
संमुखे दक्षिणे त्याज्य स्तृतीय गमने स्त्रिया ।

## ૨૬ માસિક રાહુ વિચાર

| पूर्व | दक्षिण | पश्चिम | उत्तर | रा. दिवस |
|---|---|---|---|---|
| मेष, | वृषभ | मिथुन | कर्क | |
| सिंह | कन्या | तुला | वृश्चिक | सूर्य राशि |
| धन | मकर | कुंभ | मीन | |

મેષ રાશિના ક્રમથી ચાર દિશામાં મેષ રાશિના સૂર્યથી ક્રમે કરીને ચાર દિશામાં રાહુ રહે છે, તેમા વધુના ત્રિશગમન વખતે સન્મુખ તથા દક્ષિણ રાહુનો ત્યાગ કરવો અને રાહુનો વાસ જાણવા માટે ઉપરના માસિક રાહુવાસ ચક્રમા જોવું.

## ૨૭ રાહુનું ફળ

अग्रे राहौ च वैधव्यं दक्षिणे दुःखदो भवेत् ।
पृष्टे पुत्रवती नारी वामे सौभाग्यशाली ॥

સંમુખ રાહુ હોય તો વિધવા થાય દક્ષિણ બાજુ હોય તો દુખી થાય રાહુ પાછળ હોય તો પુત્રવાળી થાય અને ડાબી બાજુ હોય તો સૌભાગ્યપણુ રહે

## ૨૮ ત્રિમાસિક રાહુ ચક્ર

| पूर्व | दक्षिण | पश्चिम | उत्तर | राहुवास |
|---|---|---|---|---|
| वृश्चिक | कुंभ | वृषभ | सिंह | |
| धन | मीन | मिथुन | कन्या | सूर्य राशि |
| मकर | मेष | कर्क | तुला | |

આ ત્રિમાસિક રાહુનો વિચાર ત્રિશગમનમા અવશ્ય કરવો.

## ૨૯ કમાડ ચક્ર

कृताकराब्धियुग्मराममंतकश्च वाराधिः ।
करौ समुद्रसूर्यभादिनर्क्षके फलं वहेत् ॥

धनागमं विनाशसौख्यबधनं मृतिः क्षतिः ।
शुभ च रोगसौख्यदं कमाडचक्रयोः ॥

સૂર્ય નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણીને પ્રથમ ચાર નક્ષત્ર ધનાગમ કરે, બીજા બે નક્ષત્ર વિનાશ કરે, ત્રીજા ચાર નક્ષત્ર સૌખ્યકારક જાણુવા, ચોથા બે નક્ષત્ર બ ધનકારક જાણુવા, પાંચમાં ત્રણુ નક્ષત્ર મૃત્યુકારક જાણુવા, છઠા બે નક્ષત્ર ક્ષયકારક જાણુવા, સ તમા ચાર નક્ષત્ર શુભકારક જાણુવા, આઠમાં બે નક્ષત્ર રોગકારક જાણુવા અને નવમા ચાર નક્ષત્ર સૌખ્યકારી જાણુવા. આ કમાડ ચઢાવવાનું ચક્ર છે. તે શુભ ગણીને ચડાવવાં.

## ૩૦ સૂર્ય ભાત કમાડ ચક્ર

| ४ | २ | ४ | २ | ३ | २ | ४ | २ | ४ |
|---|---|---|---|---|---|---|---|---|
| शुभ | सुशुभ | सु | अ | अ | अ | शु | अ | शु |

## ૩૧ કલશ ચક્ર

प्रवेशः कलशेऽर्कक्षात्, पंचनागाष्टषष्ठक्रमात् ।
अशुभ च शुभंज्ञेयमशुभ च शुभ तथा ॥

સૂર્ય નક્ષત્રથી દિન સુધી ગણીને પ્રથમ પાંચ નક્ષત્ર અશુભ, બીજા આઠ નક્ષત્ર શુભ, ત્રીજાં આઠ નક્ષત્ર અશુભ અને ચોથાં છ નક્ષત્ર શુભ જાણુવા. કલશચક્ર જોઈને ગૃહ પ્રવેશ કરવો.

| ५ | ८ | ८ | ६ |
|---|---|---|---|
| अशुभ | शुभ | अशुभ | शुभ |

## ૩૨ હળ હાંકવાનું મુહૂર્ત

अनुराधाचतुष्क च मघादितियुगे करे ॥
स्वाती श्रुतिविधिद्वन्दे रेवत्यामुत्तरासु च ॥
गोस्त्रोयुग्मे हल. कर्यां मीने हेय' शनिः कुजः ॥
षष्ठी रिक्ता द्वादशी च द्वितोया द्वयपर्वंच ॥

અનુરાધા, જયેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, મઘા, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતી, શ્રવણ, રોહિણી, મૃગશીર્ષ, રેવતી, ત્રણે ઉત્તરા તથા વૃષભ, કન્યા, મિથુન અને મીન લગ્નમાં હળ પ્રવાહ શ્રેષ્ઠ છે, શનિ અને મંગળવાર તથા ષષ્ઠી રિક્તાતિથિ દ્વાદશી, દ્વિતીયા અને અમાવાસ્યા હળ પ્રવાહમાં વર્જિત છે

### ૩૩ હળચક્ર

त्रिक त्रिकं त्रिकं पच त्रिकं पच त्रिकंत्रिकम् ।
सूर्यभाद्दिनभ यावत्हानिवृद्धी हले क्रमात् ।।

સૂર્ય નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણીને પ્રથમ ત્રણ નક્ષત્રમાં હાનિ, બીજા ત્રણ નક્ષત્રમા વૃદ્ધિ, ત્રીજા ત્રણ નક્ષત્રમાં હાનિ, ચોથા પાંચ નક્ષત્રમાં વૃદ્ધિ, સાતમાં ત્રણ નક્ષત્રમાં હાનિ તથા આઠમા ત્રણ નક્ષત્રમાં વૃદ્ધિ આ પ્રમાણે હળચક્ર સમજી હળપ્રવાહ કરવો.

હળચક્ર

| ३ हानि | ३ वृद्धि | ३ हानि | ५ वृद्धि | ३ हानि | ५ वृद्धि | ३ हानि | ३ वृद्धि |
|---|---|---|---|---|---|---|---|

### ૩૪ બીજોપ્તિ મુહૂર્ત

हस्ताश्विपुष्योत्तररोहिणीषु चित्रानुराधा मृगरेवतीषु ।
स्वातौ धनिष्ठासु मघासु मूले बीजोप्तिरुत्कृष्ट फलाप्रदिष्टा।।

હસ્ત, અશ્વિની, પુષ્ય, ત્રણે ઉત્તરા, રોહિણી, ચિત્રા, અનુરાધા, મૃગશીર્ષ, રેવતી, સ્વાતી, ધનિષ્ઠા, મઘા અને મૂળ આ નક્ષત્રોમાં બીજોપ્તિ કર્મ કરવાથી ઉત્કૃષ્ટ ફળદાયક થાય છે.

### ૩૫ કણમર્દન (ખળાં કરવાં) મુહૂર્ત

अनुराधा श्रवो मूले रेवत्या च मघात्रिभे ।।
ज्येष्ठाया चैव रोहिण्यां शुभं स्यात्कणमर्दनम् ।।

અનુરાધા, શ્રવણ, મૂળ, રેવતી, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, જ્યેષ્ઠા, અને રોહિણી આ નક્ષત્રોને વિષે અન્નનું દાન મર્દન કરવું (ખળામાં લેવું) શુભ છે.

## ૩૬ ચૂડી પહેરવાનું મુહૂર્ત

नासत्यपौष्णवसुभैः करपंचकेन मार्तण्डभौमगुरुदानमात्रिवारैः ।
मुक्तसुवर्णमणिविद्रुमशंखदन्त स्ताम्ब्र राणिविधृतानि भवति सिद्धी।।

અશ્વિની, રેવતી, ધનિષ્ઠા, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા અને અનુરાધા આ નક્ષત્રોમાં તથા સૂર્ય, મંગળ, ગુરૂ અને શુક્ર આ વારોને વિષે મોતી, સુવર્ણ, મણિ. સિદ્ધિ થાય.

## ૩૭ ચૂડીચક્ર

यावद् भास्करभुक्ति भानिदिवसेधिष्णा निसख्यातथा
वन्हि भूर्तगुणाब्धिसप्तनयन पृथ्वीकरेन्दु क्रमात् ।।
सुर्यारौं कविसौम्यवारा हुरविजाः जीवः शशी केतवः ।
क्रूरेऽसच शुभेशुभं च कथितं चक्रे करे भूषणे ।।

સૂર્ય સ્થિત નક્ષત્રમાં દિન નક્ષત્ર સુધી ગણી ત્રણ, પાંચ, ત્રણ, ચાર, સાત, બે; એક; બે અને એક એ ક્રમથી સૂર્ય, મંગળ, શુક્ર, બુધ, રાહુ, શનિ, બૃહસ્પતિ, ચંદ્ર કેતુ આમાં શુભ ગ્રહમાં દિન નક્ષત્ર હોય તો શુભ તથા પાપ ગ્રહમાં હોય તો અશુભ જાણવું. આ પ્રકારે પંડિતોએ ચૂડીચક્ર કહેલુ છે.

## ૩૮ સૂર્ય સાત ચૂડી ધારણ કરવાનું ચક્ર

| ३ | ५ | ३ | ४ | ७ | २ | १ | २ | १ |
|---|---|---|---|---|---|---|---|---|
| सू | मं | शु | बु | रा | श | गु | . | के. |
| अशुभ | अशुभ | शुभ | शु | अ. | अ, | शु. | शु | अ. |

## ૩૯ બીજો પ્રકાર ચૂડી ચક્ર

सूर्यभादष्टसप्ताङ्क वन्हिन्दुक्रमतो बुधैः ।।
अशुभं च शुभं ज्ञेयं चूडिकाधारणे स्त्रियाम् ।।

સૂર્યના નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણતાં આઠ અશુભ, સાત શુભ, નવ અશુભ, ત્રણ શુભ અને એક અશુભ. આ પ્રમાણે સ્ત્રીઓને ચૂડી ધારણ કરવા માટે ચૂડી ચક્ર જાણવું.

## ૪૦ ચૂડી ધારણ ચક્ર

| ८ | ७ | ६ | ३ | १ |
|---|---|---|---|---|
| अ. | शु. | अ. | शु. | अ. |

## ૪૧ અગ્નિવાસ

सैका तिथिर्वारयुता वृत्ताप्ता शेषे गुणेऽभ्रे भुवि वन्हिवासः ।।
सौख्याय होमे शशियुग्मशेषे प्राणार्थनाशी दिवि भूतले च ।।

શુક્લપક્ષની પ્રતિપદાથી આરંભીને વર્તમાન તિથિની સંખ્યામાં એક જોડીને રવિવારાદિની વારની સંખ્યા જોડવી અને ચારનો ભાગ આપવાથી જો શેષ ત્રણ અથવા પૂર્ણ વધે તો અગ્નિનો વાસ પૃથ્વીમાં જાણવો. તેનું ફળ સુખ પ્રાપ્તિ. એક શેષ વધે તો અગ્નિવાસ સ્વર્ગમાં જાણવો, તેનું ફળ પ્રાણ નાશ અને બે વધે તો અગ્નિનો વાસ પાતાળમાં જાણવો, તેનું ફળ ધનનાશ.

## ૪૨ હોમ આહુતિ વિચાર

सूर्यभात्त्रित्रिभे चान्द्रे सूर्यविच्छुक्रपंगवः ।।
चन्द्रारेज्या गुशिखिनो नेष्टा होम हुतिः खलेः।।

સૂર્ય નક્ષત્રથી ત્રણ ત્રણ નક્ષત્રોના ક્રમથી સૂર્ય, બુધ, શુક્ર,

શનિ, ચંદ્ર, મંગળ, બૃહસ્પતિ, રાહુ અને કેતુના હોય છે. તેમાં શુભ ગ્રહ હોય તો હોમની આહુતિ તથા પાપ ગ્રહ હોય તો હોમની આહુતિ નેષ્ટ જાણવી.

### ૪૩ હોમ આહુતિ ચક્ર

| सू | बु | शु | श. | च | म | गु. | रा | के. |
|---|---|---|---|---|---|---|---|---|
| ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ | ३ |
| अ. | शु. | शु | अ. | शु | अ | शु | अ. | अ. |

विवाहयात्राव्रतगोचरेषु चूडोपनीते ग्रहणे युगाद्यैः ।।
दुर्गाविधाने च सुतप्रसूतौ नैवाग्निचक्र परिचिंतनीयम् ।।

વિવાહ યાત્રા, વ્રતની શાંતિ, ગ્રહોની શાંતિ, મુંડન, ઉપનયન, ગ્રહણ, યુગાદિ, દુર્ગાવિધાન અને સંતાન પ્રસૂતને વિષે અગ્નિચક્રની ચિંતા કરવી નહિ, અર્થાત્ જોવું નહિ.

### ૪૪ રોગથી મુક્ત થયા પછીનું સ્નાન

इन्दोर्वारे भार्गवे च ध्रुवेषु सर्पादित्यस्वातियुक्तेषु मेषु ।।
पित्ये चांत्ये चैवं कुर्यात्कदाचिन्नैव स्नानरोगमुक्तस्य जतो ।।

ચંદ્રવાર, શુક્રવાર આ વારોને વિષે તથા રોહિણી ત્રણે ઉત્તરા, આશ્લેષા, પુનર્વસુ, સ્વાતી, મઘા અને રેવતી આ નક્ષત્રોને વિષે રોગથી મુક્ત થયેલા પુરૂષે કોઈ વખત સ્નાન ન કરવું.

### ૪૫ રોગ ઉત્પન્ન થાય તેનું શુભાશુભ ફળ

उरगरुणरुद्रा कासवेन्द्रत्रिपूर्वा, यमदहनविशाखा भानुभौमकियुकताः।।
तिथिनवमिचतुर्थी द्वादशोषष्टिभूता हृग्हिरविधिरक्षो
रोगिणां मृत्युकालः ।।

આશ્લેષા, શતભિષા, આદ્રા, ધનિષ્ઠા, જ્યેષ્ઠા ત્રણે પૂર્વા, ભરણી, કૃતિકા અને વિશાખા આ નક્ષત્રો રવિ, મંગળ અને શનિ આ વાર તથા નવમી ચતુર્થી દ્વાદશી, ષષ્ઠી અને ચતુર્દશી આ તિથિઓને વિષે જે પુરૂષને રોગની ઉત્પત્તિ થઈ હોય તે પુરૂષનું રક્ષણ સાક્ષાત્ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવજી કરે તો પણ મૃત્યુ થાય છે.

## ૪૬ અશ્વરોહણે અશ્વચક્ર

| स्कन्धे | पृष्ठे | पृच्छे | पादे. | उदरे. | मुखे. |
|---|---|---|---|---|---|
| ५ | १० | २ | ४ | ५ | २ |
| लक्ष्मीप्रा | अर्थसिद्धि | स्त्रीनाश | संग्रामभंग | अश्वनाश | अर्थलाभ |

## ૪૭ હાથી સંબંધીના કાર્યો

हस्तत्रये सौम्य हरित्रये च पौष्णद्वये पुष्य पुनर्वसौ च ।।
मैत्रेपि सर्वाण्यपि कुंजराणां कर्माणि शस्तान्यखिलानि यान्ति ।।

હસ્ત ચિત્રા, સ્વાતી, મૃગશીર્ષ. શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, રેવતી, અશ્વિની, પુષ્ય, પુનર્વસુ અને અનુરાધા નક્ષત્રોમાં હાથી સંબંધી ક્રયવિક્રય આદિ સર્વ કાર્યો શુભ કાર્યો કહ્યાં છે.

## ૪૮ ઘોડા ને હાથી રથ પર બેસાડવાનું મુહૂર્ત

पौष्णाश्विनी वरुणमारुतशीतरश्मि ।।
चित्रादितिश्रवणपाणि सुरेज्यवित्तेः ।।
वारेषु जीवशशिसूर्यसितेन्द्रगाना–
मारोहणे गजतुरङ्गरथेषु शस्तम् ।।

રેવતી, અશ્વિની, શતભિષા, સ્વાતી, મૃગશીર્ષ, ચિત્રા, પુન-

વસુ, શ્રવણ, હસ્ત, પુષ્ય અને ધનિષ્ઠા આ નક્ષત્રોને વિષે તથા ગુરૂ ચદ્ર, સૂર્ય, શુક્ર અને બુધ આ વારોને વિષે હાથી, ઘોડા અને રથમાં પ્રથમ સવારી કરવી શ્રેષ્ઠ છે.

### ૪૯ નવું ગાડું, વહાણુ આદિ ચલાવવાનું મુહૂર્ત

आर्दित क्षिप्रभशाक्रमृदुस्तथा भृगुजवाक्पतिपूर्णज्यातिथौ ।।
शकटनावसुखासनशिल्पिका भ्रमणि काशरहट्टकसिद्धिदम् ।।

પુનર્વસુ, પુષ્પ હસ્ત, અશ્વિની, આભિજિત, જ્યેષ્ઠા, ચિત્રા, અનુરાધા, રેવતી, મૃગશીર્ષ. આ નક્ષત્રોને વિષે શુક્રવાર અને ગુરૂવાર આ વારને વિષે તથા પાંચમ, દશમ, પૂનમ, તૃતીયા, અષ્ટમી અને ત્રયોદશી આ તિથિઓને વિષે નવીન ગાડુ, વહાણ. આસન, પાલખી, હીંડોળા અને રહેંટ ચલાવવાનુ શરૂ કરવુ સિદ્ધિદાયક છે.

### ૫૦ રાજ્યાભિષેકનું મુહૂર્ત

मृगान्त्योत्त राब्रा ह्मचित्राश्विनीषु श्रतौ पुष्यहस्ताऽनुरा धेन्द्र भेषु ।।
रवौ सौम्यगे सौम्यवारे सिताब्जा मरेब्जोदये स्यान्महीपाभिषेकः।।

મૃગશીર્ષ, રેવતી, ત્રણે ઉતરા, રોહિણી, ચિત્રા, અશ્વિની, શ્રવણ, પુષ્ય હસ્ત. અનુરાધા અને જ્યેષ્ઠા આ નક્ષત્રોમાં ઉત્તરાયણના સૂર્યમાં તથા શુભ વાર (ચંદ્ર બુધ, ગુરૂ, શુક્ર)માં શુક્ર ચદ્રમા અને ગુરૂના ઉદયમા નવાં રાજાનો રાજયાભિષેક શુભ છે.

### ૫૧ નૃત્યના આરંભનુ મુહૂર્ત

निस्त्रोत्तरामित्रगुरुश्रविष्टा हस्तेन्द्रवारीश्वरपौष्यभेषु ।।
संगीतनृत्यादिमस्तकर्मं कार्यं विभोमार्कजवासरेषु।।

ત્રણે ઉતરા, અનુરાધા, પુષ્ય, ધનિષ્ઠા, હસ્ત, જયેષ્ઠા, શતભિષા અને રેવતી આ નક્ષત્રોને વિષે મ ગળ અને શનિવાર સિવાયના વારોને વિષે સંગીત તથા નૃત્યાદિ કાર્ય કરવું શ્રેષ્ઠ છે.

## ૫૨. યાત્રાનું મુહૂર્ત

हस्तेन्दुमैत्रश्रवणाश्विव पुष्य पौष्ण श्रविष्टाश्च पुनर्वसुश्च ।।
प्रोक्तानि धिष्ण्यानि नवप्रयाणे त्यक्त्वा त्रिपचादिमसप्त तारा ।।

હસ્ત, મૃગશીર્ષ, અનુરાધા, શ્રવણ, અશ્વિની, પુષ્ય, રેવતી, ધનિષ્ઠા અને પુનર્વસુ આ નવ નક્ષત્રો યાત્રામાં શ્રેષ્ઠ છે પરંતુ ત્રીજી, પાંચમી, પહેલી અને સાતમી આ તારાઓ યાત્રામાં (મુસાફરી) વર્જિત છે.

कृतिका एकविंशत्या भरण्याः सप्तनाडिका ।।
एकादश मघायाश्च त्रिपूर्वाणां या षोडशः ।।
स्वात्यश्लेषा विशाखासु ज्येष्ठायाश्चचतुर्दश ।।
आद्यास्तु घटिकास्त्याज्या शेषासे गमनशुभम् ।।

કૃતિકાની એકવીસ ઘડી, ભરણીની સાત ઘડી, મઘાની અગિયાર ઘડી, ત્રણે પૂર્વાની સોળ ઘડી અને સ્વાતી આશ્લેષા વિશાખા તથા જ્યેષ્ઠા આ નક્ષત્રોની પ્રથમની ચૌદ ઘડી ત્યાગ કરીને શેષ ઘડી યાત્રા (મુસાફરી) ના નિમિત્ત શુભ જાણવી.

## ૫૩ શૂલદોષ નિવારણાર્થે ભક્ષણ

सूर्यवारे घृतं पीत्वा, गच्छेत्सोमे पयस्तथा ।
गुडमङ्गारके चैव, बुधावारे तिलानपि ।।
गुरुवारे दधि ज्ञेयं शुक्रवारे यवानपि ।
माषान् भुक्तवा शनेर्वारे शूले दोषोपशांतये ।।

રવિવારે ઘી, સોમવારે દૂધ, મંગળવારે ગોળ, બુધવારે તલ, ગુરૂવારે દહીં, શુક્રવારે જવ, શનિવારે અડદ એ પ્રમાણે શૂલ દોષની શાંતિને માટે ભક્ષણ કરીને યાત્રા (મુસાફરી) કરવી.

## ૫૪ કાલવાસ

अर्कोत्तरे वायुदिशा च सोमे भौमे प्रतीच्या बुध नैर्ऋते च ।
याम्ये गुरौ वन्हि दिशा च शुक्रे, मन्दे च पूर्वे प्रवदन्ति कालम् ।।

રવિવારે ઉત્તર દિશામાં, ચંદ્રવારે વાયવ્ય કોણમાં, મંગળવારે પશ્ચિમ દિશામાં, બુધવારે નૈઋત્ય કોણમાં, ગુરૂવારે દક્ષિણ દિશામાં, શુક્રવારે અગ્નિકોણમાં અને શનિવારે પૂર્વ દિશામાં કાળનો વાસ જાણવો. એમ પૂર્વાચાર્યો કહે છે તે યાત્રામાં (મુસાફરી) વર્જિત છે.

### ૫૫ ચંદ્રવાસ

मेषे च सिहे धनुषीन्द्रभागे वृषे च कन्या मकरे चयाम्ये ।

तुलौ नृयुग्मे च घटे प्रतीच्या कर्कालिमीनेषु तथोत्तरस्याम् ।।

મેષ, સિંહ અને ધનનો ચંદ્રમાં પૂર્વ દિશામા જાણવો. વૃષભ, કન્યા અને મકરનો ચંદ્રમા દક્ષિણ દિશામાં જાણવો. મિથુન, તુલા અને કુંભનો ચંદ્રમા પશ્ચિમ દિશામાં જાણવો તથા કર્ક વૃશ્ચિક અને મીનનો ચદ્રમા ઉતર દિશામા જાણવો.

सन्मुखे ह्यर्थलाभाय, दक्षिणे सुखसंपदः ।

पृष्ठे च प्राणनाशाय वामे चंद्र धनक्षयः ।।

સન્મુખ ચંદ્રમામાં યાત્રા (મુસાફરી) કરે તો અર્થનો લાભ, જમણા ભાગમાં હોય તો સુખ અને સંપત્તિ મળે. પાછળા ભાગમાં હોય તો પ્રાણનો નાશ તથા ડાબા ભાગે હોય તો ધનનો ક્ષય કરે છે

### ૫૬ સન્મુખ ચંદ્ર વિશેષ ફળ

करणभगणद्दोषं वारसंकान्तिदोषं

कुतिथिकुलिकदोषं

वामयामाध दोपम् कुजशनिरविदोप राहुकेत्यादिदोषं

हरति सकलदोषं चन्द्रमा सन्मुखस्थः

કરણ નક્ષત્ર વાર સંક્રાતિ કુતિથિ કુલિકવાન યામાર્ધ મંગળ શનિ, રવિ, રાહુ, અને કેતુ આદિના દોષોને સન્મુખ રહેલો ચંદ્રમા હરણ કરે છે.

### ૫૭ ગમન વર્જિત

नव वामा न गच्छेयुर्न गन्तव्यं पिता मजः ।।

दिजत्रय न गच्छेद्वै गच्छेन्नो सोडग्द्वयम् ।।

નવ સ્ત્રીઓએ ભેગા થઈ કોઈ પણ સ્થાને જવું નહિ, પિતા

અને પુત્ર બન્ને સાથે જવું નહિ, ત્રણ બ્રાહ્મણીએ સાથે જવું નહિ તથા સગા બને ભાઈઓએ સાથે જવું નહિ.

## ૫૮ કાળવેળાનો વિચાર

पूर्वाह्णं चोत्तरां गच्छेत्प्राच्या मध्याह्नके तथा ॥
दक्षीणे चापराह्णे तु पश्चिमे त्वपरात्रके ॥

દિવસના ત્રણ ભાગ કરવા તેમાં પહેલા ભાગમાં ઉત્તરદિશાની યાત્રા બીજા ભાગમાં પૂર્વ દિશાની યાત્રા, ત્રીજા ભાગમાં દક્ષિણ દિશાની યાત્રા તથા અડધી રાત્રે પશ્ચિમ દિશાની યાત્રા કરવી શ્રેષ્ઠ છે.

चरलग्ने प्रयातव्यं द्विस्वभावे तथा नरैः ॥
लग्न स्थिरे न गन्तव्यं यात्रायां क्षेममीप्सुभिः ॥

ચરલગ્ન મેષ, કર્ક, તુલા અને મકરમાં યાત્રા કરવી તથા દ્વિસ્વભાવ લગ્ન મિથુન, કન્યા, ધન અને મીનમાં યાત્રા કરવી શ્રેષ્ઠ છે. પરતુ સુખની ઇચ્છાથી સ્થિર લગ્ન, વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભમાં યાત્રા કરવી નહિ.

## ૫૯ પ્રસ્થાન વિચાર

त्र्यहं क्षीरं चपंचादि क्षौरं सप्तदिन रतम् ॥
वर्ज्यं यात्रादिनात्पूर्वंभराशस्तनेऽपि च ॥
यज्ञोपवीतकं शस्त्र मधु च स्थापयेत्फलम् ।
विप्रादिकमतः सर्वे स्वर्णं धान्याम्बरादिकम् ॥
राजा दशाह पंचाहमन्यो न प्रस्थितो बसेत् ।
अङ्गप्रस्दानसम्पूर्ण वस्तु प्रस्थानकेऽर्द्धकम् ॥

યાત્રાથી ત્રણ દિવસ પહેલા દૂધ પીવુ નહિ. પાંચ દિવસ પહેલા હજામત કરાવવી નહિ. સાત દિવસ પહેલાં મૈથુન (સ્રી સભોગ) કરવો નહિ. જો અશક્ત હોય તો યાત્રાના દિવસે અવશ્ય ત્યાગ કરવું.

બ્રાહ્મણે યજ્ઞોપવીત, ક્ષત્રિયે શસ્ત્ર, વૈશ્યે મધ તથા શૂદ્રે ફળ આ વસ્તુઓથી પ્રસ્થાન કરવું શ્રેષ્ઠ છે. તથા પ્રસ્થાન નિમિત્ત સુવર્ણ, અન્ન અને વસ્ત્રાદિ વસ્તુઓ સાથે રાખવામાં શુભ છે. રાજાથી દશ દિવસ સુધી પ્રસ્થાન રાખી શકાય છે. અને બીજા માણસોથી પાંચ દિવસ સુધી પ્રસ્થાન કરી, નિવાસ કરી શકાય છે. પરંતુ અંગના પ્રસ્થાનમાં પૂર્ણ ફળ અને વસ્તુના પ્રસ્થાનમાં અર્ધું ફળ જાણવું.

## ૬૦ ગર્ભાધાન

भद्राषष्टीपर्वरिक्ताश्च सध्या भौमार्कार्का–
नाद्यरात्रीश्चनस्त्रः गर्भाधानं त्र्युत्त रन्द्रकं
मैत्रब्राह्मस्वाती विष्णुवस्वंबुपे सत् ।।

ભદ્રા ષષ્ઠી, પર્વદિન, રિક્તાતિથિ, સંધ્યાસમય મંગળ, રવિ, શનિ તથા રજોદર્શન પહેલાની ચાર રાત્રિ વર્જિત કરીને ત્રણે ઉત્તરા, મૃગશીર્ષ, હસ્ત, અનુરાધા, રોહિણી, સ્વાતી, શ્રવણ ધનિષ્ઠા તથા શતભિષા આ નક્ષત્રોને વિષે ગર્ભાધાન શુભ છે.

## ૬૧ પુંસવન સીમંત મુહૂર્ત

आर्द्रात्रयं भाद्रयुग्म मृग. पूषा श्रुतिः कर ।
मूलत्रयं गुरौ सूर्ये भोमे रिक्तां विना तिथिम्: ।।
आद्ये द्वये त्रये मासे घग्ने कन्याझषे स्थिरे ।
चापे पुंसवनं कुर्यात्सीमन्तं चाष्ठमे तथा ।।

આર્દ્રા, પુનર્વસુ, પુષ્પ, પૂર્વા ભાદ્રપાદ, ઉતરા ભાદ્રપદ, મૃગશીર્ષ, રેવતી, શ્રવણ, હસ્ત, મૂળ પૂર્વાષાઢા અને ઉતરાષાઢા આ નક્ષત્રો ગુરૂ સૂર્ય અને મંગળ આ વાર તથા રિક્તા તિથિ વિના અન્ય તિથિઓમાં સીમંતકર્મ શ્રેષ્ઠ છે. ગર્ભથી પહેલા, બીજા અને ત્રીજા માસમાં તથા કન્યા, મીન, વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ આ લગ્નોમાં પુંસવન કર્મ શ્રેષ્ઠ છે. ગર્ભથી આઠમા માસમાં સીમંતકર્મ શ્રેષ્ઠ છે.

## ૬૨ સંસ્કારે સ્ત્રી ચંદ્ર બળનો વિચાર

विवाहे गर्भसस्कारे चन्द्रशुद्धिस्त्रिया अपि ।।
भूषाम्बरादिकार्येषु भर्तुरे वैन्दवं बलम् ।।

વિવાહ કાર્યમાં તથા ગર્ભ સસ્કાર અર્થાત્ પુંસવન સીમતાદિ કાર્યમા સ્ત્રીઓના નામથી અવશ્ય ચંદ્રબળનો વિચાર કરવો. સ્ત્રીઓને આભૂષણ વસ્ત્ર ધારણ આદિ કાર્યમાં સ્વામીના નામથી ચંદ્રબળનો વિચાર કરવો.

## ૬૩ મૂળ નક્ષત્રમાં જન્મેલાનું ફળ

मूलाद्ये जनने तातो द्वितीये जननी तथा ।।
तृतीये तु धन नश्येश्चतुर्थे तु शुभावहः ।।

મૂળ નક્ષત્રના પહેલા ચરણમાં ઉત્પન્ન થયેલુ બાળક પોતાના પિતાનો નાશ કરે છે, બીજા ચરણમાં ઉત્પન્ન થયેલું બાળક પોતાની માતાનો નાશ છે, ત્રીજા ચરણમાં ઉત્પન્ન થયેલુ બાળક ધનનો નાશ કરે છે તથા ચોથા ચરણમા ઉત્ન્ન થયેલું બાળક શુભકારક છે.

## ૬૪ જયેષ્ઠાનક્ષત્રમાં જન્મેલાનુ ફળ

आद्ये पादेऽग्रजं हन्ति ज्येष्ठायां द्वितयेऽनुजम् ।।
तृतीये जननी जातः स्वात्मान तु तुरीयके ।।

જયેષ્ઠા નક્ષત્રના, પ્રથમ ચરણમા ઉત્પન્ન થયેલું બાળક પોતાના મોટા ભાઈનો નાશ કરે છે, બીજા ચરણમાં ઉત્પન્ન થયેલું બાળક પોતાના નાના ભાઈનો નાશ કરે છે. ત્રીજા ચરણમાં ઉત્પન્ન થયેલ બાળક પોતાની માતાનો નાશ કરે છે તથા ચોથા ચરણમાં ઉત્પન્ન થયેલું બાળક પોતાનો જ નાશ કરે છે.

## ૬૫ આશ્લેષા નક્ષત્રમાં જન્મેલાનું ફળ

सार्पांशे प्रथमे राज्यं द्वितीये तु धनक्षयः ।।
तृतीये जननीनाशश्चतुर्थे मरणं पितुः ।।

આશ્લેષા નક્ષત્રના પહેલાં ચરણમાં ઉત્પન્ન થયેલું બાળક રાજ્યની પ્રાપ્તિ કરે છે, બીજા ચરણમાં ઉત્પન્ન થયેલું બાળક ધનનો નાશ કરે છે. ત્રીજા ચરણમાં ઉત્પન્ન થયુલુ બાળક પોતાની માતાનો નાશ કરે છે. તથા ચોથા ચરણમાં ઉત્પન્ન થયેલું બાળક પોતાના પિતાનો નાશ કરે છે.

### ૧૬ પ્રસુતાને સ્નાન કરવાનું મુહુર્ત

हस्ताश्विनोत्त्युत्तस्रोहिणीषु मृगाऽनुराधा–पवनात्यभेषु ।।
स्नायात्प्रसुता गुरुभानु–भौमे त्यक्त्वा मूहूरेर्वासरभष्टषष्ठी ।।
स्नाता प्रसुताप्पसुता बुधेन स्नाता च बध्याभृगुनदनेन ।।
सौरेमृतिः क्षीर–इतिश्च सोमे पुत्रार्थलामौ रविजीवनभौमे ।।

હસ્ત અશ્વિની ત્રણે ઉતરા રોહિણી, મૃગશીર્ષ, અનુરાધા સ્વાતી અને રેવતી આ નક્ષત્રો વિષે, તથા ગુરુ, રવિ અને મંગળ એ વારો વિષે દ્વાદશી, અષ્ટમી અને ષષ્ઠી આ તિથિઓનો ત્યાગ કરીને બીજી તિથિઓને વિષે પ્રસુતા સ્ત્રી સ્નાન કરે–પ્રસૂતા સ્ત્રી બુધવારને દિવસે સ્નાન કરે તો સંતાન રહિત થાય, શુક્રવારને દિવસે સ્નાન કરે તો વાઝણી થાય, શનિવાર ના દિવસે સ્નાન કરે તો મૃત્યુ થાય, સોમવારનો દિવસે સ્નાન કરે છે તો સ્તનના દૂધનો નાશ થાય તથા રવિવાર, ગુરૂવાર અને મંગળવારના દિવસે સ્નાન કરે તો પુત્ર અને ધનનો લાભ થાય.

### ૧૭ બાળકનું નામકરણ મુહુર્ત

चित्राऽनुराधा मृगरेवतीषु धात्राश्विनो, त्युत्तरहस्तपुष्ये ।।
पुनर्वसौ च श्रवण–त्रिकेषु बुधार्कचन्द्रेज्यसितेषु नाम ।।
शर्मान्तं ब्राह्मणस्य स्याद्वर्मान्त क्षत्रियस्य च ।।
वैस्यस्य धनसयुक्त शुद्रस्य प्रेष्य सयुतम् ।।

ચિત્રા, અનુરાધા, મૃગશીર્ષ, રેવતી રોહિણી અશ્વિની. ત્રણે ઉત્તરા, હસ્ત, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષા આ નક્ષત્રોને વિષે તથા બુધ, સૂર્ય ચંદ્ર, ગુરૂ અને શુક્ર આ વારોને વિષે નામકર્મ

શુભ છે. બ્રાહ્મણના બાળકનું નામ શર્માન્ત રાખવું, જેમ કે વૃંદાવન શર્મા, ક્ષત્રિયના બાળકનું નામ વર્માન્ત રાખવું જેમ કે યક્ષદત્તવર્મા, વૈશ્યના બાળકનું નામ ધન-સંયુક્ત અથવા ગુપ્તાંત રાખવું, જેમ કે-ધનપતિ ચંદ્રગુપ્ત અને શુદ્રના બાળકનુ નામદાસાન્ત રાખવું જેમ કે રામદાસ, દેવીદાસ ઈત્યાદિ અવકહંડચક્રમાં જે નક્ષત્રના જે ચરણમાં જે અક્ષર જન્મ સમયે હોય એજ અક્ષર ઉપર નામ પાડવુ.

## ૬૮ બાળકને પારણે ઝુલાવવાનું મુહૂર્ત

दोलारोहेऽर्कं मात्पचशरपंक्षेषुसप्तमैः ।।
नैरुज्यं मरण कार्श्यव्याधिः सौकयं क्रमाच्छिशोः।।

સૂર્ય નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણી પ્રથમના પાંચ નક્ષત્રમાં બાળકને પારણમાં ઝુલાવે તો આરોગ્ય રહે, બીજા પાંચ નક્ષત્રમાં મરણ થાય, ત્રીજા પાંચ નક્ષત્રમાં દુર્બળ થાય, ચોથા પાંચ નક્ષત્રમાં વ્યાધિ થાય અને પાંચમા સાત નક્ષત્રમાં સુખ થાય.

## ૬૯ બાળકને કાન વીંધવાનું મુહુર્ત

रेवतीद्वितये पुष्येपुनवस्त्वनुराधयोः ।।
श्रवण द्वितिये चित्रा मृगेहस्ते शुभे तिथौ ।।
शुभे वारे हि जन्माहाद् द्वादशे षोडशे दिने ।।
कर्णवेधोऽथवा मास षष्टे सप्त ष्टमेति वा ।।

રેવતી, અશ્વિની, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા શ્રવણ, ધનિષ્ઠા, ચિત્રા, મૃગશીર્ષ અને હસ્ત આ નક્ષત્રોને વિષે, શુભ તિથિઓને વિષે અને શુભ ગૃહના વારને વિષે જન્મ દિવસથી બારમા અથવા સોળમા દિવસે અથવા છઠ્ઠા, સાતમા, આઠમા મહિનાને વિષે કર્ણ વેધ શુભ છે.

न जन्ममासे न चैत्र पौषे न जन्मतारासु हरौ प्रसुप्ते ।।
तिथावरिक्ते न च विष्टि दुष्टे कर्णस्य वेधो न समान वर्षे ।।

જન્મમાસ, ચૈત્રમાસ, પૌષમાસ, જન્મ તારા, હરિશયન (આષઢ શુકલ ૧૧ થી કાર્તિક શુકલ ૧૧ સુધી) રિકતા ૪-૯-૧૪ તિથિ. વિષ્ટિ અને સમવર્ષ આ સર્વ કર્ણવેધમાં અશુભ છે.

### ૭૦ મુંડન કરાવાનું મુહુર્ત

श्रवणात्त्रितये हस्तत्रितये रेवतीद्वये ।।
ज्योष्ठया मृगशीर्षे च पुनर्वसुद्वये तथा ।।
सौम्यायने शुभेमारे चूडाकर्म स्मृतं बुधेः ।।

શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા હસ્ત, ચિત્રા, સ્વાતી, રેવતી, અશ્વિની, જયેષ્ઠા, મૃગશીર્ષ, પુનર્વસુ અને પુષ્ય આ નક્ષત્રોને વિષે ઉત્તરાયણના સૂર્યમાં શુભ ગ્રહના વારના દિવસે પડિતોએ મુંડન કર્મ કહેલું છે.

न जन्ममासे न च जन्मय तिथौ विधौ विरूद्धे शुभतारकासु ।।
युग्माब्दमासे न च कृष्णपक्षे चूडा न कर्या खलु चैत्रापौषे ।।

જન્મ માસ, જન્મનક્ષત્ર, જન્મતિથિ, નેષ્ટ ચંદ્રમા, અશુભ તારા, સમવર્ષ, સમમાસ, કૃષ્ણ પક્ષ, તથા ચૈત્ર અને પૌષ માસ મુંડન કર્મમાં વર્જિત છે.

### ૭૧ જન્મ વખતે ઉપસૂતિકાઓ જાણવાની રીત

મીન અને મેષ લગ્ન હોય તો બે સ્ત્રીઓ વૃષભ અને કુંભ લગ્ન હોય તો ચાર સ્ત્રી, મકર, મિથુન, ધન અને કર્ક લગ્ન હોય તો પાંચસ્ત્રીઓ, સિંહ કન્યા, તુલા અને વૃશ્ચિક લગ્ન હોય તો ત્રણ સ્ત્રીઓ સુવાવડી પાસે હતી એમ જાણવું.

જેટલા પાપગ્રહ હોય તેટલી વિધવાઓ, જેટલા ક્રુર ગ્રહ હોય તેટલી કુવારીઓ અને જેટલા શુભ ગ્રહ હોય તેટલી સૌભાગ્ય વંતી સ્ત્રીઓ કહેવી.

७२ જન્મ વખતે દીવો, બત્તી, તેલ વિગેરે જોવાની રીત,

જન્મ કુંડળીમાં જ્યાં સૂર્ય હોય તે દિશામાં દીવો કહેવો, ચંદ્રની દીશામાં તેલ કહેવું એટલે ચંદ્ર રાશિમાં પ્રવેશ થતાં જન્મ હોય તો દીવો તેલથી સંપૂર્ણ ભરેલો, ચંદ્ર રાશિના મધ્યમાં હોય દીવામાં અરધું તેલ જાણવું અને ચંદ્ર રાશિના ઉતરતા ભાગમાં જન્મ હોય તો તેલ થઇ રહેલું ઓછું હતું તેમ જાણવું.

બાર ભાવ

तनुर्धनं सोदरमित्रपुत्रप्रियामृत्यु शुभाः क्रमेण ।।
कर्मायसज्ञौ व्ययनामधेयो लग्नादिभावा विबुधैरिहोक्ताः ।।

૧ તનુ, ૨ ધન, ૩ ભાતૃ, ૪ મિત્ર, ૫ પુત્ર, ૬ શત્રુ, ૭ સ્ત્રી, ૮ મૃત્યુ; ૯ ધર્મ, ૧૦ કર્મ, ૧૧ લાભ, ૧૨ વ્યય, આ બાર ભાવ લગ્નથી બારમા સ્થાન સુધી પંડિતોએ કહ્યાં છે.

यो यो भावः स्यामि दृष्टियुतो वा
सौम्यैर्वा स्यात्तस्य तस्यामि वृद्धि ।।
पापैरेवं तस्य भावस्यहानिर्निर्दिष्टव्या पृच्छता जन्मतो वा ।।

જે જે ભાવ પોતાના સ્વામીથી યુક્ત દ્રષ્ટ હોય તથા શુભ ગ્રહોથી યુક્ત અથવા દ્રષ્ટ હોય તો તે ભાવની વૃદ્ધિ જાણવી. અને પાપગ્રહોથી યુક્ત અથવા દ્રષ્ટ હોય તો તે ભાવને હાનિ જાણવી. પ્રશ્ન સમય અથવા લગ્ન સમય આ વિચાર કરવો.

७४ દ્રષ્ટિવિચાર

पादैकदृष्टिर्दशमे तृतीये द्विपाददृष्टिर्नवपंचमे च ।।
त्रिपादृष्टि श्चतुरष्टके वा स पूर्णदृष्टिः किल सप्तमे च ।।
तृतीये दशमे मन्दो नवमे पंचमे गुरुः ।।
विशतीवीक्ष्यते विश्वाश्चतुर्ये चाष्टमेकुजः ।।

સૂર્ય, ચંદ્ર, બુધ અને શુક્ર, દશમા અને ત્રીજા સ્થાનને એક

ચરણુથી, નવમા અને પાંચમા સ્થાનને બે ચરણુથી, ચોથા અને આઠમા સ્થાનને ત્રણુ ચરણુથી તથા સાતમા સ્થાનને ચાર ચરણુથી અર્થાત્ સંપૂર્ણ દ્રષ્ટિથી જુએ છે. ત્રીજા અને દશમા સ્થાનને શનિશ્વર, નવમા અને પાંચમા સ્થાને બૃહસ્પતિ તથા ચોથા અને આઠમા સ્થાનને મગળ વીસવિશ્વા અર્થાત્ સંપૂર્ણ દ્રષ્ટિથી જુએ છે.

## ૭૫ ઉચ્ચ નીચ્ચ ગ્રહ

अज वृषम मृगाङ्गना कुलिरा
झष वणिजौं च दिवाकरादि तुङ्गा ॥

दश शिखिमनुयुक्तिथीन्द्रियांशो
स्त्रिनवकर्विशतिमिश्चतेऽस्तनीचाः ॥

મેષ, વૃષભ, મકર, કન્યા, કર્ક, મીન અને તુલા આ રાશિઓના ક્રમથી દશ, ત્રણુ, અઠ્ઠાવીસ, પંદર પાંચ, સત્તાવીસ અને વીસ અંશોઓં કરી સૂર્યાદિ ગ્રહોનાં ઉચ્ચસ્થાન જાણુવાં અને ઉપર રહેલી રાશિઓથી સાતમી રાશિઓના ક્રમથી ઉપર કહેલા અંશોએ કરી સૂર્યાદિ ગ્રહોનાં નીચ સ્થાન જાણુવા, તે નીચેના ચક્રમાં સમજી લેવાં.

| ग्रह | सू | चं | म | बु | गु | शु | श |
|---|---|---|---|---|---|---|---|
| उच्च | १ | २ | १० | ६ | ४ | १२ | ७ |
| | १० | ३ | २८ | १६ | ६ | २७ | २० |
| नीच | ७ | ८ | ४ | १२ | १० | ६ | १ |
| | १० | ३ | २८ | १५ | ५ | २७ | २० |

## ૭૬ જન્મ કુંડળી ઉપરથી જન્મ માસ જાણવાની રીત

वैशाखे स्यात्थ ते मेषो या वदभानूश्च गायते ॥
तावन्मासा भवे जन्म गर्गस्यवचनंयथा ॥

વૈશાખ માસમાં મેષ રાશિનો સૂર્ય હોય છે તો જન્મ કુંડળીમાં જે રાશિનો સૂર્ય હોય તે રાશિ ઉપરથી માસ કાઢવો.

## ૭૭ અંગ સ્ફૂરણ

अंगस्य दक्षिणे भागे प्रशस्त स्फुरणं भवेत् ॥
अप्रशस्त तथा वामे पृष्ठस्य हृदयस्य च ॥

પુરૂષનો દક્ષિણ ભાગ ફરકે તો શુભ તથા ડાબો ભાગ, પીઠ અને હૃદય ફરકે તો શુભ જાણવું તેમજ સ્ત્રીઓનું આનાથી વિપરીત ફળ જાણવું.

## ૭૮ પલ્લી (ગરોળી) પડે તેનું ફળ

यदि पतति च पल्ली दक्षिणाङ्गे नराणा सुजनजनविरोधो
लाभ कृद्वम भागे ।
उदरशिरसिकण्ठे पृष्ठभागे च मृत्यु नरपदहृदिगृहृये
सर्वसौख्यं करोति ॥

જો પુરૂષોના જમણા અંગ ઉપર ગરોળી પડે તો નેષ્ટ પુરૂષો સાથે વિરોધ કરાવે. ડાબા અંગ ઉપર પડે તો લાભ કરાવે, પેટ માથુ અથવા કંઠ ઉપર પડે તો મૃત્યુ કરાવે. તથા હાથ, પગ, છાતી અથવા ગુદા ઉપર પડે તો સર્વ પ્રકારથી સુખી કરે છે.

## ૭૯ છીંક થાય તેનું ફળ

अग्रे कलहकृत छिक्का चात्मछिक्का महद्भयम् ।
उर्ध्वं चैव शुभं ज्ञेय मध्ये चैव महद्भयत् ॥
आसने शयने चैव दाने चैव तु भोजने ।
वामाङ्गे पृष्ठतश्चेव षट् छिक्का हि शुभावहाः ॥

આગળ સન્મુખ થયેલી છીંક કલેશ કરનારી જાણવી, પોતાની છીંક મહાભય કરનારી જાણવી, ઉંચે થયેલી છીંક શુભકારક જાણવી તથા મધ્ય ભાગમાં થયેલી છીંક મહાભય કરનારી જાણવી. બેસતી વખતે, સુતી વખતે, દાન આપતી વખતે, ભોજન કરવા બેસતી વખતે ડાબી બાજુએ તથા પાછળના ભાગમાં આ પ્રમાણેની છ છીંકો શુભકારક જાણવી.

## ૮૦ સંતાન પ્રશ્ન વિચાર

સંતાન થશે કે નહિ તે વિષે પૂછવા આવે તે દિવસની તિથિની સંખ્યાને ચાર ગણી કરવી પછી વાર અને યોગના અંક તેમાં ઉમેરવા અને સરવાળો કરી બેથી ભાગવા અને જે બચે તેને ત્રણે ગુણવા તેમાંથી ચાર બાદ કરવા બાકી ૧ બચે તો વિલંબથી સંતાન થશે ૨ રહે તો નહિ થાય ૩–૪ બચે તો તરત થશે એમ જાણવું.

## ૮૧ સોનાના પાયાનું ફળ

कुटुंबरोधं बहुरोगयुक्तं कलशोदय चैव करोति नित्यम् ।।
द्रव्यार्थनाशं बहुलं करोति सुवर्णपादे स्वजने विरोधम् ।।

સોનાને પાયે પનોતી બેઠી હોય તો તે કુટુંબમાં વિરોધ નાના પ્રકારના રોગોથી યુક્ત તથા હંમેશા કલેશનો ઉદય કરે છે તેમ જ ઘણા પ્રકારથી દ્રવ્યો નાશ અને સબંધી વર્ગમાં વિરોધ કરાવે છે.

## ૮૨ રૂપાના પાયાનું ફળ

यापारमुग्र धनधान्य संपत् महत्प्रतापो खलु राज्यमानम् ।।
तद्वषमध्ये सुख संपदाप्ति स्यान्मंगलानिः यदि रौप्यदि ।।

રૂપાને પાયે પનોતી બેઠી હોય તો વેપારને વિષે ઘણો લાભ, ધન ધાન્યથી સંપત્તિ, મોટો પ્રતાપ, રાજ્યદ્વાર તરફથી માન તથા તે વર્ષને વિષે સુખ અને સંપત્તિની પ્રાપ્તિ અને મંગળ કાર્યની પ્રાપ્તિ કરે છે.

## ૮૩ તાંબાના પાયાનું ફળ

अनंतलक्ष्मीं प्रकरोति लाभं कलत्रपुत्रै. सुखसंप्रदाप्तिम् ।।
लाभोदय चैव करोति सौख्यं शरीरसौख्यं खलु ताम्रपादे ।।

તાંબાને પાયે પનોતી બેઠી હોય તો તે ઘણા પ્રકારની લક્ષ્મીનો લાભ કરે છે. સ્ત્રી અને પુત્ર તરફથી સુખી અને સંપત્તિની પ્રાપ્તિ, લાભનો ઉદય, સુખ અને શરીર સબંધી નિશ્ચય સુખ કરે છે.

## ૮૪ લોઢાના પાયાનું ફળ

शरीरपोडां रुधिरप्रकोप कलत्रपुत्रो पशु पीडनं च ।।
व्यापारनाशं नृपतेर्भयं च लोहस्यपादे निधनं वधति ।।

લોઢાને પાયે પનોતી બેઠી હોય તો તે શરીરને વિષે પીડા, રુધિરનો પ્રકોપ, સ્ત્રી, પુત્ર અને પશુને પીડા, વ્યાપારનો નાશ; રાજાથી ભય તથા મૃત્યુ કરે છે.



# વિભાગ ૬

# જ્યોતિષ પ્રવેશ

## સંયોજક : મુનિ શ્રી જયંતવિજયજી 'મધુકર"માંથી

### ૧ પાનું ૪૦ : પ્રતિમા પ્રવેશ

કેટલાક ગ્રંથોમાં રવિવાર અને શનિવાર પ્રતિષ્ટામાં ગ્રાહ્ય છે. પણ મંગળ વારે પ્રતિષ્ઠા કરવાનો ઉલ્લેખ કોઈ ગ્રન્થમાં નથી, એટલે મંગળવારનો ત્યાગ કરવાનો છે.

### ૨ પાનું ૪૨ : નૂતન ગૃહ પ્રવેશ મુહુર્તમાં

રવિવાર અને મંગળવારનો ત્યાગ અવશ્ય કરવો તેમ મુહુર્તના ગ્રંથોમાં બતાવેલ છે.

### ૩ પાનું ૪૨ : વિવાહના નક્ષત્રો નીચે મુજબ લીધેલ છે.

મઘા, મૃગસરા, હસ્ત, સ્વાતિ, મૂળ, અનુરાધા, રેવતી, રોહિણી અને ત્રણે ઉત્તરા.

### ૪ પાના ૨૭ માંથી 'જ્યોતિષ પ્રવેશ' સન્મુખ શુક્ર

રેવતી નક્ષત્રથી મૃગસરા નક્ષત્રનો ચંદ્રમા રહે ત્યાં સુધી શુક્ર અંધ હોય છે. માટે તે શુક્ર સન્મુખ કે જમણો હોય તો પણ લેવો શુભ છે.

આજ ગ્રંથના પાના ૨૨માં ઉમેરો કે

સંક્રાન્તિ વીતી દિન પાંચમે,<br>
સપ્તમે, નવમે જોય,<br>
દશ, ઇક્કીસ, ચોવીસમે,<br>
ષટ્ દિન પૃથ્વી સોય.

ગુટ ગુમ્મટ કુળ જલ,<br>
તાલ મુહ હલવાહ,

એતાં નિષ્ફળ જાન રે,
સાચ કહે મુનિ રાય.

(હીરકલશ પાનું-૩૨૭)



૫ શુકન વિષે

(૧) ગમન સમય જો શ્વાન
નિજ ફફડાય દે કાન.
મહા અશુભ ફળ કાજ હો
શ્રીધર શાસ્ત્ર પ્રમાણ.

(૨) બાહી ઊંચી પીઠ કી
છીંક હો તે શુભકાર.
નીચી, સન્મુખ, દાહિણી,
આપની છીંક અસાર.

(૩) બાયાં ભલા ન દક્ષિણાં,
રોગી, રીંછ, સુનાર
નિશિમે બોલે ગાદડો,
શ્રીધર અશુભ વિચાર

(૪) ગમન સમય જો સામને
મુર્દા જો મીલ જાય.
મનોકામના સબ સફળ હે,
શ્રીધર શાસ્ત્ર બતાય.

(૫) શ્વાન દાહિને પાવસે
ખણે ખાજ નિજ શિશ.
રાજ્ય લાભ અરૂ ઉદર સુખ,
શ્રીધર નિશ્ચ્યા વીશ.

(૬) મૃગ બાયે વ દક્ષિણે,
આવે જો તત્કાલ,
ધન જન કીર્તિ બહુ મિલે,
ચલને આવે ફાહ.
(૭) ગમન સમય જો દાહિને,
દેખ પડે કહું કાગ,
સંપત્તિ વળી સુખ મિલે,
બાકે બહો તસો સાખ.
(૮) કાળી ચીડિયાં વામ દીશી,
બોલે તો શુભકાર.
સુર, સાંપ અરૂ ગોહ કો
દર્શનં દુઃખ અપાર.
(૯) રાસભ ભેંસા નર ચઢયો,
મીલે લડત મંજાર,
શ્વાન મહિષ માનવ લડે,
શ્રીધર અશુભ વિચાર
(૧૦) ખર ડાબો, વરસીહર જમણો,
પેઠ તો કર ખ્યાલ.
તિતર ડાબો સુખી કરે,
જમણો માથે ન્યાલ.
(૧૧) જમણી બોલે ચીબરી,
ડાબી સુખથી વાસ.
રામબાણુ શુકન ગણો,
કહે છે કાલીદાસ.

✳

## ૬ દ્વાદશ ચંદ્ર વિચાર

(મુહુર્ત વિચારાદિ બાળબોધ જ્યોતિષ સાર
સંગ્રહ પાના નં. ૮૩ શ્લોક નં. ૨૩)

उत्सवे चाभिषेके च जनने व्रत बन्धने ।
पाणिग्रहे प्रयाणे च शशिर्द्वादशग शुभः ॥

અર્થ : માંગલિક ઉત્સવ કાર્ય, રાજ્યાભિષેક, જન્મકાળ, જનોઈ, વિવાહ અને પ્રયાણમાં બારમો ચન્દ્ર શુભ કહેલો છે.

આ અંગે : મુહૂર્ત માર્તંડ વિવાહ

પ્રકરણ છઠ્ઠુ, પાના નં. ૧૬૯, શ્લોક ૩૨ માં જણાવ્યું છે કે–
' માંગલિક, ઉત્સવ, રાજ્યાભિષેક, જન્મકાલ, જનોઈ, વિવાહ અને પ્રયાણમાં ૧૨ મો ચંદ્રમાં શુભ કહેલો છે."

મુહુર્ત પ્રકાશ : પાના ન ૩૦ શ્લોક ૧૭ માં પણ જણાવ્યું છે કે–

'ઉત્સવ, રાજ્યાભિષેક, જન્મકાલ, યજ્ઞોપવિત, વિવાહ અને યાત્રામાં બારમો ચંદ્રમા શુભ છે.

### શ્રી હીરકલશ જૈન જ્યોતિષ ગ્રંથ

પાના નં. ૧૩૦ માં જણાવ્યું છે કે

आधाने, सप्रदाने च विवाहे राज्य विग्रहे ।
शुभे कार्ये च यात्रायां चन्द्रो द्वादशो शुभं

નીચેના કાર્યોમાં ૧૨ મો ચન્દ્ર ઉત્તમ છે.

नखच्छेदेऽभिषके च वपने, व्रतबंधने ।
पाणिग्रहणे प्રयाणे च चन्द्रो द्वादशो शुभं ॥

'જ્યોતિષ પ્રવેશ' પુસ્તક પાનું ૧૨માંથી

'સિદ્ધિયોગ એટલે સારો યોગ જે દિવસે હોય, તે દિવસે દુષ્ટ

યોગ હોય તો સારો યોગ મુખ્ય ગણાય અને તેનાથી દુષ્ટ યોગનો નાશ થાય છે. જેમ કે સૂર્યના ઉગવાથી અંધકારનો નાશ થાય છે તેમ સિદ્ધિયોગના પ્રભાવે કુયોગનો નાશ થઈ શુભ ફળ પ્રાપ્ત થાય છે.'

પાનું ૨૭-૨૮

'ઘાતક ચંદ્રનો વિચાર ન કરવો જોઈએ એવો ઉલ્લેખ કેટલાક પુસ્તકોમાં છે. પરંતુ ઘાતકચંદ્રના સંબંધમા જ્યોતિષ ભરત ગોચર પ્રકરણમાં નીચે મુજબ જણાવ્યું છે.

वघू प्रवेशे, युधि, यान यान गेहं क्रिया विवाहेषु हल प्रवाहे नृपाभिषेके,

भरस्त्र घत्योर निष्टदः स्याउत्कल काल चन्द्र ॥

અર્થ : વધૂ-પ્રવેશ, સંગ્રામ, યાત્રા, વિવાહ, હલપ્રવાહ, રાજ્યાભિષેક અલંકાર ધારણ, શસ્ત્રધારણ એટલી જગ્યાએ ઘાતચંદ્ર શુભ નથી.

પાનું-૪૨

નૂતન ગૃહ પ્રવેશમાં રવિવાર અને મંગળવારનો ત્યાગ અવશ્ય કરવો. એમ મુહુર્તોના ગ્રન્થમાં બતાવેલ છે.

જ્યોતિષ પ્રવેશ પાનું ૨૫

૭ કુંડળીના સ્થાન કારકે શુભ ગ્રહ



## ૮. નક્ષત્રની રોગ ઉપર અસર

કૃત્તિકા નક્ષત્રમાં દારૂણુ જ્વર અને પિત્તાની વ્યાધિ ઉત્પન્ન થાય છે.

જો કૃત્તિકાના પ્રથમ ભાગમાં રોગ ઉત્પન્ન થાય તો દસ દિવસ સુધી પીડા રહે છે.

જો કૃત્તિકાના બીજા ભાગમાં રોગ ઉત્પન્ન થાય તો પણુ દસ દિવસ સુધી પીડા રહે છે.

જો કૃત્તિકાના ત્રીજા ભાગમાં પીડા ઉત્પન્ન થાય તો પાંચ દિવસ સુધી પીડા રહે છે.

(૨)

જો રોહિણી નક્ષત્રના પ્રથમ ભાગમાં રોગ ઉત્પન્ન થાય તો નવ રાત સુધી પીડા રહે છે, બીજા ભાગમાં અઢાર દિવસ અને ત્રીજા ભાગમાં દસ દિવસ સુધી પીડા રહે છે.

(૩)

મૃગસરના પ્રથમ ભાગમાં રોગ ઉત્પન્ન થાય તો પાંચ રાત સુધી પીડા રહે છે, બીજા ભાગમાં બાર દિવસ સુધી, ત્રીજા ભાગમાં એક મહિના સુધી પીડા રહે છે અને પછી મૃત્યુ થાય છે.

(૪)

આદ્રા નક્ષત્રના પ્રથમ ભાગમાં રોગ ઉત્પન્ન થાય તો એક પખવાડીયા સુધી રહે છે. બીજા ભાગમાં રોગ થાય છે તો બાર દિવસ સુધો રહે છે અને ત્રીજા ભાગમાં થાય છે તો માણુસ બચતો નથી.

(૫)

પુનર્વસુ નક્ષગના પ્રથમ અશમાં આવેલો તાવ ત્રણુ પખવાડીયા સુધી રહે છે. બીજા અંશમાં આવેલો વીસ દિવસ રહે છે. ત્રીજા અશમાં આવેલો એકવીસ દિવસ રહે છે.

(૬)

જે માણસને અશ્લેષા નક્ષત્રના પ્રથમ અંશમાં તાવ આવે છે તે તાવ મહા મુશ્કેલીએ ઉતરે છે અને જો બીજા અને ત્રીજા અંશમાં તાવ આવે છે તે માણસ બચી શકતો નથી.

(૭)

જે માણસને મઘા નક્ષત્રના પ્રથમ અંશમાં બિમારી આવે છે તે બિમારી સાત દિવસ સુધી રહે છે, બીજા અંશમાં આવે છે તો દસ દિવસ રહે છે. ત્રીજા અંશમાં આવે છે તો બહુ પીડાકારી થાય છે.

(૮)

જે માણસ પૂર્વા ફાલ્ગુની નક્ષત્રના પ્રથમ અંશમાં માંદો પડે છે તે માંદગી પાંચ દિવસ સુધી રહે છે. બીજા અંશમાં બાર દિવસ સુધી રહે છે અને જો ત્રીજા અંશમાં માંદો પડે છે તો એક મહિનાની માંદગી પછી તેનું મૃત્યુ થાય છે.

(૯)

ઉત્તરાના પ્રથમ ભાગમાં જેને પીડા થાય છે તે પીડા ચૌદ દિવસ રહે છે, બીજા ભાગમાં થાય છે તો સાત દિવસ સુધી અને ત્રીજા ભાગમાં થાય છે તો નવ દિવસ સુધી રહે છે.

(૧૦)

હસ્ત નક્ષત્રના પ્રથમ ભાગમાં જે માણસ માંદો પડે છે તેની તે માંદગી સાત દિવસ સુધી રહે છે, બીજા ભાગમાં ચાર દિવસ સુધી અને ત્રીજા ભાગમાં પાંચ દિવસ સુધી રહે છે.

(૧૧)

ચિત્રા નક્ષત્રના પ્રથમ ભાગમાં જે બિમાર પડે છે તે બચતો નથી. બીજા ભાગમાં બિમાર પડે છે તે ગંભીર માંદગી ભોગવીને સાજો થાય છે અને ત્રીજા ભાગમાં માંદગી તેર દિવસ સુધી રહે છે.

(૧૨)

સ્વાતી નક્ષત્રના પ્રથમ ભાગમાં રોગ ઉત્પન્ન થાય છે તો તેની પીડા ૧૩ દિવસ સુધી રહે છે, બીજા ભાગમાં પીડા ૨૧

દિવસ સુધી રહે છે ત્રીજા ભાગમાં રોગ થાય છે તો માણસ મૃત્યુ પામે છે.

૧૩

વિશાખા નક્ષત્રના પ્રથમ ભાગમાં રોગ થાય છે તો ૪૮ દિવસ સુધી રહે છે. બીજા ભાગમાં થાય છે તો પીડા ૧૨ દિવસ સુધી રહે છે. ત્રીજા ભાગમાં થાય છે તો પીડા ૧૨ દિવસ સુધી રહે છે.

૧૪

અનુરાધા નક્ષત્રના પ્રથમ ભાગમાં રોગ ઉત્પન્ન થાય છે તો તેની પીડા સાત દિવસ સુધી રહે છે. બીજા ભાગમાં થાય છે તો પંદર દિવસ અને ત્રીજા ભાગમાં થાય તો ચોસઠ દિવસ સુધી પીડા રહે છે.

૧૫

જયેષ્ઠાના પ્રથમ ભાગમાં પીડા થાય છે તો ૪૫ દિવસ રહે છે અને બીજા-ત્રીજા ભાગમાં થાય છે તો ૧૬ દિવસ સુધી રહે છે.

૧૬

મૂળ નક્ષત્રના પ્રથમ ભાગમાં માંદગી આવે છે તો તે ત્રણ મહિના સુધી રહે છે. બીજા ભાગમાં આવે છે તો ૧૬ દિવસ સુધી રહે છે. ત્રીજા ભાગમાં આવે છે તો પંદર દિવસ સુધી રહે છે.

૧૭

પૂર્વાષાઢા નક્ષત્રના પ્રથમ ભાગમાં માંદગી આવે છે, તો તે પંદર દિવસ સુધી રહે છે, બીજા ભાગમાં આવે તો પણ પંદર દિવસ સુધી રહે છે, ત્રીજા ભાગમાં આવે તો રોગી બચતો નથી.

૧૮

ઉત્તરાષાઢા નક્ષત્રના પ્રથમ અને બીજા ભાગમાં રોગ ઉત્પન્ન થાય તો બાર દિવસ તેની પીડા રહે અને ત્રીજા ભાગમાં થાય તો પીડા ૨૦ દિવસ સુધી રહે.

૧૯

શ્રવણ નક્ષત્રના પ્રથમ ભાગમાં રોગ થાય તો સાત દિવસ રહે, બીજા ભાગમાં થાય તો વીસ દિવસ અને ત્રીજા ભાગમાં થાય તો ૧૬ દિવસ રહે.

૨૦

ધનિષ્ટા નક્ષત્રના પ્રથમ ભાગમાં માંદગી આવે તો ૨૦ દિવસ સુધી રહે, બીજા ભાગમા આવે તો ૬૦ દિવસ સુધી રહે. ત્રીજા ભાગમાં આવે તો પીડા એક માસ સુધી રહે.

૨૧

પૂર્વા ભાદ્રપદના પ્રથમ ભાગમાં રોગ ઉત્પન્ન થાય તો તેની પીડા ૪૫ દિવસ સુધી રહે. બીજા ભાગમાં થાય તો પીડા છ મહિના સુધી રહે. ત્રીજા ભાગમાં થાય તો પીડા ૧૬ દિવસ રહે.

૨૨

ઉત્તરા ભાદ્રપદના પ્રથમ ભાગમાં માંદગી અવે તો તેની પીડા ૧૫ દિવસ સુધી રહે. બીજા ભાગમાં આવે તો પીડા એક મહિના સુધી રહે. ત્રીજા ભાગમાં આવે તો પીડા ૨૮ દિવસ સુધી રહે.

૨૩

રેવતી નક્ષત્રના પ્રથમ ભાગમાં માંદગી આવે તો તેની પીડા ૮ દિવસ રહે, બીજા ભાગમાં આવે તો પીડા ૧૬ દિવસ સુધી રહે, ત્રીજા ભાગમાં આવે તો પીડા ૩૦ દિવસ સુધી રહે.

૨૪

અશ્વિની નક્ષત્રના પ્રથમ ભાગમાં રોગ ઉત્પન્ન થાય તો એક દિવસ રહે. બીજા ભાગમા થાય તો પાંચ દિવસ રહે, ત્રીજા ભાગમાં થાય તો ૭ દિવસ રહે.

૨૫

ભરણી નક્ષત્રના પ્રથમ ભાગમાં રોગ ઉત્પન્ન થાય તો ૭

દિવસ રહે બીજા ભાગમાં થાય તો માણસ ન બચે, ત્રીજા ભાગમા થાય તો ત્રણ માસ સુધી રહે.

૨૬

શતભિષા નક્ષત્રમાં માંદગી આવે તો ૨૦ દિવસ પછી સ્વાસ્થ્ય પુનઃપ્રાપ્ત થાય છે.



## વિંશોતરી મહાદશા વિચાર ને કોઠો

૧. પારાશર પદ્ધતિમાં વિંશોતરી મહાદશા ગ્રહણ કરવી.

૨ રાજયયોગ કરનાર બને ગ્રહોની મહાદશામાં રાજયયોગનું ફળ મળે છે.

૩ પાપગ્રહ પણ યોગ કરનાર હોય તો પોતાની અંતરદશામાં શુભ ફળ આપશે .

૪ મારકની મહાદશામાં તેના સાથે શુભ ગ્રહનો સંબંધ હોય તો તે મહાદશામા કે અતરદશામાં અશુભ ફળ નહિ આપે. પણ સંબંધ ન હોય તો પાપગ્રહ અશુભ ફળ આપશે.

૫ રાજયયોગ કારક ગ્રહની મહાદશામાં તેની સાથે સંબંધ કરનાર શુભગ્રહની મહાદશામાં રાજયયોગનું ફળ મળે છે.

૬. નવમેશ, પંચમેશ, દશમેશ, ચતુર્થેશ અને તેમની સાથે રહેલા ગ્રહોની દશા શુભ ફળદાયક છે. એવા ભાવનો સ્વામી દશમા ભાવથી યુક્ત હોય પછી તે શુભ કે અશુભ સ્થાનમાં હોય તો પણ તે દશા શુભ ફળ આપનારી છે.

(વિંશોતરી મહાદશા કોઠો જુઓ પેજ નં. ૫૦૮)



## ગામ તથા પ્રભુને બેસાડનારને માટે અનુકુળ

| | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા |
|---|---|---|---|---|---|---|
| એકારાશિ | ૧-૧૬ ૧૯-૨૧ | ૨-૧૭ | ૩-૪ | ૧૫ | ૫ | ૬ ૨૨-૨૪ |
| ૨-૧૧ | ૧૩-૧૪ ૧૮ | ૩-૪ | ૨-૧૭ | ૫ | ૧૫ | ૭-૨૩ |
| ૩-૧૧ | ૩-૪ ૧૨ | ૧૩-૧૪ ૧૫-૧૮ | ૫-૬ ૧૯-૨૧ | ૨-૬-૭ ૨૨-૨૪ | ૩-૪-૭ ૨૩ | ૮-૧૫ |
| ૪-૧૦ | ૧૧-૧૫ ૨૦ | ૫-૧૨ | ૬-૧૬-૧૪ ૧૮ ૧૨-૨૪ | ૭-૧૬-૧૯ ૨૧-૨૩ | ૨-૮ ૧૭ | ૧-૩-૪ ૯-૧૦ |
| ૯-૫ | ૧-૫ ૯-૦ | ૬.૧૧.૨૦ ૨૨-૨૪ | ૭-૨૩ | ૮ | ૧-૯-૧૦ ૧૬ ૧૯ ૨૧ | ૨-૧૭ |
| ૯-૫ | ૦ | ૦ | ૧૨ | ૧૩-૧૪ ૧૮ | ૦ | ૧૧-૨૦ |
| ૬.૮ પ્રીત અષ્ટક | ૮ | ૭-૨૩ | ૧૧-૨૦ | ૧-૯ ૧૦ | ૧૩-૧૪ ૧૮ | ૧૨ |
| ૬-૮ મૃત્યુ | ૬-૨૨ ૨૪ | ૧-૯ ૧૦ | ૮ | ૧૨ | ૧૧-૨૦ | ૧૬-૧૯ ૨૧ |
| ૭-૭ | ૭-૨૩ | ૮ | ૧-૯-૧૦ | ૧૧-૨૦ | ૧૨ | ૧૩-૧૪ ૧૮ |
| ૨-૧૨ | ૨-૧૭ | ૧૬-૧૯ ૨૧ | ૧૫ | ૩-૪ | ૬-૨૨ ૨૪ | ૫ |
| લગ્ન ઘડી | ૩-૫૮ | ૪-૨૭ | ૫-૧૦ | ૫-૩૬ | ૫-૩૧ | ૫-૧૮ |
| લગ્ન ઘંટા | ૧-૩૬ | ૧-૪૮ | ૨-૨૪ | ૨-૧૪ | ૨-૧૨ | ૨-૭ |

-પ્રતિકુળ ભગવાનની રાશિ સાથે મિલાપ

| તુલા | વૃશ્ચિક | ધન | કુંભ | મીન | ફળ |
|---|---|---|---|---|---|
| ૭-૨૩ | ૮ | ૧-૯-૧૦ | ૧૨ | ૧૩-૧૪ ૧૮ | શુભ |
| ૬-૨૨-૨૪ | ૧-૯ ૧૦ | ૮ | ૧૧-૨૦ | ૧૬-૧૯ ૨૧ | મધ્યમ |
| ૯-૧૦ ૧૫ | ૬-૧૧-૨૦ ૨૨-૨૪ | ૭-૧૨ ૨૩ | ૧-૯-૧૦ ૧૬-૧૯-૨૧ | ૨-૧૧ ૧૭-૨૦ | શુભ |
| ૧૦-૧૫ ૨૦ | ૫-૧૨ | ૬-૧૪-૧૩ ૧૮-૨૨-૨૪ | ૨-૮ ૧૭ | ૧-૩-૪ ૯-૧૦ | અતિ શુભ |
| ૩-૪-૧૨ | ૧૫ | ૫-૧૬ ૧૯-૨૧ | ૭-૨૩ | ૮ | મધ્યમ |
| ૦ | ૧૩-૧૪ ૧૮ | ૦ | ૩-૪ | ૧૫ | અશુભ |
| ૨-૧૭ | ૧૬-૧૯ ૨૫ | ૧૫ | ૬-૨૨ ૨૪ | ૫ | મધ્યમ |
| ૧૩-૧૪ ૧૮ | ૩-૪ | ૨-૧૭ | ૧૫ | ૭-૨૩ | અશુભ |
| ૧૬-૧૯-૨૧ | ૨-૧૭ | ૩-૪ | ૫ | ૬-૨૨ ૨૪ | શુભ |
| ૮ | ૭-૨૩ | ૧૧-૨૦ | ૧૩-૧૪ ૧૮ | ૧૨ | અશુભ |
| ૫-૧૮ | ૫-૩૧ | ૫-૩૬ | ૪-૨૭ | ૩-૫૮ | ઘડીપળ |
| ૨-૭ | ૨-૧૨ | ૨-૧૪ | ૧-૪૮ | ૧-૩૬ | ઘંટા મિનિટ |

(અનુસંધાન પેજ નં. ૫૦૫ નું ચાલુ)

## વિંશોત્તરી મહાદશાનો કોઠો

| શેપાક | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ | સૂ | ચં | મ | રાહુ | ગુરૂ | શનિ | બુધ | કેતુ | શુક્ર |
| કયા કયા દિન | કૃ | રો | મૃગ | આદ્રા | પુન | પુષ્ય | આશ્લેષ | મઘા | પૂ ફા |
| નક્ષત્રો ઉપરથી | ઉ ફા | હસ્ત | ચિત્રા | સ્વાતિ | વિશા | અનુ | જ્યે. | મૂળ | પુ. પા. |
| મહાદશાએસે તે નક્ષત્રો | ઉ પા | શ્રવણ | ધનિ | શત | પુ.ભા | ઉ.ભા | રેવતી | અશ્વિની | ભરણી |
| વર્ષ | ૬ | ૧૦ | ૭ | ૧૮ | ૧૬ | ૧૯ | ૧૭ | ૭ | ૨૦ |
| એક ઘટીનાદિવસ | ૩૬ | ૬૦ | ૪૨ | ૧૦૮ | ૯૬ | ૧૧૪ | ૧૦૨ | ૪૨ | ૧૨૦ |



# નિત્ય ઉપયોગી ભાવિ ફળાદેશો

સંપાદક : પૂનમચંદ નાગરલાલ દોશી (શશિપૂનમ)
થરાદવાળા–ડીસા (બ. કાં.)

(પૂજ્ય આચાર્યદેવ શ્રી ભુવનશેખરસૂરિ મ. સા. ના હસ્ત લિખિત નોટ પરથી સાભાર ઉતારો તા. ૨૧–૨–૪૭)

## ૧ ગરોળી પડે તેનો ફળાદેશ

કોઇ પુરૂષ ઉપર ગરોળી પડે તો તેનું ફળ નીચે મુજબ લખેલું છે પરન્તુ સ્ત્રી પર પડે તો તેથી ઉલટું ફળ મળે છે. ૧–૪–૧૪–૧૫ તિથિ અને રવિ. શનિ. મંગળ ના રોજનો ગરોળી પડે તો નુકશાન કરનાર છે.

| સ્થાન | ફળ | સ્થાન | ફળ |
|---|---|---|---|
| મસ્તક | રાજ્યપ્રાપ્તિ | કંઠ | શત્રુનાશ |
| કપાલ | માતામિલન | સ્તન | દુર્ભાગ્ય |
| મોઢુ | રાજ્યમાન | પીઠ | બુદ્ધિનાશ |
| ઉપલો હોઠ | ધનક્ષય | જાંઘ | શુભ |
| નીચો હોઠ | ધન વૈભવ | બંને હાથ | વસ્ત્ર લાભ |
| નાક | વ્યાધિ | કંધા–કાંધ | વિજય |
| જમણોકાન | આયુવૃદ્ધિ | નાભિ | ઘણું ધન |
| ડાબો કાન | બહુત લાભ | પેટ | ઘોડો વાહન |
| આખ | બંધન | જમણી કલાઈ | મનસંતાપ |
| જમણી ભૂજા | રાજ્ય સન્માન | ડાબી કલાઈ | કીર્તિવધે |
| ડાબી ભૂજા | રાજ્ય ક્રોધ | નખ | ધાન્ય લાભ |
| કેશ અને એડી | મરણ | મુખ | મિષ્ટ ભોજન |
| જમણો પગ | મુસાફરી | પગનો અગ્ર | સ્રી નાશ |
| ડાબો પગ | બાંધવનાશ | અથવા મધ્ય ભાગ | |

## ૨ ગધેડો બોલે તેનો ફળાદેશ

### ઉત્તર દિશામાં

| | |
|---|---|
| પહેલા પહોરે | ચોરભય |
| બીજા પહોરે | દ્રવ્ય પ્રાપ્તિ |
| ત્રીજા પહોરે | રાજમરણ |
| ચોથા પહોરે | વિજય કથન |

### દક્ષિણ દિશામાં

| | |
|---|---|
| પહેલા પહોરે | અભ્યાગત આવે |
| બીજા પહોરે | સુખ સંતોષ |
| ત્રીજા પહોરે | અત્યંત સુખ |
| ચોથા પહોરે | મરણ સૂણાવે |

### પૂર્વ દિશામાં

| | |
|---|---|
| પહેલા પહોરે | ધન પ્રાપ્તિ |
| બીજા પહોરે | સ્ત્રી સમાગમ |
| ત્રીજા પહોરે | અગ્નિ ભય |
| ચોથા પહોરે | કાર્ય નાશ |

### પશ્ચિમ દિશામાં

| | |
|---|---|
| પહેલા પહોરે | સુખ સંતોષ |
| બીજા પહોરે | પર મરણ |
| ત્રીજા પહોરે | ધન પ્રાપ્તિ |
| ચોથા પહોરે | વિદ્યાલાભ |

### ઈશાન કોણમાં

૧. મૃતક દેખાય
૨. અગ્નિ ભય
૩. રાજ પ્રસાદ
૪. ચોર ભય

### અગ્નિકોણમાં

૧. સ્ત્રી સમાગમ
૨. કલહ દેખાય
૩. સુખ સંતોષ વાર્તા
૪. મિત્ર દર્શન

### નૈઋત્ય કોણમાં

૧. વૃષ્ટિ થાય
૨. અભ્યંતર ભય
૩. અન્યન્ય વાર્તા
૪. વિજય કલ્યાણ

### વાયવ્ય કોણમા

૧. વિદ્યા લાભ
૨. કલહ થાય
૩. સ્ત્રી સમાગમ
૪. સીધાં-ભોજન

## ૩ ભૈરવ દિવસે બોલે તે ફળાદેશ

| ઉત્તર દિશા | | | ઈશાન કોણ |
|---|---|---|---|
| પહેલે પહોરે | પૂણ્ય પ્રાપ્તિ | ૧. | અગ્નિ ભય |
| બીજા | રાણીમરણ | ૨. | નિષ્ફળ વાર્તા |
| ત્રીજા „ | સર્પભય | ૩. | કલહ વાર્તા |
| ચોથા „ | દેશમધ્યે ભય | ૪. | લાભ વાર્તા |

| દક્ષિણ દિશા | | | અગ્નિ કોણ |
|---|---|---|---|
| પહેલે પહોરે | લાભ વારતા | ૧. | સ્ત્રી મરણ |
| બીજા „ | ઘરમાં કલહે | ૨. | સયોગ વાર્તા |
| ત્રીજા „ | પંથ મધ્યે ભય | ૩. | ધન હાનિ |
| ચોથા „ | હાનિ મરણ | ૪. | સતોષ વાર્તા |

| પૂર્વ દિશા | | | નૈરૂત્ય કોણ |
|---|---|---|---|
| પહેલે પહોરે | પંથ મધ્યે ભય | ૧. | અર્થ લાભ |
| બીજા „ | મોટાનું મરણ | ૨. | અગ્નિ ભય |
| ત્રીજા „ | ચોરનો ભય | ૩. | સ્તેન ભય |
| ચોથા „ | વટાવી સૂણાવી | ૪. | રાજદંડ |

| પશ્ચિમ દિશા | | | વાયવ્ય કોણ |
|---|---|---|---|
| પહેલે પહોરે | શાકીની ભય | ૧. | અકસ્માત મરણ |
| બીજા „ | સંતોષ વાર્તા | ૨. | કન્યા જન્મ |
| ત્રીજા „ | વિજય વાત | ૩. | સંયોગ વાર્તા |
| ચોથા „ | શત્રુ મરણ | ૪. | ગ્રંથ મધ્યે ભય |

## ૪ ભૈરવ રાત્રે બોલે તે ફળાદેશ,

| ઉત્તર દિશા | | ઇશાન કોણ | |
|---|---|---|---|
| પહેલે પહોરે | નાશ વાર્તા | ૧. | હાનિ કરે |
| બીજા ” | વ્યાપાર લાભ | ૨. | રાજમરણ |
| ત્રીજા ” | સાથી મરણ | ૩. | અભ્યાગત કથન |
| ચોથા ” | જનહાનિ | ૪. | અત્યંત ભય |

| દક્ષિણ દિશા | | અગ્નિ કોણ | |
|---|---|---|---|
| પહેલે પહોર | ચોપગાં લાભ | ૧. | પુત્ર પ્રાપ્તિ |
| બીજા ” | પરદેશ ચલાવે | ૨. | માતાપિતા પીડા |
| ત્રીજા ” | ગામ ગયો આવે | ૩. | પશુ હાનિ |
| ચોથા ” | જોશીમરણ | ૪. | કંદલ છલિ |

| પૂર્વ દિશા | | નૈરૂત્ય કોણ | |
|---|---|---|---|
| પહેલે પહોરે | દેશ ચાલો કહે | ૧. | રાજાથી સ્ત્રી લાભ |
| બીજા ” | જ્ઞાતિમાં મરણ | ૨. | રાજા વિરામ્યો |
| ત્રીજા ” | યાત્રાની વાત | ૩ | દેશે ચાલો |
| ચોથા ” | સંતોષ વાર્તા | ૪. | ગત વસ્તુ લાભ |

| પશ્ચિમ દિશા | | વાયવ્ય કોણ | |
|---|---|---|---|
| પહેલે પહોરે | વર્ષા કથન | ૧. | સ્ત્રી નાશ |
| બીજા ” | રાજમરણ | ૨. | વિજય વાર્તા |
| ત્રીજા ” | શાંતિ મળે | ૩. | ભૂત લાગે |
| ચોથા ” | રાજ્યથી લાભ | ૪. | અભ્યાગત કથન |

## ૫ માસિધિ દિવસે બોલે તે ફળાદેશ

### ઉત્તરદિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | સ્ત્રી મરણ |
| બીજા ,, | સતી સમાગમ |
| ત્રીજા ,, | દિન દેશભય |
| ચોથે | શત્રુનો ભય |

### ઈશાન કોણ

૧ લાભ દેખાય
૨ વ્યાધિ ફળ
૩. શત્રુ ભય
૪. રાજ પ્રસાદ

### દક્ષિણ દિશા

| | |
|---|---|
| પહેલ પહોરે | અત્યંત ભય |
| બીજા ,, | સર્પ ભય |
| ત્રીજા ,, | પર મરણ |
| ચોથા ,, | અભ્યંતર ભય |

### અગ્નિ કોણ

૧. હાનિ સુણાવે
૨. ગ્રામાંતર ચલાવે
૩. રાજવિગ્રહ થાય
૪. હર્ષ કલ્યાણ વૃદ્ધિ

### પૂર્વ દિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | દેશચાલો સહી |
| બીજા ,, | ઠાકોર મરણ |
| ત્રીજા ,, | રાજ ભંગ |
| ચોથા ,, | બન્ધલાભ |

### નૈરૂત્ય કોણ

૧. અકાલ વર્ષા
૨. દેશ મધ્યે ભય
૩. અકાલ વૃષ્ટિ
૪ શત્રુ ભય

### પશ્ચિમ દિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | પરચક્ર ભય |
| બીજા ,, | અગ્નિ ભય |
| ત્રીજા ,, | પર મરણ |
| ચોથા ,, | વણિજ લાભ |

### વાયવ્ય કોણ

૧. રાજમાન્ય કહી
૨. પુત્ર જન્મ સહી
૩. ગત વસ્ત્ર કહી
૪. સંગ્રામ દેખાડે

## ૬ માસિધિ રાત્રે બોલે તે ફળાદેશ,

### ઉત્તરદિશા

| | | |
|---|---|---|
| પહેલા પહોરે | | દેશ ઉલ્કાપાત |
| બીજા | ,, | સ્ત્રીનો નાશ |
| ત્રીજા | ,, | અર્થ લાભ |
| ચોથા | ,, | ગઈ વસ્તુ મળે |

### દક્ષિણ દેશા

| | | |
|---|---|---|
| પહેલા પહોરે | | સુખવાર્તા |
| બીજા | ,, | સ્ત્રી લાભ |
| ત્રીજા | ,, | વ્યંતર ભય |
| ચોથા | ,, | દુઃખ વાર્તા |

### પૂર્વ દિશા

| | | |
|---|---|---|
| પહેલા પહોરે | | રાજ્ય પ્રસાદ |
| બીજા | ,, | રોગ કલેશ, |
| ત્રીજા | ,, | કલાવંત આવે |
| ચોથા | ,, | અત્યંત ભય |

### પશ્ચિમ દિશા

| | | |
|---|---|---|
| પહેલા પહોરે | | પરચક્ર આવે |
| બીજા | ,, | અગ્નિ ભય |
| ત્રીજા | ,, | શત્રુ નાશ |
| ચોથા | ,, | વ્યાપાર લાભ |

### ઈશાન કોણ

| | |
|---|---|
| ૧. | ચોરભય |
| ૨. | અગ્નિ ભય |
| ૩. | રાજ ભય |
| ૪. | ચોપગાં લાભ |

### અગ્નિ કોણ

| | |
|---|---|
| ૧. | અગ્નિ ભય |
| ૨. | અસંભવિત કહે |
| ૩. | પશુ હાનિ |
| ૪. | પર મરણ |

### નૈરૃત્ય કોણ

| | |
|---|---|
| ૧. | દિન ૫ મધ્યે ભય |
| ૨. | અગ્નિ ભય |
| ૩. | કલહ કરે |
| ૪. | હાનિ કરે |

### વાયવ્ય કોણ

| | |
|---|---|
| ૧. | રાજ માન્ય |
| ૨. | ચોપગાંનો લાભ |
| ૩. | કલહ કંકાશ કરે |
| ૪. | ગોત્રનાશ. |

## ૭ શિયાળ દિવસે બોલે તે ફળાદેશ

### ઉત્તર દિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | મોટી સ્ત્રી મરણ |
| બીજા ,, | ચોર ભય |
| ત્રીજા ,, | ભોજન કરે |
| ચોથા ,, | સુખ વાર્તા |

### દક્ષિણ દિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | દિન બે મધે ભય |
| બીજા ,, | સર્પભય |
| ત્રીજા ,, | મરણ સભળાય |
| ચોથા ,, | રાજ પ્રસાદ |

### પૂર્વ દિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | રાજ્યભગ |
| બીજા ,, | રાજ લશ્કર આવે |
| ત્રીજા ,, | દેશ ભગ |
| ચોથા ,, | ગોત્ર નાશ |

### પશ્ચિમ દિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | પરચક્ર આવે |
| બીજા ,, | અગ્નિ ભય |
| ત્રીજા ,, | શત્રુ નાશ |
| ચોથા ,, | વણિજલાભ |

### ઈશાન કોણ

૧. દ્રવ્ય પ્રાપ્તિ
૨ સ્ત્રી સમાગમ
૩. શત્રુ નાશ
૪. પુત્ર પ્રાપ્તિ

### અગ્નિકોણ

૧. દેશમધ્યે પાળવા
૨ રાજાથી પ્રજા મરણ
૩. રાજરાણી મરણ
૪. પુત્રપ્રાપ્તિ

### નૈઋત્ય કોણ

૧. દિન ૫ માં કલહ કરાવે
૨. ભય ઉપજે
૩ ગોત્ર નાશ વાદ
૪ મિત્ર હાનિ

### વાયવ્ય કોણ

૧ રાજમાન
૨. ચોપગાંનો લાભ
૩. કલહ કરાવે
૪. ગોત્રનો નાશ

## ૮ શિયાળ રાત્રે બોલે તે ફળાદેશ

### ઉત્તર દિશા

| | | |
|---|---|---|
| પહેલા | પહોરે | દેશ ઉલ્કાપાત |
| બીજા | ,, | સ્ત્રી હત્યા ચઢે |
| ત્રીજા | ,, | અશ્વપ્રાપ્તિ |
| ચોથા | ,, | શાંતિમળે |

### દક્ષિણ દિશા

| | | |
|---|---|---|
| પહેલા | પહોરે | અત્યંત ફળ |
| બીજા | ,, | સ્ત્રી સમાગમ |
| ત્રીજા | ,, | ભય ઉપજે |
| ચોથા | ,, | રોગનષ્ટ |

### પૂર્વ દિશા

| | | |
|---|---|---|
| પહેલા | પહોરે | લાભ થાય |
| બીજા | ,, | રોગ ઉપજે |
| ત્રીજા | ,, | કલાવંત આવે |
| ચોથા | ,, | શત્રુભય |

### પશ્ચિમ દિશા

| | | |
|---|---|---|
| પહેલા | પહોરે | સર્પ વિષ કરે |
| બીજા | ,, | ચોર લાગે |
| ત્રીજા | ,, | ઘણો લાભ થાય |
| ચોથા | ,, | મસાનો ભય |

### ઇશાન કોણ

૧. માસ ૧ ચોરભય
૨. અગ્નિભય
૩. રાજામરણ
૪. ચોપગાં પ્રાણીનો લાભ

### અગ્નિ કોણ

૧. દ્રવ્ય પ્રાપ્તિ
૨ દ્રવ્ય પ્રાપ્તિ
૩. પુત્ર વ્યંજન
૪. પુન્ય પ્રાપ્તિ

### નૈરૂત્ય કોણ

૧. રોગ કલેશ
૨. અત્યંત ભય
૩. દ્રવ્ય પ્રાપ્તિ
૪. રાજ પ્રાસાદ

### વાયવ્ય કોણ

૧. ચોરભય
૨. દ્રવ્ય પ્રાપ્તિ
૩. પાળવો સુણાવે
૪ ઘર સુનો થાય

## ૯ ઘુવડ બોલે તેનો ફળાદેશ

### ઉત્તર દિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | લક્ષ્મી લાભ |
| બીજા " | શુભ વાર્તા |
| ત્રીજા " | મિત્ર આગમન |
| ચોથા " | પુત્ર લાભ |

### દક્ષિણ દિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | મિત્ર મરણ |
| બીજા " | ભય કહે |
| ત્રીજા " | ભયવાર્તા |
| ચોથા " | ભોજનવાર્તા |

### પુર્વદિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | અર્થ લાભ |
| બીજા " | ઘરની વાર્તા |
| ત્રીજા " | ચોર ભય |
| ચોથા " | અશ્વલાભ |

### પશ્ચિમ દિશા

| | |
|---|---|
| પહેલા પહોરે | વિષ્ટિ કરે |
| બીજા " | પુત્ર લાભ |
| ત્રીજા " | મિત્ર લાભ |
| ચોથા " | શુભ વાર્તા |

### ઇશાન કોણ

૧. લક્ષ્મી લાભ
૨. ભય ઉપજે
૩. પુત્ર ગર્જના કહી
૪. પુત્ર જન્મ થશે

### અગ્નિ કોણ

૧. હાનિ કરે
૨. સ્ત્રી સમાગમ
૩. દૂરની વાત કહે
૪. મરણ કહે

### નૈરૂત્ય કોણ

૧. ગમન સહે
૨. બધન થશે.
૩. જય કહે
૪. મિત્ર મળશે

### વાયવ્ય કોણ

૧. સર્વ ભય કહે
૨. રાજ્ય પ્રસાદ
૩. ભોજન વારતા
૪. રાજ્ય પ્રસાદ

## ૧૦ કાગડો બોલે તેનું ફળાદેશ

**ઉંચો બોલે**

| | | |
|---|---|---|
| પહેલા પહોરે | | પરોણો આવે |
| બીજા | ,, | ચોરભય |
| ત્રીજા | પહોરે | અગ્નિભય |
| ચોથા | ,, | અર્થલાભ |

**ઉત્તર દિશા**

| | | |
|---|---|---|
| પહેલા પહોરે | | ભય ઉપજે |
| બીજા | ,, | લક્ષ્મી લાભ |
| ત્રીજા | ,, | સંતોષ મળે |
| ચોથા | ,, | ધનવાર્તા |

**દક્ષિણ દિશા**

| | | |
|---|---|---|
| પહેલા પહોરે | | લાભ થાય |
| બીજા | ,, | અર્થનાશ |
| ત્રીજા | ,, | અકાલ વર્ષા |
| ચોથા | ,, | મેલી વાર્તા કહે |

**પૂર્વ દિશા**

| | | |
|---|---|---|
| પહેલા પહોરે | | લક્ષ્મી મળે |
| બીજા | ,, | દ્રવ્ય લાભ |
| ત્રીજા | ,, | કલેશ થશે |
| ચોથા | ,, | દૂરની વાર્તા મળે |

**પશ્ચિમ દિશા**

| | | |
|---|---|---|
| પહેલા પહોરે | | અકાલ વર્ષા |
| બીજા | ,, | લાભ સંતોષ |
| ત્રીજા | ,, | દ્રવ્ય લાભ |
| ચોથા | ,, | ચિંતા ઉપજે |

**ઈશાન કોણ**

૧ દૂરની વાર્તા મળે
૨ લાભ થશે
૩ કલહ થશે
૪ દ્રવ્ય વાર્તા

**અગ્નિ કોણ**

૧ શત્રુદર્શન
૨ દ્રવ્ય લાભ
૩ કલહ થશે
૪ દૂરની વાર્તા મળે

**નૈરૂત્ય કોણ**

૧ મિત્ર દર્શન
૨ સુખ સંતોષ
૩ અભ્યાગત આવે
૪. સંતોષ વાર્તા

**વાયવ્ય કોણ**

૧. શોક સંતાપ ઘાત
૨. મિત્ર સમાગમ
૩. ધન લાભ
૪. પરદેશ ગયો મળે

## ૧૧ કૂતરો કાન ફફડાવે તેનો ફળાદેશ

| | |
|---|---|
| ઉત્તર – અત્યંત કલહ થાય | ઈશાન–૧. હાનિ દેખાડે<br>૨. અશુભ જાણવું |
| દક્ષિણ– લાભ સંતોષ થશે | અગ્નિ–અકસ્માતનો ભય સૂચવે છે. |
| પૂર્વ – કામ ચિંતવ્યુ હોય તેનો નાશ થાય. | નૈરૂત્ય–મન સંતોષ સુખ સૂચવે છે |
| પશ્ચિમ – અશુભ અરિષ્ટ સુચવે છે. | વાયવ્ય–કલેહ તથા ઉચાટ થાય |

## ૧૨ હોલી ચક્રનો ફળાદેશ (ઉંચો પવન વાય)

| | |
|---|---|
| ઉત્તર – સુકાલ રસાયણ ઘણો નીપજે | ઇશાન–નીપજ સારી, થાય સુખ–સંતોષ |
| દક્ષિણ-વિશ્વાપને પતિ પશુનું મરણ | અગ્નિ–મહા કલહ, દુઃખ રોગ થશે |
| પૂર્વ–નીપજ સુંદર, પ્રજામાં શાંતિ | નૈરૂત્ય–તીડ વગેરેનો ઉપદ્રવ |
| પશ્ચિમ–દેશમાં સારી નીપજ પરંતુ છત્ર ભંગ | વાયવ્ય નીપજ, સારા પ્રમાણમાં થાય |

## ૧૩ કુવડીઓ દિવાળીના દિવસે દેખાય તેનો ફળાદેશ

| | |
|---|---|
| ઉતર– વસ્ત્ર લાભ, સ્ત્રી લાભ થશે | ઈશાન-અદેખાઇને અસત્ય મોઘુંપડશે |
| દક્ષિણ– રોગ ઉપજે, અશુભ | અગ્નિ–ધન લાભ, સુખ સમજવું |
| પૂર્વ–લાભ વિજય કલ્યાણ કરનાર | નૈરૂત્ય–કલહ, કરે, અશુભ દેખાશે |
| પશ્ચિમ-દ્રવ્ય લાભ, સુખકારી જાણવુ | વાયવ્ય–સ્ત્રી લાભ, સંતોષ મળશે. |



# ૧૪ દેવચકલી બોલે તેનો ફળાદેશ

### ઉત્તર દિશા

| | | |
|---|---|---|
| પહેલા | પહોરે | કલહ દેખાય |
| બીજા | „ | ધનલાભ |
| ત્રીજા | „ | દ્રવ્ય પ્રપ્તિ |
| ચોથા | „ | રાજ પ્રાસાદ |

### દક્ષિણ દિશા

| | | |
|---|---|---|
| પહેલા | પહોરે | સ્ત્રી મરણ |
| બીજા | „ | સંયોગ વાર્તા |
| ત્રીજા | „ | ધનહાનિ |
| ચોથા | „ | લાભ |

### પૂર્વ દશા

| | | |
|---|---|---|
| પહેલા | પહોરે | રાજભંગ |
| બીજા | „ | પુત્ર લાભ |
| ત્રીજા | „ | ગોત્રનો નાશ |
| ચોથા | „ | કલાવંત આવે |

### પશ્ચિમ દિશા

| | | |
|---|---|---|
| પહેલા | પહોરે | ઘરની વાત કહે |
| બીજા | „ | ચોર ભય કહે |
| ત્રીજા | „ | અશ્વ લાભ |
| ચોથા | „ | સ્ત્રી સમાગમ |

### ઈશાન કોણ

૧. સુખ વાર્તા કહે
૨. લાભ વારતા
૩. વસ્ત્ર લાભ
૪. શીત રોગ ઉપજે

### અગ્નિ કોણ

૧. અગ્નિભય
૨. દ્રવ્ય પ્રાપ્તિ
૩. તુરંગમ લાભ
૪. વૈરીનો ક્ષય

### નૈઋત્ય કોણ

૧. અર્થ લાભ
૨. શાકિની ભય
૩. સંતોષ વાર્તા
૪. પુત્ર મરણ

### વાયવ્ય કોણ

૧. લક્ષ્મી લાભ
૨. ભય ઉપજે
૩. કાલસા દષાદિ
૪. મિત્ર મરણ

## ૧૫ છીંક આવે તો તેનું ફળાદેશ

માથા ઉપર છીંક આવે તે ભય કરનારી, અને પાતાળની છીંક આવે તો મરણ કરનારી

| ઉત્તર દિશા | | ઈશાન કોણ | |
|---|---|---|---|
| પહેલા પહોરે | મિત્ર સંતોષ | ૧ | લાભ દેખાય |
| બીજા પહોરે | ઠાકોર મળે | ૨ | ગામ ગયો આવે |
| ત્રીજા પહોરે | લક્ષ્મી લાભ | ૩ | મિત્ર મળે |
| ચોથા પહોરે | ભોજન લાભ | ૪ | વાયુરોગ થાય |

| દક્ષિણ દિશા | | અગ્નિ કોણ | |
|---|---|---|---|
| પહેલા પહોરે | લાભ દેખાય | ૧ | અપૂર્વવાત સાંભળે |
| બીજા પહોરે | મિત્ર સમાગમ | ૨ | મિત્ર સમાગમ |
| ત્રીજા પહોરે | વણિક ગયો આવે | ૩ | લક્ષ્મી સંપત કરે |
| ચોથા પહોરે | દ્રવ્ય લાભ | ૪ | અત્યંત ભય થાય |

| પૂર્વ દિશા | | નૈરૂત્ય કોણ | |
|---|---|---|---|
| પહેલા પહોરે | મન વાંછીત થાય | ૧ | લાભ વારતા |
| બીજા પહોરે | લક્ષ્મી લાભ | ૨ | મિત્ર ઘર દરશન |
| ત્રીજા પહોરે | અપૂર્વ લાભ સૂણે | ૩ | મિત્ર ઘર દરશન |
| ચોથા પહોરે | મૃતક દેખાય | ૪ | લાભ દેખાય |

| પશ્ચિમ દિશા | | વાયવ્ય કોણ | |
|---|---|---|---|
| પહેલા પહોરે | ગ્રામ ચલાવે | ૧ | સુખ સંતોષ થાય |
| બીજા પહોરે | લાભ વારતા | ૨ | લાભ વારતા |
| ત્રીજા પહોરે | દેશ ચલાવે | ૩ | વસ્ત્ર લાભ |
| ચોથા પહોરે | લાભ દેખાય | ૪ | શીત રોગ ઉપજે |

## ૧૬ આંકડા ઉપરથી કાર્યસિદ્ધિનો ફળાદેશ (સંગ્રહિત)

પ્રશ્ન પૂછનારને કોઇ એક ધારવા કહો પછી તારીખ ને વારના અંકો નીચેના કોઠા પરથી ઉમેરવા. પછી પોતાના નામના અંક ઉમેરી તે આવતી સંખ્યાને ૩૦ થી ભાગવા કહેવું તે પરથી નીચેનું ભવિષ્ય કહી શકાશે.

(૧) વારના અંકો

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૧૪૦ | ૯૭ | ૬૧ | ૨૧૬ | ૧૦૯ | ૧૧૩ | ૧૦૦ |

(૨) નામના પહેલા અક્ષર પરથી ઉમેરવાના અંકો

| | | | |
|---|---|---|---|
| અ. આ. શ. સ. ષ. ઋ. | ૪ | ગ. ઘ. | ૨૧ |
| બ. ભ. | ૬ | હ. | ૨૮ |
| ચ. છ. | ૨૬ | ઇ. ઈ. ન. | ૧૧ |
| દ. ડ. ઢ. જ્ઞ. | ૧૮ | ક. ખ ક્ષ. | ૧૬ |
| એ. ઐ. ર પ. લ. | ૧૨ | મ. | ૧૯ |
| વ ફ. | ૯ | ર. ત. ર. ઠ. | ૬ |
| ઉ ઓમ્ જ. ઝ. | ૩ | ય. | ૨ |
| ધ | ૫ | | |

ફળ ૧ ૨ ૩ ૪ ૭ ૯ ૧૧ ૧૩ ૧૪ શેષ રહે તો
ધારેલુ કાર્ય સફળ થાય.
૧૦ ૧૬ ૧૭ ૧૮ ૨૦ ૨૧ ૨૪ ૨૬ ૨૭ શેષ રહે તો
ધારેલુ કાર્ય મોડું થાય.
૫ ૬ ૮ ૧૨ ૧૫ ૧૯ ૨૩ શેષ રહે તો
ધારેલુ કાર્ય ઉલટું થ ય.
૨૨ ૨૫ ૨૮ ૨૯ ૦ શેષ રહે તો
ધારેલું કાર્ય નિષ્ફળ થાય.

## ૧૭ પાસા પરથી ભ ાવ ફળાદેશ

૧ ૭ પાસાવાળી બે ઘન લેવા તેના દરેક પાસા પર ૧થી૬ સુધીનાં આંકડા મૂકવા. બે પાસા સાથે નાખી જે અ ક પડે તે પરથી ફળાદેશ જોવો.

૨ નીચેના કોઠા પર ઇષ્ટદેવનું સ્મરણ કરી એ અંક પર આગળી મૂકવી તે ભેગા કરી ફળા દેશ જોવો. (બીજી રીત)

૩ આ કોઠા ૨૮ પુંઠાં પર આ કોઠા મુજબ આંકડા લખી પુઠા ઊંધાં મૂકી તેમાંથી કોઇ પણ બે પૂંઠાં ઉપડાવી તે અંક નો ફળાદેશ જોવો. (ત્રીજી રીત)

| ૬ | ૫ | ૩ | ૦ |
|---|---|---|---|
| ૫ | ૪ | ૨ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૧ |
| ૩ | ૨ | ૦ | ૦ |
| ૨ | ૧ | ૩ | ૧ |
| ૧ | ૦ | ૨ | ૦ |
| ૦ | ૪ | ૧ | ૦ |

### ફળાદેશ

૬૬–સફળતા મળશે જ આગળ વધો ચિંતા છોડો.

૬૫–તમારાથી કોઈ સત્કાર્ય થશે દાન પુણ્ય કે ધાર્મિક માંગલિક કાર્ય કરશો.

૬૪–કોર્ટના કામમાં નિષ્ફળતા, મુંઝવણને ઉકેલમાં વિલંબ.

૬૩ તમારૂ ધ્યેય સફળ થશે. મુસાફરી લાભદાયક થશે.

૬૨ કોઇ ઉત્તમ તક, ભેટ લાભ મળશે. નજીકના સમયમાં શુભ પ્રસંગ આવશે.

૬૧ બધા મુશ્કેલીનો અંત, સફળતનો વિકાસ

૬૦ મિત્રો માનતા હો તેમનાથી સાવધ રહેવું છેતરપીંડીને નુકશાન થવા સંભવ.

૫૫ નવું મકાન મળશે. સુખ સંપત્તિ વધશે.

૫૪ લાભ થશે શેર જુગાર સટાથી લાભ નથી સમય સુધરી રહેલ છે.

૫૩ અણધારી સહાય મળી જાય. સંબંધીઓ ઉપયોગી બનશે.

૫૨ સંતાનસુખ મળે, નજીકમાં જ સ્વજનના ત્યાં બાળક જન્મશે

૫૧ કોઇ લાગણી પ્રેમનો સંબંધ થાય, પણ ભવિષ્યમાં તેનાથી દુઃખ જન્મશે.

[illegible]

૫૦ નમા[illegible] એવા કરશો.

૪૪ મહત્વનો પ્રસંગ પાર પડશે અજાણી વ્યક્તિથી લાભ, ઉજવણી [illegible]

શ્રી યતીન્દ્ર મુહુર્ત દર્પણ :

૪૩ નિરાશાકે નિષ્ફળતાની કલ્પના છોડી દો, મુશ્કેલીથી ભય ન પામો, ડરવાનું કારણ નથી.

૪૨ કોઇ મહત્વની વ્યકિતનો તમારા જીવનમાં પ્રવેશ થાય, સારા મિત્ર સાથે સ્નેહ બંધાય.

૪૧ કરજ ચૂકવી શકશો, થોડો વખત આર્થિક મુશ્કેલી ભોગવવાની છે.

૪૦ અપેક્ષાઓ પુરી થવામાં મુશ્કેલીઓ આવશે મિત્રની મદદની આશા નકામી છે. તમારી મેળેજ રસ્તો કાઢી શકશો.

૩૩ પ્રેમ કે લગ્ન જીવનમાં દુઃખ જન્મશે, પ્રતિસ્પર્ધીઓના કારણે ચિંતા થશે. અગત્યના લગ્ન અંગે હમણા નિર્ણય ન લેવો.

૩૨ શેર; સટ્ટો, જુગારમાં નશીબ અજમાવવા ન જશો, ભાગ્ય ઉલટું પડશે. પુરૂષાર્થથી જ સફળતા મળી જશે.

૩૧ ઉપયોગીને સારા સમાચાર–તક મળશે આગળ વધો સમય સારો છે.

૩૦ હિત શત્રુને ઇર્ષાળુઓથી સાવધ રહો મહત્વની વાત કોઈને ન કહો. જાગતા રહો.

૨૨ લગ્નના પ્રશ્નનો ઉકેલ જલદી આવશે. ભાગીદારી થશે. મુસાફરી સફળ થશે.

૨૧ મિલ્કત–સંપત્તિનું નુકસાન થશે, ખર્ચ વધે માટે હાલ નાણા રોકાણ વધારવું નહિ.

૨૦ નવો સબંધ બંધાશે, તેની સારી તક મળશે સુખનો સમય આવે છે, અટકેલો લાભ મળી જાય.

૧૧ કોઈ દ્વિધા હોય તે છોડી દો, દઢ નિર્ણય કરો સાહસ ફળશે, ચિંતા ન કરવી.

૧૦ (જવાબ કંઇ મળતો નથી)

૦૦ નિરાશાને નિષ્ફળતાના ઘણા પ્રસંગો હોવાથી સાહસ કે નવું કરવાનું બંધ રાખવું.

ત્રણ વાર એક જ જવાબ મળે તો તેનું ફળ ચોકસ મળશે જ [illegible] સહ અદ્ભુત ચમત્કાર જણાશે.

વિભાગ છઠ્ઠો

## શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત

## ૧૮ યંત્રનું ફળાફળ દર્શાવતું ચક્ર

ॐ ह्रीं श्रीं अर्हं नमः ।। આ મંત્ર ૨૧ વાર ગણીને પાનું ૫૩૨ના કોઠા યંત્ર ઉપર પ્રભુ પૂજનની આંગળી મૂકવી અથવા સોપારી આ મંત્ર વડે મંત્રીને મૂકવી પછી તે તીર્થંકરની સામેના પૃચ્છા પરથી પ્રશ્ન સમજાશે, પછી તેનો ફળાદેશ નીચેની લીટીઓમાંથી વાંચી લેવો.

### ફળાદેશ

#### ૧ શ્રી આદિનાથ ભગવાન

૧ કાર્ય સિદ્ધિ જલદી સફળ થશે
૨ આ વ્યવહારનું મધ્યમ ફળ જણાય છે.
૩ પરગામ જવાથી કંઈ ફળ મળવાનુ નથી ઉલટું કષ્ટ પડશે.
૪ આ સ્થાન ભવ્યને સુખ આપનાર છે.
૫ દેશને માટે મધ્યમ ફળ ભવિષ્યમાં આપશે.
૬ અલ્પ વરસાદ થવાની સંભાવના છે.

#### ૨ શ્રી અજિતનાથ ભગવાન

૧ છુટક વરસાદ થશે
૨ કાર્ય સિધ્ધિનુ મધ્યમ ફલ છે
૩ આ લગ્નમાં લાભ નથી
૪ સકુશળ સલાભથી ગ્રામાંતર થશે.
૫ સ્થાન સુખ દેનાર મળશે
૬ મોટા દેશ સાથે મિત્રાચારી થશે.

#### ૩ શ્રી સંભવનાથ ભગવાન

૧ ભવ્ય દેશ સાથે મિત્રાચારી થશે.
૨ મધ્યમ વરસાદ પડશે.
૩ કાર્ય સિધ્ધિ થશે. પણ ફળ મળશે નહિ.
૪ વ્યવહારથી લાભ થશે
૫ પરગામ જવાનું મધ્યમ ફળ મળશે.
૬ મહાનસંત સ્થાન સાથે મિત્રાચારી થશે.

## ૪ શ્રી અભિનંદન સ્વામિ

૧ ભવ્ય સ્થાન પ્રાપ્ત થશે
૨ દેશનું સૌખ્ય મધ્યમ્ મળશે
૩ પ્રજ્ઞાના ભાગ્યથી વરસાદ આવશે
૪ સુદર કાર્યસિદ્ધિ થશે
૫ વ્યવ્હારમાં મધ્યમ ફલ મળશે
૬ ગ્રામાંતર કષ્ટ પડશે, અને ફળ નહિ મળે

## ૫ શ્રી સુમતિનાથજી

૧ સકુશળ, સફળ ગ્રમાંતર થશે
૨ સ્થાન સૌખ્ય મધ્યમ મળશે
૩ દેશનુ સૌખ્ય નથી દેખાતું
૪ ખંડ વૃષ્ટિ થશે
૫ કાર્યસિદ્ધિ થશે પણ ફળ મળશે નહિ
૬ વ્યવ્હારમાં નિષ્ફળતાને હાનિ કરનાર થશે

## ૬ શ્રી પદ્મપ્રભુ સ્વામિ

૧ વ્યવ્હારમાં લાભ આપનાર થશે
૨ ગ્રામાતરનું ફળ મધ્યમ જાણવું
૩ સ્થાનનું સૌખ્ય સર્વદા નહી રહે
૪ ભવ્ય દેશનું સૌખ્ય પ્રાપ્ત થશે
૫ મધ્યમ વરસાદ થશે
૬ કાર્યસિદ્ધિ ·હિ થાય ફળ પણ નહિ મળે

## ૭ શ્રી સુપાર્શ્વનાથજી

૧ વ્યાપારમા મહાન લાભ થશે
૨ સુંદર સેવક મળશે
૩ સેવા ફળ કાયમ નહિ મળે
૪ ચાર પગવાળાની મહાન વૃદ્ધિ થશે.
૫ ભય આવશે પણ દ્રવ્ય હાનિ કરશે
૬ વ્યાદ્રે દત્તં, ફરીથી હાથે ન લેવાય

## ૮ શ્રી ચંદ્ર પ્રભુ સ્વામિ

૧ દીધેલું દાન વધુ લાભ કરશે
૨ વ્યાપારમાં લાભ છે હાનિ નથી
૩ સમર્થ સેવકો મળશે
૪ કરેલી સેવા મહા લાભકારી છે
૫ ચોપગાંથી મધ્યમ લાભ થશે
૬ ભય ને તોડનાર ધર્મનો સાથ છે

## ૯ શ્રી સુવિધિનાથજી

૧ ભયથી સર્વથા કાર્ય થતું નથી
૨ દાન લાભના નાશ માટે થશે
૩ વ્યાપારથી કલેશ ફળ મળશે
૪ સેવક ભવ્ય મળશે
૫ સેવા મધ્યમ ફળ આપશે

૬ ચોપગાંથી હાનિ થશે

### ૧૦ શ્રી શીતલનાથજી

૧ ચતુંપદથી લાભ દેખાય છે.
૨ ભયથી પરમલોક મળશે
૩ દાનથી સર્વ રીતે લાભ છે.
૪ વ્યાપારનું મધ્યમ ભાવિ છે
૫ સેવક મધ્યમ ગુણવાળો છે
૬ સેવાથી કષ્ટે કરી લાભ મળશે

### ૧૧ શ્રી શ્રેયાંશનાથજી

૧ સેવા સફળ થશે
૨ ચતુંપદથી હાનિ ને લાભથશે
૩ ભય આવે આત્મચિંતામા રમો
૪ દાનથી લાભ ને પરોપકાર થશે
૫ વ્યાપારના અંતે લાભ હાનિ નથી
૬ સેવક ઉદ્વેગ કરનારો મળશે

### ૧૨ શ્રી વાસુ પૂજયજી

૧ સેવક ભવ્ય ઉપકારી મળશે
૨ સેવાનુ મધ્યમ ફળ મળશે
૩ ચતુ પદોથી નથી લાભ, નથી નુકશાન.
૪ ભય મટશે, ચિંતા ન કરવી
૫ દાનનો લાભ બહુ મોડો મળશે
૬ વ્યાપારમાં ઘણું કષ્ટ કરી ફળ મળશે

### ૧૩ શ્રી વિમલનાથજી

૧ ધારણા ગતિ ભવ્ય થશે
૨ જય પરાજય ભવિષ્યમાં થશે
૩ વર પુણ્ય વિનાનો દરિન્દ્રી છે
૪ પૂન્યવાન કન્યા પ્રત્યક્ષ લક્ષ્મી રૂપ છે
૫ થોડાક દંડથી પુરરોધો શાંત થશે
૬ કેદી બહુ દંડથી ભાગ્યથી છૂટશે

### ૧૪ શ્રી અનંતનાથજી

૧ જેલમાં ગયેલ માણસ જલદી છૂટશે
૨ ધારણાગતિ મધ્યમ થશે
૩ જય નથી, હાનિ થશે
૪ પુણ્યવાનને દીર્ઘાયુ વર છે
૫ કન્યા મધ્યમા થશે
૬ પુરરોધો મહા ભાગ્યથી છુટશે

### ૧૫ શ્રી ધર્મનાથજી

૧ પુરરોધો યશને પામશે
૨ કેદી છૂટશે પણ દ્રવ્ય ખર્ચાશે
૩ ધારણાગતિ ને ઉદ્વેગ થશે
૪ જય અને પરાજય ભવિષ્યમાં થશે
૫ વર ભવ્ય છે પણ થોડું આયુષ્ય છે
૬ કન્યા કુળને કલંક આપનારી છે

### ૧૬ શ્રી શાંતિનાથજી

૧ કન્યા શુશીલને સદાચારી છે
૨ પુરરોધ કષ્ટમાં છે
૩ કેદી મહા ભાગ્ય વડે છૂટશે
૪ ધારણાગતિ ભવ્ય છે

૫ પરાજય જય થશે
૬ વર ભવ્ય નથી વ્યસની છે

## ૧૭ શ્રી કુંથુંનાથજી

૧ વર પૂણ્યવાનને સુખી છે
૨ કન્યા ભવ્ય છે પણ કલહ કરનારી છે
૩ પુરરોધ પૂણ્યથી છૂટશે
૪ કેદી પોતાની મેળે જલદી છૂટશે
૫ ધારણાગતિ મધ્યમ થશે
૬ જયથી બધા અર્થ ચિંતા કરાવે છે

## ૧૮ શ્રી અરનાથજી

૧ જય અને યશ ભવિષ્યમાં મળશે
૨ વર મધ્યમ ગુણોવાળો થશે
૩ કન્યા ઉદ્વેગવાળી થશે
૪ પુરરોધ છે કદી નવી સ્થિતિ થશે
૫ કેદી મહાકષ્ટ વડે છૂટસે
૬ ધારણાગતિ સુંદરી ઉદ્વેગ વાળી છે

## ૧૯ શ્રી મલ્લીનાથજી

૧ મંત્ર ઔષધિ મહાગુણ વાળી છે
૨ ગઈ વસ્તુ વિલંબથી મળશે
૩ આગંતુક તુષ્ટપતિત છે તેથી વિલંબથી આવશે.
૪ સંતાનમાં પુત્ર જન્મશે
૫ અર્થ ચિતા સહેજે ન અર્થ પ્રાપ્તિ
૬ રાજ્ય કોઈ પણ છે નહિ પ્રાણ રક્ષણ કરો

## ૨૦ શ્રી મુનિસુવ્રતજી

૧ રાજ્ય બીજાને જનભક્તિ નથી
૨ મંત્રી ઔષધિ મધ્યમ ગુણ વાળી છે
૩ ગયેલી વસ્તુ ગઇ, વધી તેનું રક્ષણ કરો.
૪ આગંતુક જલ્દીથી આવશે
૫ સંતાનમાં પુત્ર થશે, સુંદર થશે
૬ અર્થચિંતા છે, પણ જોવાશે નહિ

## ૨૧ શ્રી નમિનાથજી

૧ ભવિષ્યમાં અર્થલાભ છે
૨ સંતાનમાં પુત્ર થશે
૩ મંત્ર ઔષધિ અનર્થકરનાર છે
૪ ગયેલ જલદીથી પાછો ફરશે
૫ આગતુંકને માર્ગમાં વિલંબ થશે.
૬ રાજ્ય વિલંબથી થશે.

## ૨૨ શ્રી નેમિનાથજી

૧ સંતાનમાં પુત્ર ભવ્ય થશે
૨ અર્થની ચિંતા છે પણ મધ્યમ છે
૩ રાજ્ય નથી પ્રયાસથી ન કાર્ય
૪ ગએલી વસ્તુ અધીં પાછી મળશે
૫ મંત્ર ઔષધિ ગુણવાળી છે
૬ આગંતુંકનું આગમન હમણાં જ દેખાશે

**૨૩ શ્રી પાર્શ્વનાથજી**

૧ આગંતુક આવતા જ વધશે
૨ સતાનમા પુત્રને પુત્રી થશે
૩ અર્થની ચિતા છે તે દુર્લભ છે
૪ રાજ્ય મળશે પણ પ્રયાસ કરવાથી
૫ મંત્ર ઔષધિમા ગુણ નથી
૬ ગએલી વસ્તુ અતે મળશે

**૨૪ શ્રી મહાવીર સ્વામી**

૧ ગયેલ વસ્તુ જેમ ગઇ તેમ પાછી મળશે
૨ આગંતુક હમણાં વિલબથી આવશે
૩ સતાન સુખ નથી મળવાનુ
૪ રાજ્ય કષ્ટથી વિલંબથી મળશે
૫ અર્થની ચિતા ન કરવી
૬ મત્ર વિદ્યા ઔષધિ ગુણવાન નથી

(પ્રભુ સ્થાપના કોઠો પાછળ પા પ૩૨ પર જુઓ)

**૧૯ ભક્તામ્બરની ૧૩ મી ગાથા (અસાધ્ય રોગ માટે)**

આ ગાથાની માળા ગણવાથી મહા અસાધ્ય રોગ પણ મટી ગયા છે એ અનુભવસિદ્ધ વાત છે

નીચેના મંત્રની સવાર, બપોર ને સાંજે ત્રિકાલ પાંચે પદની એક એક આમી માળા ગણવી. માળા શરૂ કરતા પહેલા ૧૩ મી ગાથા ૭ વાર બોલવી.

ગાથા વક્ત્રં ક્વતે સુર નરોરગ નેત્ર હારિ,
નિઃશેષ નિર્જિત જગત્ ત્રિતયો મપનામ્,
બિંબં કલંક મલિનં, ક્વ નિશા કરસ્ય,
યદ્વાસરે ભવતિ પાંડુ પલાશ કલ્પમ્

મંત્ર ૐ હ્રીં પૂર્વ આમો સહિ લબ્ધિણું,
ૐ હ્રીં વિપ્પો સહિ લબ્ધિણું,
ૐ હ્રીં ખેલો સહિ લબ્ધિણું,
ૐ હ્રીં જલો સહિ લબ્ધિણું,
ૐ હ્રીં સવ્વો સહિ લબ્ધિણું, નમઃ સ્વાહા.

## ૨૦ ભક્તામ્બરની ૪૨મી ગાથા (ફોજદારી દિવાની દાવા નિવારણ માટે)

ઉત્તર દિશા તરફ શ્રી આદિનાથ ભગવાનની છબી સામે આસન પર બેસી ધૂપ દિપ સાથે વાસક્ષેપથી પ્રભુ પૂજન કરીને ફુલ પુલ નૈવેદ્ય ધરીને રોજ ૪૨ મી ગાથાની આખી માળા ગણવી અને મંત્રના સવા લાખ જાપ પુરા કરવા.

મંત્ર : ૐ ઋષભાયં નમ

ગાથા ૪૨

આપાદ કંઠ મરૂ શૃંખલ વેષ્ટિ તાંગા,
ગાઢં બૃહન્નિગડ કોટિ નિઘૃષ્ટ જંઘાઃ;
તાં નામ મંત્ર મનિશં મનુજા સ્મરંતઃ,
સદ્યઃ સ્વયં વિગત બંધ ભયા ભવન્તિ.

## ૨૧ ચિંતવેલી વસ્તુ અંગે સ્વપ્નમાં જવાબ મેળવો

મંત્ર–ૐ હ્રીં અર્હં, નમો જિણાણં, લોગુત્તમાણં લોગનાહાણં, લોગ હિયાણં, લોગ પઈવાણં, લોગ પજ્જો અગરાણં, મગ શુભા શુભ દર્શય દર્શય ૐ હ્રીં કર્ણ પિશાચિની મુંડે સ્વાહા–

રોજ રાત્રે સૂતી વખતે હાથ પગ ધોઈ મોઢુ સાફ કરી જે બાબતની માગણી કરવી હોય તેનુ ચિંતવન કરી આ મંત્રની એક માળા ગણીને સુઈ જવું પહેલા નવકાર મંત્રની એક આખીમાળા ગણવી તો ચિંતવેલ વસ્તુનો સ્વપ્નમાં જવાબ મળશે.

## ૨૨ કેટલાક દુહા (મુખ પાઠ કરવા લાયક)

### રાશી બાર

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|
| મેષ | વૃષભ, | મિથુનને, | કર્ક, | સિંહ | કન્યાઃ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| તુલા | વૃશ્ચિક | ધન પછી, | મકર | કુંભ | મીન્યા. |

## ૨૪ નક્ષત્ર સતાવીશ

૧ ૨ ૩ ૪ ૫
આશ્વિની ભરણી કૃતિ, રોહિણી મૃગશીર;

૬ ૭ ૮ ૯
આર્દ્રા પુનર્વસુ પછી, પુષ્ય અશ્લેષા ધીર, ૧

૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫
મઘા પુ. ઉ ફાલ્ગુની, હસ્ત ચિત્રા સ્વાતી

૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
વિશાખા અનુરાધ જયેષ્ઠા, મૂળ પુર્વા ઉ ષાઢી ૨

૨૧ (જરૂરપડે તો) ૨૨ ૨૩ ૨૪ ૨૫
અભિજિત યદિ શ્રવણ ધનિષ્ઠા પૂ. ઉ ભાદ્ર

૨૬ ૨૭
શતભિષા રેવતી મળે, નક્ષત્ર વીશને સાત ૩

## ૨૫ વારના નક્ષત્ર પરથી સિદ્ધિયોગ

રવિવાર હસ્ત હ સોમે મૃગાશિર નોધ,
મંગળ અશ્વિની મળે, બુધ અનુરાધા શોધ ૧

ગુરૂવાર જો પુષ્યને, શુક્ર રેવતી જોગ,
શનિવારમાં રોહિણી, અમૃત સિદ્ધિ યોગ ૨

## ૨૬ તિથિ પરથી સિદ્ધિ યોગ

૧-૬-૧૧ ૨-૭-૧૨ ૩ ૮-૧૩
નંદા ભદ્રા શુક્ર બુધ, મંગલ જયા તિથિ,

૪-૯-૧૪ ૫-૧૦-૧૫
રિક્તા શનિ, પૂર્ણા ગુરૂ, થશે યોગ સિદ્ધિ
(શબ્દ ઉપરના આંકડા તિથિના સમજવા)



# કુંડલી અવલોકન



શરીર સ્વરૂપ ૧ મુખાકૃતિ મસ્તક આત્માની સ્થિતિ

અવલોકન વાણી મિલ્કત ધન ૨ જમણી આંખ કુટુંબસુખ દારધાર

દિકરા પરાક્રમ પરદેશની ખતો ૩ મુસાફરી શ્રવણશક્તિ ભાઈ બેન નું સુખ જમણો હાથ-કાન

વારસો માતૃસુખ વાહનસુખ ૪ મિલ્કત ગુપ્તદોલત મિત્રસુખ જમીન જાગીર છાતી-સ્તન

પાક કસોટ ૫ વકતૃત્વ શક્તિ પુત્ર બુદ્ધિ વિદ્યા-જ્યોતિષ હૃદય

આંતરડાં શત્રુ રોગ ૬ વિશ્વાસઘાત જમણો પગ, મોસાળ, પશુ

લગ્ન ૭ પતિ-પત્નીસુખ ભાગીદારી પેડુ-મૂત્રાશય

આયુષ્ય ૮ મરણ દડ જેલ ફાંસી ગુપ્ત અભ્યાસ

ભાગ્ય ૯ ધર્મ લક્ષ્મી કાયદો લાંબી મુસાફરી આધ્યાત્મિક જ્ઞાન ડાબો પગ દેશાંતિકાળ વારસો

હોદ્દો સત્તા હૃદય ૧૦ કિર્તિ-ઢીંચણ પિતાનું સુખ

આવક સલાહકારો ૧૧ ડાબો કાન-હાથ વકીલ ભાઈ બેન

પરદેશ વસવાટ ૧૨ દેવુ-દાન ગુપ્તવિદ્યા નાની મુસાફરી ખર્ચ

# અભ્યાસનીય ચાર કુંડલિઓ




૧ સહયોગ :

એકજ સ્થાનમાં એક ગ્રહની સાથે બીજો ગ્રહ પડેલો હોય એટલે એકજ સ્થાનમાં એક ગ્રહથી વધુ ગ્રહ હોય તે સહયોગ અથવા યુતિ સંબંધ કહેવાય. આ કુંડળીમાં ચારે યોગ થાય છે.

આ કુંડળી પૂ આદ્યશંકરાચાર્યની છે તેમા સહયોગ, કારકયોગ, સંપૂર્ણ. દૃષ્ટિયોગ અને એકાકી દૃષ્ટિયોગોનો સમાવેશ થાય છે.




૨. કારક અથવા પરિવર્તન યોગ

એકરાશીનો સ્વામી બીજી રાશીમાં હોય અને બીજી રાશીનો સ્વામી પ્રથમની રાશીમાં હોય તે કારક અથવા પરિવર્તન યોગ કહેવાય આ કુંડળીમાં ચારે યોગ થાય છે.

આ કુંડળી સયાજીરાવ ગાયકવાડ વડોદરા મહારાજાની છે. ને તેમાં ચારે યોગોનો સમાવેશ થાય છે.

સર જગદીશચંદ્ર બોઝ




### ૩. સંપૂર્ણ દ્રષ્ટિયોગ :

એક ગ્રહ બીજા ગ્રહને સંપૂર્ણ દ્રષ્ટિથી દેખે અને દ્રષ્ટિગ્રહ તેજ ગ્રહને સંપૂર્ણ દ્રષ્ટિથી દેખે તે સંપૂર્ણ દ્રષ્ટિયોગ કહેવાય એટલે પરસ્પર બંને ગ્રહનું સંપૂર્ણ દેખવું. આ કુંડલીમાં ચારે યોગ થાય છે.

આ કુંડલી સર જગદીશચંદ્ર બોઝની છે. જેમાં ચારે યોગોનો સમાવેશ થાય છે.

સર પ્રભાશંકર-પટ્ટણી




### ૪. એકાકી દ્રષ્ટિયોગ :

એક ગ્રહ બીજા ગ્રહને દેખે પરંતુ દ્રષ્ટિગ્રહ પ્રથમગ્રહને દેખી ન શકે તે એકાકી દ્રષ્ટિયોગ કહેવાય. આ કુંડળીમાં ચારે યોગ થાય છે.

આ કુંડળી શ્રી પ્રભાશંકર પટ્ટણીની છે. જેમાં ચારે યોગોનો સમાવેશ થાય છે.

## ગ્રહ-પરિચય.

| અનુક્રમ નંબર | ગ્રહ | સૂર્ય | ચન્દ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સ્વામી સ્વ-ગ્રહી | ૫ સિંહ | ૪ કર્ક | ૧ મેષ ૮-વૃશ્ચિક | ૩-મિથુન. ૬-કન્યા | ૯ ધન ૧૨-મીન | ૭-તુલા ૨-વૃષભ | ૧૦-મકર ૧૧-કુંભ | ૬ કન્યા | ૧૨ મીન |
| ૨ | મૂળ ત્રિકોણ | સિંહ ૨૦ અંશ | ૪-૩૦ વૃષભ | મેષ ૦-૧૨ | કન્યા ૧૫ | ધન ૧૦ | તુલા ૧૫ | કુંભ ૨૦ | — | — |
| ૩ | ઊંચ | ૧-મેષ ૧૦ અંશ | ૨ વૃષભ ૩ અંશ | ૧૦ મકર ૨૮ અંશ | ૬ કન્યા ૧૫ અંશ | ૪ કર્ક ૫ અંશ | ૧૨ મીન ૨૭ અંશ | ૭ તુલા ૨૦ અંશ | ૩ મિથુન ૧૫ અંશ | ૯ ધન ૧૫ અંશ |
| ૪ | નીચ | ૭-તુલા-૧૦-અંશ | ૮ વૃશ્ચિક ૩ અંશ | ૪ કર્ક ૨૮ અંશ | ૧૨ મીન ૧૫ અંશ | ૧૦ મકર ૫ અંશ | ૬ કન્યા ૨૭ અંશ | ૧ મેષ ૨૦ અંશ | ૯ ધન ૧૫ અંશ | ૩ મિથુન ૧૫ અંશ |
| ૫ | સંપૂર્ણ દૃષ્ટિ | ૭ | ૭ | ૭-૪ ૮ | ૭ | ૭-૫ ૯ | ૭ | ૭-૩ ૧૦ | — | — |
| ૬ | ૩/૪ દૃષ્ટિ | ૪-૮ | ૪-૮ | ૪-૮ | ૪-૮ | ૪-૮ | ૪-૮ | ૪-૮ | — | — |
| ૭ | ૧/૨ દૃષ્ટિ | ૫-૯ | ૫-૯ | ૫-૯ | ૫ ૯ | ૫-૯ | ૫-૯ | ૫-૯ | — | — |
| ૮ | ૧/૪ દૃષ્ટિ | ૩-૧૦ | ૩-૧૦ | ૩-૧૦ | ૩ ૧૦ | ૩ ૧૦ | ૩-૧૦ | ૩-૧૦ | — | — |
| ૯ | સમ | બુધ | મં-ગુ. શુ-શ. | શુક્ર શનિ | શ. મ. ગુ. | શનિ | મ ગુ | ગુરૂ | ગુરૂ | ગુરૂ |
| ૧૦ | શત્રુ | શુક્ર શનિ | — | બુધ | ચંદ્ર | બુધ શુક્ર | સૂ. મં. | સૂ.-સૂ. મ.-ચ. ચં.-મં | સૂ. ચં મં ચં મ. | સૂ. ચં.મં. |
| ૧૧ | મિત્ર | ચંદ્ર મંગળ ગુરૂ | સૂર્ય. બુધ. | સૂ. ચં. ગુ. | સૂ. શુ. | સૂ. ચં. મં. | બુ શ. | બુ. શુ. | બુ. શુ. શ. | બુ. શુ. શ. |

## ગ્રહાવસ્થા કોષ્ટક

| વિષમ રાશિ (૧-૩-૫-૭-૯-૧૧) | ૦ થી ૬ | ૭ થી ૧૨ | ૧૩ થી ૧૮ | ૧૯ થી ૨૪ | ૨૫ થી ૩૦ |
| --- | --- | --- | --- | --- | --- |
| | બાળ | કુમાર | યુવા | વૃદ્ધા | મૃતા |
| **સમ-રાશિ (૨-૪-૬-૮-૧૦-૧૨)** | ૦ થી ૬ | ૭ થી ૧૨ | ૧૩ થી ૧૮ | ૧૯ થી ૨૪ | ૨૫ થી ૩૦ |
| | મૃતા | વૃદ્ધા | યુવા | કુમાર | બાળ |

## પ્રભુ સ્થાપના-કોઠો:

શ્રી પદ્મપ્રભુ ૬ વ્યવહાર પ્રશ્ન

શ્રી સુમતિનાથ ૫ ગામાંતર પ્રશ્ન

શ્રી ઋષભ ૧ કાર્યસિદ્ધિ પ્રશ્ન

ૐ હ્રીં શ્રીં અર્હં નમઃ

શ્રી અભિનંદન ૪ સ્થાનસૌખ્ય પ્રશ્ન

શ્રી અજિતનાથ ૨ મેઘવૃષ્ટિ પ્રશ્ન

શ્રી સંભવ ૩ દેશ સૌખ્ય પ્રશ્ન

શ્રી વાસુપૂજ્ય ૧૨ સેવક પ્રશ્ન

શ્રી શ્રેયાંસનાથ ૧૧ સેવા પ્રશ્ન

શ્રી સુપાર્શ્વનાથ ૭ વ્યાપાર પ્રશ્ન

ૐ હ્રીં શ્રીં અર્હં નમઃ

શ્રી શિતલનાથ ૧૦ ચતુષ્પદ પ્રશ્ન

શ્રી ચંદ્રપ્રભુ ૮ વ્યાજદાન પ્રશ્ન

શ્રી સુવિધિનાથ ૯ ભય પ્રશ્ન

શ્રી અરનાથ ૧૮ જય-પરાજય પ્રશ્ન

શ્રી કુંથુનાથ ૧૭ વર પ્રશ્ન

શ્રી વિમલનાથ ૧૩ ધારણાગતિ પ્રશ્ન

ૐ હ્રીં શ્રીં અર્હં નમ

શ્રી શાંતિનાથ ૧૬ કન્યાદાન પ્રશ્ન

શ્રી અનંતનાથ ૧૪ બંદીન પ્રશ્ન

શ્રી ધર્મનાથ ૧૫ પરરોધ પ્રશ્ન

શ્રી મહાવીરસ્વામી ૨૪ ગતવસ્તુ પ્રશ્ન

શ્રી પાર્શ્વનાથ ૨૩ આગતુક પ્રશ્ન

શ્રી મલ્લીનાથ ૧૯ મંત્ર-વિદ્યા ઔષધ-પ્રશ્ન

ૐ હ્રીં શ્રીં અર્હં નમઃ

શ્રી નેમિનાથ ૨૨ સંતાન પ્રશ્ન

શ્રી મુનિસુવ્રત ૨૦ રાજ્યપ્રાપ્તિ પ્રશ્ન

શ્રી નમિનાથ ૨૧ અર્થ-ચિંતા પ્રશ્ન

## ચંદ્રમહાદશામાં અંતરદશા

| ગ્રહ | ચં. | મં. | રા. | ગુ. | શ. | બુ. | કે. | શુ. | સૂ. | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ. | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૦ |
| મા | ૧૦ | ૭ | ૬ | ૪ | ૭ | ૫ | ૭ | ૮ | ૬ | ૦ |
| દિ. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## ગુરુની મહાદશામાં અંતરદશા.

| ગ્રહ | ગુ | શ | બુ | કે | શુ | સૂ | ચં | મં | રા | યો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ. | ૨ | ૨ | ૨ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૨ | ૧૬ |
| મા | ૧ | ૬ | ૩ | ૧૧ | ૮ | ૯ | ૪ | ૧૧ | ૪ | ૦ |
| દિ. | ૧૮ | ૧૨ | ૬ | ૬ | ૦ | ૧૮ | ૦ | ૬ | ૨૪ | ૦ |

## કેતુની મહાદશામાં અંતરદશા

| ગ્રહ | કે | શુ | સૂ | ચં | મં | રા | ગુ | શ | બુ | યો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૭ |
| મા | ૪ | ૨ | ૪ | ૭ | ૪ | ૦ | ૧૧ | ૧ | ૧૧ | ૦ |
| દિ | ૨૭ | ૦ | ૬ | ૦ | ૨૭ | ૧૮ | ૬ | ૯ | ૨૭ | ૦ |

મંગળ મહાદશામાં અંતરદશા

| ગ્રહ | મં. | રા. | ગુ. | શ. | બુ. | કે. | શુ. | સૂ. | ચં. | યો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ. | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૭ |
| મા. | ૪ | ૦ | ૧૧ | ૧ | ૧૧ | ૪ | ૨ | ૪ | ૭ | ૦ |
| દિ. | ૨૭ | ૧૮ | ૬ | ૯ | ૨૭ | ૨૭ | ૦ | ૬ | ૦ | ૦ |

શનિની મહાદશામાં અંતરદશા

| ગ્રહ | શ. | બુ | કે | શુ | સૂ | ચં | મં | રા | ગુ | યો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ | ૩ | ૨ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ |
| મા | ૦ | ૮ | ૧ | ૨ | ૧૧ | ૭ | ૧ | ૧૦ | ૬ | ૦ |
| દિ | ૩ | ૯ | ૯ | ૦ | ૧૨ | ૦ | ૯ | ૬ | ૧૨ | ૦ |

શુક્રની મહાદશામાં અંતરદશા.

| ગ્રહ | શુ | સૂ | ચં | મં | રા | ગુ | શ | બુ | કે | યો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ | ૩ | ૧ | ૧ | ૧ | ૩ | ૨ | ૩ | ૨ | ૧ | ૨૦ |
| મા | ૪ | ૦ | ૮ | ૨ | ૦ | ૮ | ૨ | ૧૦ | ૨ | ૦ |
| દિ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## સૂર્ય મહાદશામા અંતરદશા.

| ગ્રહ | સૂ. | ચં | મં. | રા. | ગુ. | શ. | બુ. | કે. | શુ. | યો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૬ |
| મા. | ૩ | ૬ | ૪ | ૧૦ | ૯ | ૧૧ | ૧૦ | ૪ | ૦ | ૦ |
| દિ. | ૧૮ | ૦ | ૬ | ૨૪ | ૧૮ | ૧૨ | ૬ | ૬ | ૦ | ૦ |

## રાહુ મહાદશામાં અંતરદશા.

| ગ્રહ | રા. | ગુ. | શ. | બુ | કે | શુ | સૂ | ચં | મં | યો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ. | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ | ૧૮ |
| મા. | ૮ | ૪ | ૧૦ | ૬ | ૦ | ૦ | ૧૦ | ૬ | ૦ | ૦ |
| દિ. | ૧૨ | ૨૪ | ૬ | ૧૮ | ૧૮ | ૨૪ | ૦ | ૧૮ | ૦ | ૦ |

## બુધની મહાદશામાં અંતરદશા.

| ગ્રહ | બુ | કે | શુ | સૂ | ચં | મં | રા | ગુ | શ | યો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ | ૨ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૨ | ૨ | ૨ | ૧૭ |
| મા | ૪ | ૧૧ | ૧૦ | ૧૦ | ૫ | ૧૧ | ૬ | ૩ | ૮ | ૦ |
| દિ. | ૨૭ | ૨૭ | ૦ | ૬ | ૦ | ૨૭ | ૧૮ | ૬ | ૯ | ૦ |

# રોગીના જીવનના કેટલાક સંકેતો

૧ આંખ આગળ ધરેલી આંગળી-ગણી ન શકે કે પૂનમનો ચંદ્ર પણ ઊગતો ન જોઈ શકે તે માણસ ૧ દિવસ જીવે

૨. જેની આંખો લાલ હોય, આંખો ઉંચી જ રહેતી હોય. બળતા અગ્નિ પેઠે બળતી હોય તેને અમૃતપાન પણ નહિ બચાવે, તે ૨ દિવસ જીવે.

૩ જેનું આખું મોઢું લાલ થઈ ગયું હોય. જે લવારો કરે જેની જીભ લંબી પડી હોય ગળ્યા જેવી ચીજ મોઢામા નાંખતા લોટ જેવી જ રહે. શ્વાસમા ઘર્-ઘર્ અવાજ આવતો હોય તે ૩ દિવસ જીવે.

૪. જેનું નાક સહજ હરડાય, તે પોતે બે આંખ એકાગ્ર કરતા નાકનું ટેરવું દેખી ન શકે તેનું આયુષ્ય ૪ દિવસનુ માનવુ.

૫ જેને પાણી છાંટતા કે પવન નાખતા પણ જો રૂંવાડા પર અસર ન થાય તો તે ૫ દિવસનો મહેમાન માનવો.

૬. જે માણસને સ્નાન કર્યા પછી એકદમ હૃદયનો ભાગ અને હાથ પગ સુકાઈ જાય. અને શરીરના બીજા ભાગનુ પાણી પણ સૂકાય તો તે ૬ દિવસ કાઢશે.

૭ જેના કાન સાવ શિથિલ થઈ જાય, કે મૂળ જગાએથી જરા ખસી ગયા હોય કે વળી ગયા હોય તેવુ જણાય તે ૭ દિવસ જીવે.

૮ જેને સૂર્યની ગરમી ન લાગે અથવા રાત્રે જેને ઠંડક ન વળે અથવા ગરમી ઠંડીનુ જેને ભાન જ ન હોય એ જ્ઞાન ચાલ્યુ જાય તે ૮ દિવસ જીવે.

૯ જે અચાનક બહેરો બની જાય, અથવા કાન ખેંચો, મારો કે દંડો લગાવો તો પણ કાનને કંઈ અસર ન થાય તે ૯ દિવસનો મહેમાન છે.

૧૦. જે માણસ ઘી-તેલ પાણી કે દર્પણમા પોતાનો પડછાયો માથા વગરનો જુએ તે ૧૦ દિવસ જીવે

૧૧ જેના હાથથી રોટલી કે ભાત પકડીને છાપરે નાખો પણ કાગડા ન ખાય તો તે ૧૧ દિવસ જીવે.

૧૨ જેના હાથ પગ આંગળીના ટચાકા ફોડવાનો પ્રયત્ન કરવા છતા ન ફૂટે તો પણ તે ૧૨ દિવસ જીવે.

૧૩ પોતાને જોવા આવનાર માણસોનું માથું તેને ન દેખાય પણ માથા વિનાનો એકલો દેહ દેખાય અથવા માથુ વાળ વગેરે ન દેખાય તો તે ૧૩ દિવસ જીવે

૧૪ જે માણસને પોતાનો પડછાયો જ ન દેખાય તે માણસ ૧૪ દિવસ જીવે.

૧૫. જે સંપૂર્ણ ચંદ્રને કાળો દેખે તે ૫દર દિવસ જીવે.

૧૬ જેને નદીના પાણી અવળા વહેતા હોય એવું સ્વપ્ન આવે તે સોલ દિવસ જીવે

૧૭. જેને સૂકા ઝાડ પર લીલા પાન કે છાલ ન દેખાય એ સત્તર દિવસ જીવે.

૧૮ જેની બુદ્ધિ દિવસે વિપરીત થાય પણ રાત્રે ઠેકાણે આવી જાય તેવો માણસ અઢાર દિવસ જીવે.

૧૯ જેની બુદ્ધિ રાત્રે વિપરીત થાય, અને દિવસે બરાબર રહે તે માણસ ઓગણીસ દિવસ જીવે.

૨૦ જે રાત્રે અચાનક એક પણ તારો દેખી ન શકે તે ૨૦ દિવસ જીવે.

૨૧ જેને આકાશ પૃથ્વી જેવું જડ દેખાય તે માણસ એકવીસ દિવસ જીવે.

૨૨. જેને સૂર્યમાં છિદ્રો પડેલાં દેખાય તે ૨૨ દિવસ જીવે.

૨૩. જેને ગુરૂના તારાનો રંગ વિપરીત દેખાય તે ૨૩ દિવસ જીવે.

૨૪. જે માણસ એકદમ ટૂંકો થઈ ગયો હોય એમ લાગે અથવા પથારીમાં અંગ ખેંચાઈને ટુંકા થાય તે ૨૪ દિવસ જીવે.

૨૫. જેનાં જ્ઞાનતંતુઓ શિથિલ થઈ જવાથી તે પથારીમાં લાંબો દેખાય તે ૨૫ દિવસ જીવે

૨૬ જેને પોતાની પાસે મડદું દેખાય અથવા જેને એ પ્રકારનું સ્વપ્ન આવે તે ૨૬ દિવસ જીવે.

૨૭. ચારે બાજુ સ્વચ્છ હોવા છતાં ધૂળવાળું વાતાવરણ દેખાય અથવા ધોળે દિવસે જેને તારા દેખાય અથવા મેઘ ન હોવા છતાં જેને વીજળી દેખાય તે ૨ મહિના જીવે.

૨૮. જેને દીવો પાસે લાવતા પણ દિવો ન દેખાય અથવા ગંધની શક્તિ જતી રહે અથવા પોતાની છાયા માથા વગરની જુએ અથવા જેને એકાએક ઘંટનાદ કે ઝાલરનો અવાજ સંભળાય તો તે માણસ ૩ મહિના જીવે.

૨૯. જે માણસ માથાના વાળ તોડે, તે વાળ ઝટ છૂટા પડી જાય. કાંચીડાની માફક તેના અંગમા વિવિધ રંગો દેખાય, અને પોતે પણ ન સમજી શકે તેવા કાર્યો કરે તે ૪ મહિના જીવે.

૩૦ કાદવ કે માટીવાળા રસ્તા પર ચાલતા જેના પગલાં અર્ધાં પડે ને અડધા ન પડે તે ૫ મહિના જીવે.

૩૧. જે માણસ પોતાની આંગળીઓ હલાવે પણ તે હલતી દેખી ન શ (અચાનક) અને આંખનું તેજ એકદમ જતું રહે તે માણસ ૬ મહિના જીવે. (આંખના રોગી માટે આ લક્ષણ નથી)

૩૨. જે માણસની પાણી પીતા તરશ ન છીપે. અકસ્માત માથું ભારે રહ્યા કરે તે માણસ ૭ માસ જીવે.

૩૩ જે માણસને વૃક્ષો સોનાના હોય એવું દેખાય અથવા એવાં સ્વપ્ન આવે તો તે માણસ ૮ મહિના જીવે.

જે માણસ બીકણ હોય તે શૂરવીર બની જાય અને શૂરવીર હોય તો એકાએક બીકણ બની જાય, કાળો હોય તો ગોરો બની જાય અને ગોરો હોય તો

કાળો બની જાય, ટૂંકો હોય તો લાંબો બની જાય ને લાંબો હોય તો ટૂંકો બની શકે આમ પ્રકૃતિના ભાવ જેના બદલી જાય તે આઠ મહિના જીવે.

૩૪. સૂર્યને વચ્ચે કાળો છેદવાળો કે વિચિત્ર દેખે તે ૯ મહિના જીવે.

૩૫. જેના નાક, કાન, હાથ, પગ અને ગુપ્ત અંગો અચાનક કાળા પડી જાય તે દસ મહિના પૂરા ન જીવે.

૩૬. જેના શરીરમાથી ફુલના ગુચ્છ સમાન સુંદર સુગંધ આવે તે માણુસની થોડા સમયમાં છરી-તલવારથી હત્યા થાય

૩૭. જેની જ્ઞાનેન્દ્રિય કે કર્મેન્દ્રિય બગડે જેના નાકમાથી જાત જાતની સુગંધ આવે જેને બધી વસ્તુઓ વિપરીત દેખાય, જે પોતાના શરીરને દર્પણમા જોતા ખંડિત જુએ તે જરૂર રોગીષ્ટિ બનીને મરણ પામે.

૩૮ રોગી માણુસને ત્યાથી વૈદરાજને બોલાવવા જે જાય તે વૈદરાજને બોલાવવા જે વાંકય બોલે તે વાકયના અક્ષરો ગણી લેવા તેને બમણા કરી તે ૩ વડે ભાગવાથી જો શેષ કંઈ ન રહે તો રોગી ચોક્કસ મરી જશે, જ્યારે શેષ વધે તો તે રોગી દવા લેવાથી સાજો થશે

ઉપરના લક્ષણો પથારીવશ રોગીના જોવામા આવે તો ને પરથી તેના જીવન વિષેની આ કડિકાઓ આયુર્વેદમાં વર્ણવેલી છે. વૈદરાજ ચિમ્મલ ભટ્ટ વિરચિત "વૈદ્યચંદ્રોદય" નામના પુસ્તકમાથી આ ચિન્હો વર્તમાન પત્રોમા આવેલ હતા તેના સંગ્રહ પરથી આભાર સહ અહીં આપવામા આવેલ છે

## કાળજ્ઞાન (યોગ શાસ્ત્રમાંથી)

૧ જે માણુસને છીંક, વિષ્ટા, વીર્યસ્ત્રાવ અને મૂત્ર એ ચાર એકી સાથે થઈ જાય તો તે માણસ ૧ વરસના અંતે તેજ મહીને તેજ તિથિએ મરણ પામે

૨ જીભ અને નાકનો અગ્રભાગ અને આખની કીકીમા જોતા પોતાની આંખની કીકી અને ભ્રૂકુટિ આ ચાર ન દેખે તે માણસનુ આયુષ્ય થોડું હોય.

૩ જો સ્વપ્નમાં ગીધ, કાગડા કે રાત્રે ચાલવાવાળા પ્રાણીઓ પોતાના શરીરનું ભક્ષણ કરતા જુએ તો એક વરસ અંતે તેનુ મરણ થાય છે.

૪ જો ગધેડા ઉંટ સુવર જેવા પ્રાણી ઉપર પોતે સ્વારી કરેલી જુએ અથવા તેઓ પોતાને તાણતા હોય, ખેંચતા હોય કે ધસડતા હોય તેવું સ્વપ્નમા જોવામાં આવે તો પણ એક વરસમા તેનુ મરણ થાય.

૫ જ્યારે સૂર્ય ગોળ કિરણ વિનાનો સ્વપ્નમા દેખાય, અગ્નિને કિરણો સહિત દેખે તો તે માણસ ૧૧ માસ પછી તેજ તિથિએ મરણ પામે છે

૬ કોઈ ઠેકાણે વૃક્ષના અગ્રભાગ ઉપર જો ગંધર્વ નગર અથવા પ્રેત-પિશાચ આદિને સ્વપ્નમા જોવામાં આવે તો દશમે મહિને મૃત્યુ થાય.

૭ જો સ્વપ્નમાં ઉલટી, મૂત્ર વિષ્ટા, સોનું, રૂપું જોવામા આવે તો નવ મહિના જીવે. (આ હકીકત માદા માણસને આશ્રયી છે.)

૮ જો માણુસ કારણુ સિવાય અકસ્માન. ગાંડો થઈ જાય, અકસ્માત દુર્બળ થઈ જાય, અકસ્માત ક્રોધી થઈ જાય, અકસ્માત બીકણુ થઈ જાય તે માણુસ ૮ મહિના જીવી શકે.

૯ ધૂળ કે કાદવ અંદર આખો પગ મૂકતા તે પગલું અધુરૂ પડેલુ જણાય તો માણુસ ૭ મહિના અંતે મરણ પામે.

૧૦ જો આખની કીકી તદ્દન કાળી અંજન સરખી દેખાય રોગ વિના અકસ્માત હોઠને તાલવું સૂકાય, મોઢુ પહોળુ કરવા છતા ઉપર નીચેના દાત વચ્ચે પોલાણુમાં પોતાની ૩ આંગળી ન સમાય તેમજ ગીધ, કાગડો, પારેવુ કે કોઈ માંથી ભક્ષી પંખી માથા પર આવી બેસે તો ૭ મહીનામા માણસ મરણુ પામે.

૧૧ વિષય સેવન કર્યા પછી જો અકસ્માત શરીરમાં ઘંટાના નાદ જેવો અવાજ સંભળાય તો ૫ મહીનામાં માણસનું મરણુ થાય.

૧૨ કાંચીડો ઝડપથી માથા પર ચડીને ચાલ્યો જાય અને જતાં જતા શરીર પર વિષ્ટિા જુદા જુદા ત્રણુ પ્રકારની કરે તો માણુસ પાચ મહિને મરણ પામે.

૧૩ જો નાશિકા વાંકી થઈ જાય, આખો ગોળ થઈ જાય, કાન પોતાના ઠેકાણેથી ઢીલા થઈ જાય તો ચાર મહીને માણુસ મરણુ પામે.

૧૪. જો સ્વપ્નામા કાળા રંગ વાળો, કાળા પરિવાર વાળો અને લોઢાના દંડને ધારણુ કરનારો માણસ જુએ તો ત્રણ મહીને મરણ થાય

૧૫ ચદ્રમાને ગરમ જુએ. સૂર્યને ઠંડો જુએ, જમીનમાં અને સૂર્યમાં છિદ્ર જુએ, જીભને કાળી ને મોઢાને લાલ કમળ જેવુ જુએ, તાળવુ કંપે, મનમા શોક થાય, શરીરમા અનેક જાતના વર્ણ થયા કરે, નાભિથી અકસ્માત હેડકી ઉત્પન્ન થાવ તો તે માણુસ બે મહિને મરણુ પામે.

૧૬ જીભથી સ્વાદને જાણી ન શકે, બોલતાં વારંવાર સ્ખલના થાય, કાન શબ્દો ન સાંભળે નાશિકા ગંધ ન જાણી શકે, નિરંતર આંખો ફરક્યા કરે, દેખેલી વસ્તુમા ભ્રમ થાય, રાત્રે ઈન્દ્ર ધનુષ્ય દેખાય, અરિસામાં કે પાણીમા પોતાની આકૃતિ ન દેખાય, વાદળ વિનાની વિજળી જુએ, કારણ વિના પણુ મરતક બળ્યા કરે હંસ કાગડા મયૂરનું કોઈ પણ ઠેકાણે વિષય સેવન જોવામા આવે ટાઢા, ઉના, ખરછટ અને સુંવાળા સ્પર્શોને જાણી ન શકે આ બધાં લક્ષણુમાથી કોઈ પણુ એક લક્ષણુ માણસને દેખાય તો તે માણસનુ મરણુ એક મહીનામા થાય તેમાં કોઈ પ્રકારનો સંશય ન જાણવો.